પ્ર૦ મૂલ્ય, [illegible]
૧૯[illegible]

ગ્રંથપ્રતિ, [illegible]
૧૦૦ અને ૧૮૧૪

સસ્તીવાર્તામાળા

વર્ષ ૧ લું

પુસ્તક ૧૦-૧૧-૧૨

વાર્ષિક મૂલ્ય
પાકું પૂઠું ૦-૬-૦

ચૈત્ર, વૈશાખ, જેઠ
સંવત ૧૯૭૦.

उद[illegible]का वीरशिरोमणि म[illegible]राणा

# प्रताप सिंह.

( ઐતિહાસિક નવલકથા. )



લેખક અને પ્રકાશક
ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.
વ્યવસ્થાપક—ભારત જીવન અને સસ્તીવાર્તામાળા.
મુંબઈ નં. ૩.

( છૂટક મૂલ્ય પાકું પૂઠું રૂ. ૧-૦-૦ )

**બીજું વર્ષ. પ્રથમ પુસ્તક વી. પી. થી મોકલાશે.**

# બીજા વર્ષમાં નીચલાં પુસ્તકો અપાશે.

**૧. અનુપકુમારી.** અથવા **કાશ્મીર પર હલ્લો**—નામક ઐતિહાસિક નવલકથા છપાય છે. આ નવલકથામાં પંજાબ કેસરી મહારાણા રણજીતસિંહે ૧૮ મી સદીમા કાશ્મીર ઉપર હલ્લો કર્યો હતો તેનુ મનોવેધક વૃત્તાન્ત છે. વળી એમા રણજીતસિંહની કુંવરી અનુપકુમારીની પવિત્રતા, તેનો ક્ષાત્ર ટેક, પવિત્ર પ્રેમ, સંકટ સમયે સહનશીલતા, શૉકયોના સાલથી ગૃહ રાજ્યની દુર્દશા, શીખ વીર રણધીરસિંહની અનુપમ ધીરતા અને વીરતા, અણમાનિતી મહારાણીની પતિપરાયણતા, શૉકયની ભંભેરણીથી રણજીતસિંહનુ અવિચારી પગલુ, તેનુ ભયંકર પરિણામ, રણજીતસિંહનો પસ્તાવો, રાજભક્ત સેવકની સંકટ સમયે કસોટી, રણજીતસિંહની શૂરવીરતા, બુદ્ધિચાતુર્ય, ઠગારા સાધુઓની કપટ જાળનુ સ્ફોટન, પાપીનો નાશ, સત્યાત્મા-પુણ્યાત્મા રણધીરસિંહનો ભાગ્યોદય, વગેરે વીર, કરૂણા, શૃંગાર, અને ભયાનક આદિ રસથી ભરપૂર નવલકથા છે. આ પુસ્તકમા લેખકશ્રીએ કલ્પનાને બળે સૃષ્ટિ સૌંદર્યનાં વર્ણનો એવી ખુબીથી કર્યા છે અને અલંકારો એવી ખુબીથી આપ્યા છે કે એને ચાલુ જમાનાની “કાદમ્બરી” કહી શકાશે. સરલ ભાષામા લખાયલી આ ઉત્તમ નવલકથા અમારા વાચકોને પ્રિય થઈ પડશે. **પૃષ્ઠ લગભગ ૩૦૦-૩૫૦**

**૨. શહેનશાહ જહાંગીર**—મોગલ શહેનશાહ જહાંગીરનુ પોતાને હાથે લખેલુ પોતાનુ રસીલું આત્મજીવન, આ પુસ્તકમાં ઉત્તમતાથી છપાશે એમાં જહાંગીર અને બેગમ નુરજહાંની છબીઓ પણ પ્રકટ થશે. પ્રત્યેક બનાવોમા શહેનશાહની ઉદારતા, ન્યાય પરાયણતા, વગેરે જણાઇ આવશે. **પૃષ્ઠ ૨૫૦**

**૩. ઉમાજી નાયક**—અથવા **મહારાષ્ટ્રનો સુપ્રસિદ્ધ લુંટારો**—આ નવલકથારૂપે લખાયલા પુસ્તકમાં મહારાષ્ટ્રના ૧૮ મી સદીના એક સુપ્રસિદ્ધ લુંટારાનાં પરાક્રમો, હિમ્મત, સાહસ, દયાળુપણું, પતિવ્રતપણું, દાનવીરપણુ, ચતુરાઇ, પવિત્રપણું વગેરે પ્રસંગો ચિતાકર્ષક રીતે લખાશે. ગપાષ્ટક ભરેલી ડિટેક્ટીવ નૉવેલો કરતાં આ નવલકથામાં સત્ય બનાવો હોવાથી વાચકને ઘણુ જાણવાનુ મળશે. અને વાંચતાં વાંચતાં તેમાં તલ્લીન થવાશે. **પૃષ્ઠ આશરે ૩૦૦**

**૪. મહારાષ્ટ્રીય કથાકુંજ**—આ પુસ્તકમાં મરાઠા અને પેશ્વાના રાજઅમલ સમયે બનેલી ન્હાની ન્હાની નવલકથાઓ છે જેમાં મહારાષ્ટ્રીય વીર પુરૂષો અને વીર–સતી–રમણીઓનાં મનોવેધ દ્રષ્ટાંત " રાજપૂત કથાકુંજ " ની શૈલી પ્રમાણે લખાશે. **પૃષ્ઠ આશરે ૩૦૦**

**૫. બ્રહ્મચારિણી**—અથવા **સમાજ સેવિકા**—આ સામાજિક, ધાર્મિક નવલ કથામાં હિંદુઓના સંસારમા આદર્શ નારીઓ કેવી હોવી જોઇએ? નારીઓ બાલ્યાવસ્થાથી ધર્મશાસ્ત્રાદિનુ અધ્યયન કરી, જીવન પર્યંત બ્રહ્મચર્ય પાળી, સમાજની કેવી રીતે સેવા કરી શકે? અને કેવી રીતે પરોપકારનાં કામો કરી આ લોક પરલોકમાં કલ્યાણ સાધી શકે? ગૃહસ્થાશ્રમમા પડેલી રમણીઓ પતિ, સંતતિ આદિની સેવા કરવા છતાં કેવી રીતે પરોપકાર કરી શકે તેનુ ઉત્તમ ચરિત્ર આ નવલકથામા બતાવ્યુ છે. પ્રત્યેક પાત્રના આચાર વિચારમા સનાતન ધર્મના રહસ્યો દર્શાવી, મનુષ્યે જગતની યાત્રા કેવી રીતે કરવી તે કુશળતાથી બતાવ્યુ છે. **પૃષ્ઠ આશરે ૩૦૦.** ઉપરોક્ત પુસ્તકોના ક્રમમા કિંવા પુસ્તકોમાં ફેરફાર કરવાની અગત્ય જણાશે તો તેમ કરી શકાશે.

ગ્રાહક બંધુઓને ચાલુ (પ્રથમ.) વર્ષનુ છેલ્લું પુસ્તક મહારાણા **પ્રતાપસિંહ** આજે પોષ્ટ થાય છે. તે સાથે પ્રથમ વર્ષનાં ૧૫૦૦ પૃષ્ઠનાં પુસ્તકો પુરાં થાય છે. **અસાડ શુદ પૂર્ણિમાથી બીજું વર્ષ શરૂ થાય છે.** જેથી **બીજા વર્ષનું પ્રથમ પુસ્તક** હિંદુસ્થાનના પ્રત્યેક ગ્રાહક બંધુઓને **વેલ્યુપેબલ દ્વારા મોકલી લવાજમ વસુલ થશે.** બીજા વર્ષમા પ્રત્યેક **ગ્રાહક બંધુઓ થોડાં થોડાં ગ્રાહક વધારવાનો શ્રમ લેશે તો** તેથી તેમનેજ વધુ પૃષ્ટનુ વાંચન મળશે એ ખાત્રી રાખવી.

☛ **બીજાં વર્ષથી ગ્રાહક તરીકે ના રહેવું હોય તેઓએ અમને તરતજ એક પોષ્ટ કાર્ડ લખી** ખબર આપવા તસ્દી લેવી. જેથી તેઓને વી. પી. મોકલાશે નહિ. અને અમને નાહક પોષ્ટ ખર્ચનુ નુકશાન થશે નહિ.

**બીજાં** વર્ષ માટે અમે ઉત્તમોત્તમ ઐતિહાસિક સાંસારિક નવલકથાઓની પસંદગી કરી છે તે માટે અમે વિશેષ લખવા કરતાં પુસ્તકો જ્યારે તેઓના હાથમા આવે ત્યારેજ તેઓની ખાત્રી થશે. **મેનેજર.**

# સસ્તી વાર્તામાળા મળવાનાં ઠેકાણાં.

૧. **મુંબાઇ મેસર્સ એન. એમ. ત્રિપાઠીની કુ.** બુકસેલર્સ કાલબાદેવી રોડ–પ્રિન્સેસ સ્ટ્રીટ. ( છુટક પુસ્તકો પણ મળી શકશે. )

૨. ,, **શા. મેઘજી હીરજીની કું.** બુકસેલર્સ–પાયધુની.

૩. ,, **રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઈ.** લોવર પરેલ.

૪. **સુરત–શા. રંગીલદાસ કાળીદાસ** જનરલ મરચંટ–બરાનપુરી ભાગોળ.

૫. **ભરૂચ–રા. રા. ગણપતરામ દુર્ગારામ દેસાઇ.** વિમા કંપનીના એજન્ટ.

૬. **વડોદરા–મોહનલાલ મનસુખરામ** બુકસેલર. ( છુટક પણ મળશે. )

૭. **નડીઆદ–રા. રા. મણીલાલ લલ્લુભાઇ દેસાઈ.**

૮. **નાંદોદ–રા. રા. મોતીલાલ ધોળીદાસ** બુકસેલર જનરલ મર્ચંટ.

૯ **ભાવનગર–રા. અબ્દુલહુસેન આદમજી** બુકસેલર (છુટક પણ મળશે.)

૧૦ **કરાંચી–રા. રા. છગનલાલ ત્રિભુવન દવે.** ઠે. બંદર રોડ લેટ–પિપલ્સ એક બિલ્ડિંગ.

૧૧ **અમદાવાદ–ડી. રૉય અને કુંપની.** ગુજરાતના એજન્ટ. ઠે. ખાડીયા પોલીસ ચૉકી પાસે.

,, **મેસર્સ અનુભાઇ ભૂરાભાઇ ઠાકોરની કુ.**

,, **રા. રા. નંદલાલ ચુનિલાલ બોડીવાળા.** સારંગપુર.

,, **રા. રા. રણછોડલાલ મોતીલાલ** બુકસેલર. રીચીરોડ (છુટક પુસ્તકો પણ મળશે.)

,, **રા. રા. મફતલાલ રામનારાયણની કું.** રંગના વેપારીઓ.

,, **વકીલ એન્ડ કુંપની.** રીચીરોડ.

,, **અંબાલાલ શંકરલાલ.** દીલ્હીદરવાજા પાસે સરૈયા પોળ.

૧૨ **બારડોલી–રા. રા. નારૂશંકર હરિપ્રસાદ દેસાઇ.** વ્યાસ ફળીઉં.

૧૩. **ઠઠ્ઠા–( સિંધ )–રા. રા. ચાંદુમલ સુખાનંદ ભાટીયા.**

વાર્ષિક ફાળે. કાચુ પૂઠુ ૦-૬-૦

વાર્ષિક ફાળે પાકુ પૂઠુ ૦-૯-૦

સસ્તીવાર્તામાળા

વર્ષ ૧ લુ

પુસ્તક ૧૦-૧૧-૧૨

પ્રથમાવૃત્તિ, પ્રત ૩૧૦૦ સને ૧૯૧૪

ચૈત્ર, વૈશાખ, જેઠ સંવત ૧૯૭૦

उद्देपुरना वीरश्रेष्ठ महाराणा

# प्रतापसिंह.

( ઐતિહાસિક નવલકથા )



લેખક અને પ્રકાશક

ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.

વ્યવસ્થાપકઃ-ભારત જીવન અને સસ્તીવાર્તામાળા.

મુંબઈ નં ૧૩.

( છુટક મૂલ્ય પાકું પૂઠુ રૂ ૧-૦-૦ )

પ્રકાશક
ડાહ્યાભાઈ રામચંદ્ર મહેતા.
મુંબઈ નં. ૧૩.

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમા
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યુ

# प्रताप–महिमा.

## शालिनी.

यस्यां जाता सुप्रताप प्रताप–
सद्भूपा भूर सद्भूषणांगा ॥
बह्वाश्चर्या नैकरत्नोद्भवांच
वंदे देवीं भारतीं मातरं ताम् ॥ १ ॥

"રાજાઓના ભૂષણરૂપ, મહાન પ્રતાપવાળા પ્રતાપસિંહ જેવા રાજાઓ જે ભૂમિમા ઉત્પન્ન થયા છે, અને જેમા અનેક આશ્ચર્યો સ્થિત થયા છે તથા જે અનેક (વીર) રત્નોનું જન્મસ્થાન છે તે **દેવી ભારતી** ભૂમિરૂપ માતાને હુ વંદન કરૂ છુ."

हत्वाऽनार्यांत्रक्षयित्वाऽऽर्य धर्मं
येनाकारि क्षत्र शब्दस्तु सार्थः ॥
सोयं बिभृत्कीर्तिरूपं प्रतापः
शं भूतानां स्वर्गतोप्यातनोति ॥ २ ॥

"અનાર્યોનો નાશ કરીને તથા આર્ય ધર્મનું રક્ષણ કરીને જેણે ક્ષત્ર શબ્દનું સાર્થક કર્યું છે તે પ્રતાપસિંહ રાણા સ્વર્ગમાં ગયા છે તો પણ આ ભૂતલમા તેઓ કીર્તિ રૂપ શરીર ધારણ કરીને મનુષ્યોના સુખને-કલ્યાણને-વિસ્તારે છે"

વડીયા સ્ટેટ
કાઠીયાવાડ.

**शास्त्री सोमेश्वर रघुनाथ.**

# પ્રકાશકની પ્રસ્તાવના.

,There is not a pass in the alpine Aravali that is not sanctified by some deed of Pratap, some brilliant victcry, or oftener, more glorious defeat. Huldighat is the Thermopylea of Mewar; the field of Deweir her Marathon."

—*Tad's Rajasthan.*

"આરાવલ્લી પર્વત ઉપર એવું એક પણ સ્થાન નથી કે જે (રાણા) પ્રતાપના વીરત્વ ભરેલા કૃત્યથી કિંવા તેમના દિવ્ય વિજયથી કિંવા તેમના યશસ્વી પરાજયથી પવિત્ર થયા વિના રહ્યુ હોય હલ્દીઘાટ એ મારવાડનુ થરમોપીલી અને દેવીરનુ રણક્ષેત્ર એ તેનુ મારાથન છે " **ટોડ રાજસ્થાન**

* * * * *

" આ જગત્મા સમસ્ત વસ્તુઓ અનિત્ય અને ચચલ છે, રાજ્ય અને ધન, સમસ્ત નાશ પામશે પરતુ એક મહાપુરૂષની અસીમ કીર્તિ સર્વદા અમર રહેશે (મહારાણા) પ્રતાપસિહે પોતાનુ રાજ્ય ધન ઇત્યાદિ સમસ્ત પદાર્થોનો ત્યાગ કર્યો છે પરંતુ તેમણે કોઇ પણ સમયે કોઇના સ્હામે પોતાનું શિર નમાવ્યુ નથી ભારતવર્ષના સમસ્ત રાજકુમારોમા (રાજપૂત રાજાઓમા) કેવળ તેઓજ પોતાના પવિત્ર ક્ષત્રિય કુળના ગૌરવનુ રક્ષણ કરી શક્યા છે×" **ખાનખાના**

રાજકુલતિલક, વીર શ્રેષ્ઠ, મેવાડેશ્વર, મહારાણા પ્રતાપસિંહનું નામ સાભળ્યુ નહિ હોય એવો મનુષ્ય વિરલજ હશે. ધર્મની ગ્લાનિ થતાં પ્રાચીન યુગમાં ભગવાનને જન્મ ધારણ કરવો પડયો છે અને તેથી જગત્માં મ્હોટી ઉથલપાથલ થઇ છે તેજ પ્રમાણે અર્વાચીન સમયમાં-ધર્મની ગ્લાનિ, થતાં તેનું રક્ષણ કરવા માટે કેટલાક અસામાન્ય વીર પુરૂષોનો જન્મ થયેલો

× દિલ્લિશ્વર શેહેનશાહ અકબરે રાણા પ્રતાપની સ્થિતિની ગુપ્ત રીતે તપાસ રાખવાને પોતાના પ્રધાન સામન્ત ખાનખાનાને નિમ્યો હતો રાણાજીના ટેકથી તેમનાપર તે એટલો બધો મોહિત થયો હતો કે જેથી તેણે અકબરશાહને ઉપરોક્ત શબ્દો કહી પ્રતાપની સ્તુતિ કરી હતી.

આપણા જોવામાં આવે છે. એ વીર પુરૂષોને પણ આપણે અવતારી મહાપુરૂષો કહેવા પડશે. શ્રી રામ, શ્રી કૃષ્ણ આદિ અવતારોના ચરિત્રમાં અસાધારણતા અને અતિ આશ્ચર્ય જોવામા આવે છે તેજ પ્રમાણે મહારાષ્ટ્ર કેસરી શિવાજી, મેવાડ કેસરી રાણા પ્રતાપ, અને શિખ ગુરૂ ગોવિંદસિંહ જેવા અનેક કર્મવીર મહા પુરૂષોના જીવન પ્રસંગોમાં દેશ, કાલ અને સ્થિતિના પ્રમાણમાં અસાધારણપણું અને અતિ આશ્ચર્ય જોવામાં આવે છે. એ મહાપુરૂષોએ ભારતભૂમિને માટે શુ નથી કર્યુ ? આર્યો, પ્રાચીન કાળમા ધર્મ અને દર્શન શાસ્ત્રના સૂક્ષ્મ તત્વનુ અનુસંધાન કરવામા ગુથાયા હતા, તે સમયે પણ તેઓ વીર-ધર્મ અને યુદ્ધનીતિનો ઉત્કર્ષ કરવામાં પછાત નહોતા પડયા, પરંતુ તે પ્રાચીન ઈતિહાસને એક બાજુએ મુકી અર્વાચીન ઇતિહાસનુંજ અત્યારે અવલોકન કરીશુ તો તેમાથી પણ શિવાજી, પ્રતાપ અને ગુરૂ ગોવિંદસિંહ જેવાની કીર્તિના દ્દષ્ટાંત થોડા મળશે નહિ, અને જે દ્દષ્ટાંત મળશે તે વાચવાથી આર્યોની વીર પ્રતિભાનુ ઉત્તમોત્તમ દિગ્દર્શન થયા વિના રહેશે નહિ

અર્વાચીન ઐતિહાસિક યુગમા મુસલમાન શાસન સમયે આર્યોમા ત્રણ વીરજાતિનો અને તેમાં ત્રણ મુખ્ય પુરૂષોનો ઉદ્દ્ભવ થયો હતો એ ત્રણ જાતિ તે રાજપૂત, મરાઠા અને શિખ છે. એ જાતિએજ ક્રમે ક્રમે પ્રબળ મુસલમાન રાજશક્તિનુ બળ ક્ષય કર્યું હતું. તેથીજ મુસલમાનને આધિન પડેલી ભારતભૂમિ. અને એક મહાન ચતુર, બુદ્ધિમાન અને શાંતિ પ્રસારક, વિદેશી જાતિને વિના પરિશ્રમે-થોડે પ્રયાસે પ્રાપ્ત થઈ હતી એ ત્રણે જાતિમા બહુ વીર પુરૂષોનો જન્મ થયો હતો પરંતુ તેમાના ત્રણ પુરૂષોને, સર્વ વિષયમા સર્વોત્તમ કહી શકાશે એ ત્રણના નામ'-મેવાડેશ્વર મહારાણા પ્રતાપસિંહ, મહારાષ્ટ્રીય છત્રપતિ શિવાજી અને શિખ ગુરૂ ગોવિંદસિંહ. એ ત્રણ મહાપુરૂષના મહામંત્રની દિક્ષા લેવાથી તેમની જાતિનુ વીરત્વ અને મહત્વ વિશ્વવિખ્યાત થયુ છે

એ ત્રણે મહા પુરૂષોમાં મેવાડના મહારાણા પ્રતાપસિંહને સર્વથી શ્રેષ્ઠ કહેવા પડશે. સમુદ્રના શાંત જળમાં નાવિકની નૌકા-વિદ્યાની પરીક્ષા થઈ શકતી નથી પરંતુ સખ્ત વા વટોળીયા વખતે તોફાની સમુદ્રના ઉછળતા જળમાંજ

તેની પરીક્ષા થાય છે. પ્રબળ શત્રુ સાથે યુદ્ધ કર્યા વિના કોઇ વીર યોદ્ધાની વીર્ય પ્રતિભા જણાઇ શકતી નથી પરતુ અનેક સમય પર્યંત, શત્રુ સાથે યુદ્ધ કરતાંજ તેના બળની પરીક્ષા થાય છે. મોગલ બાદશાહમાં જેઓ સર્વે શ્રેષ્ઠ, જેની રાજનીતિની મોહિની શક્તિવડે હિંદુ, મુસલમાન, સર્વે તેમના પ્રતિ આસક્ત થયા હતા, તેજ વિશ્વવિખ્યાત બાદશાહ અકબર, મહારાણા પ્રતાપસિંહના શત્રુ હતા. શિવાજી છત્રપતિનો શત્રુ બાદશાહ ઔરંગજેબ, પ્રપંચી રાજનીતિ અને ધર્માંધતાને લીધે પ્રજા જન-મંડળમાં અપ્રિય થઈ પડ્યો હતો, અને એજ કારણને લીધે તેનું વિરાટ બળ અને તેજોમય ગૌરવ અંતે શૂન્યવત્ થઇ પડયું હતું ! શિખગુરૂ ગોવિંદસિંહનો જન્મ થયો તે સમયે મોગલોનો ગૌરવ-દીપક નિર્વાણ પામવાની તૈયારીમા હતો. મોગલ ગૌરવના મધ્યાહ્નકાળમાં, થોડા રાજભક્ત રાજપૂત વીરો સહિત, મહારાણા પ્રતાપસિંહે, પ્રબળ શત્રુ સાથે પચીશ વર્ષ સુધી યુદ્ધમા ગુંથાઇ રહી, વીરત્વની પરાકાષ્ઠા બતાવી હતી ! તેથીજ રાણા પ્રતાપસિંહ, ઉપરોક્ત ત્રણ મહાપુરૂષોમાં શ્રેષ્ઠ હતા એમ કહેવુ પડશે. કારણ કે, તેમના શત્રુઓનું બળ, સગવડ અને સામગ્રી સર્વે કરતા વિશેષ હતી. પોતાની પાસે મુઠ્ઠીભર સૈન્ય હોવા છતા સમુદ્રના ઉછળતા પ્રચંડ તરંગ જેવી મોગલ સેનામા તેઓ વારવાર ઝીંપલાવતા, શહેનશાહનું વિશાળ સૈન્ય તેમની પૂઠે પડતું છતાં પણ પ્રતાપમા સિંહ જેવા પ્રતાપસિંહ મોગલોને નમ્યા નથી ! તેમના હાથમાં ગયા નથી ! તેથીજ કહી શકાશે કે પ્રતાપસિંહ વીરચુડામણિ હતા ! ઉપરોક્ત ત્રણે પુરૂષોમાં, તેઓ જ શ્રેષ્ઠ હતા

પ્રતાપસિંહમાં એક મહત્વનો ગુણ એ હતો કે તેમના વીરત્વમા નીચતાનુ ચિહ્ન જણાતું નથી પ્રતાપના ઇતિહાસમા દુર્બળ શત્રુ તરફ દુર્વ્યવહાર જણાતો નથી. શત્રુનો વિનાશ કરવામા કપટતા કે વિશ્વાસઘાતકતા જણાતી નથી, અને સત્યનો ભંગ કરવા જેવો એક પણ પ્રસંગ જણાતો નથી. પ્રતાપની કઠોર આજ્ઞાને લીધે મેવાડ સ્મશાનવત્ થયુ હતું પરતુ તે સ્મશાનવત્ ભૂમિમાં અપવિત્રતા નહોતી ! દુર્ગંધ નહોતી ! ભયંકરતા નહોતી ! પ્રતાપના જીવનમાં ધર્મ કિંવા નીતિનું અપમાન-ઉલ્લંઘન-કિંચિદ્ પણ જણાયું નથી. પ્રતાપનુ ચરિત્ર નિર્મળ, વિશુદ્ધ અને સ્વચ્છ-શ્વેત જણાય છે. રાજપૂતાનામાં તેજ પવિત્ર ચરિત્રની પ્રભા સર્વત્ર પ્રસરી રહી હતી.

રાણા પ્રતાપના ચરિત્રમાં વીરત્વ કરતાં મહત્વ મુખ્ય જણાઇ આવે છે. તેમનું જીવન એક યોદ્ધાના જેવુ હતું એ ખરૂ પરંતુ સાધારણ યોદ્ધાની પેઠે પારકાનું રાજ્ય પડાવી લેવા જેવું લોભી નહોતું. પારકાનું ધન લુંટી લેવુ એ તેમનો વ્યાપાર નહોતો ! અન્યાયની રીતે અથવા નજીવાં કારણોને લીધે મનુષ્યની હત્યા કરીને તેમની કમ્મરે લટકતી તરવાર કલંકિત થઈ નથી ! પોતાના રાજ્યનો–મેવાડનો ઉદ્ધાર કરવો એજ તેમનો ઉદ્દેશ હતો. પરરાજ્ય તરફ તેમને લોભ નહતો. તેથીજ કર્મ વીર પ્રતાપ માનવ ચરિત્રના ઉચ્ચ શિખર પર બિરાજ્યા હતા. તેમની સુદર દેવમૂર્તિ પેઠે તેમનું ચરિત્ર પણ દૈવત્વ પૂર્ણ હતું. તેમની મૂર્તિ અને તેમનું ચરિત્ર, ભારતવર્ષમા ઘેર ઘેર પૂજવા લાયક છે.

મહાપુરૂષોનુ એક મુખ્ય લક્ષણ એ છે કે તેઓ પ્રથમ બહુ વિચાર કર્યા પછી કોઇ કાર્ય કરવાનો નિશ્ચય કરે છે, અને જ્યારે કોઇ કાર્ય કરવાનો નિશ્ચય થાય છે ત્યારે જગતની કોઇ શક્તિ કિંવા વિધિ તેના કર્તવ્ય માર્ગમાથી તેને વિચલિત કરી શકતાં નથી. મહાવીર નેપોલિયને જ્યારે નિશ્ચય કર્યો કે " ઈટાલી જીતવુંજ છે." ત્યારે તેમણે એકાએક કહ્યું કે: " બસ આલ્પસ પર્વતને ઉડાવી દો ! " અર્થાત્, નહિ ચઢાય એવા આલ્પસ પર્વતના આકાશભેદી શિખરો, તેમનો ઇટાલી જવાનો માર્ગ રોકી શકશે નહિ, કારણ કે તેઓ દ્રઢવ્રત ધારણ કરનાર અને અદ્ભૂત કર્મ કરનાર હતા. મહાવીર પ્રતાપે જે સમયે દ્રઢ પ્રતિજ્ઞા કરી કે: દેશના શત્રુ મોગલોના હાથમાં સ્વદેશ અને સ્વધર્મનુ વેચાણ કરાશે નહિ; તે સમયે મહાન પરાક્રમશાળી, પ્રજાપ્રિય અકબરશાહનું સૈન્યબળ, અર્થબળ અને પ્રપચબળ તેમની સ્હામે નિરર્થક થઇ પડયું ! અનેક રાજપૂતો શહેનશાહના પક્ષમાં ભળ્યા હતા. ભલે, તેમને ભળવા દો ! મોગલની હજારો સેના આરાવલ્લીના પ્રવેશદ્વાર આગળ એકત્ર થઈ હતી. ભલે, તેમ થવા દો ! એક પછી એક કિલ્લા, એક પછી એક રાજ્યઅંશ, શત્રુના હાથમાં ગયા હતા. ભલે તેને જવા દો ! પરંતુ રાણા પ્રતાપ, પોતાની પ્રતિજ્ઞામાં અચલ, અટલ રહ્યા હતા. તેમણે કહ્યુ હતુ કે: "આત્મવિક્રય કિંવા સ્વદેશવિક્રય કદી પણ કરીશ નહિ."

તે પ્રતિજ્ઞામાંથી કોઈ પણ રીતે તેઓ ચલાયમાન થયા નહોતા ! માત્ર મુખેથી મોગલોનુ ઉપરીપણું સ્વિકારતાંજ તેમને સ્વદેશ–ચિતોડ વગેરે પુનઃ પ્રાપ્ત થાય એમ હતું. ચિર પ્રિય ચિતોડમાં તેઓ સુખેથી પ્રવેશ કરી શકે એમ હતું, પરંતુ ટેકીલો રાણો પ્રતાપ, મોગલશાહને એટલું નમવાને પણ ચ્હાતો નહોતો ! માત્ર મોગલોનુ ઉપરીપણું કબૂલ કરતાં મોગલ દરબારમા સર્વથી શ્રેષ્ઠ માન, ગૌરવ અને પદવી, અને સ્વરાજ્યમાં અતુલ સમ્પત્તિ મળે તેમ હતું; છતાં ટેકીલા રાણા પ્રતાપે તેના તરફ કિંચિદ્ પણ લક્ષ્ય આપ્યું નહિ ! શત્રુની કૃપા મેળવવી–પ્રાર્થના કરવી એ તો તેમણે અતિ તિરસ્કારજનક કાર્ય જાણ્યુ હતું. આ જગતમાં એવો કોઇ પદાર્થ નથી કે જેને બદલે આત્મવિક્રય કિંવા સ્વદેશવિક્રય થઇ શકે ! રાણા પ્રતાપે આત્મસન્માન અને સ્વદેશનુ ગૌરવ ગુમાવ્યુ નહોતું. પ્રબલ મોગલ શક્તિ સાથે શત્રુતા કરવામાં રાજ્ય, રાજધાની અને સર્વ ધન સમ્પત્તિ નાશ પામશે, આત્મીય સ્વજન યમસદનમાં જશે, જાતિબંધુઓના રક્તથી પર્વતના પત્થરો લાલ રંગાઇ જશે, અને દેશનું સત્યાનાશ વળશે એમ જાણવા છતાં રાણા પ્રતાપે તે તરફ લક્ષ્ય આપ્યુ નહિ ! તેમ થવામાં પ્રતાપને કશી અડચણ નહોતી ! ગમે તેમ થાય તો પણ તેમનો ટેક રહેવોજ જોઇએ, એજ તેમની પ્રતિજ્ઞા હતી. સ્વદેશની સ્વતંત્રતા આગળ, હજારો સ્વદેશ બંધુઓનુ જીવન, પ્રતાપે અતિ સામાન્ય ગણ્યુ હતુ ! પ્રતિજ્ઞાનુ પાલન કરતાં સર્વસ્વ જાય તો તેમાં પ્રતાપને કિંચિદ્ પણ અડચણ નહોતી. પ્રતિજ્ઞાનુ પાલન ન થાય તો પછી તેમને કોઇ પણ વસ્તુની અગત્યજ નહોતી ! “**हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्**” પ્રતાપસિંહ એ ભગવદ્વાક્ય ભૂલ્યા નહોતા. “યુદ્ધમાં જય પ્રાપ્ત થતાં રાજ્ય મળશે અને યુદ્ધમા મૃત્યુ થતાં સ્વર્ગના અધિકારી થવાશે.” એ બેમાંથી એક પ્રાપ્ત કરવુ એજ પ્રતાપના જીવનનો ઉદ્દેશ હતો. જન્મભૂમિને માટે પ્રતાપે જેવો આત્મોત્સર્ગ કર્યો છે તેવો જગતમાઅન્ય કોઇએ કર્યો નથી ! જગતમાં એમના આત્મોત્સર્ગની તુલના થાય એમ નથી !

“ સંકલ્પની સિદ્ધિ કિંવા શરીરનો નાશ ” એજ રાણા પ્રતાપના જીવનનો મૂળ મંત્ર હતો. એ મૂળ સૂત્ર ધારણ કર્યા સિવાય, મનુષ્યત્વ જાળ-

વીને કોઇ વીરે કોઇ દિવસ ઉન્નતિ મેળવી નથી અને મેળવી શકશે પણ નહિ.

ચિતોડ મોગલોના હાથમાં ગયા પછી રાણા પ્રતાપે સંકલ્પની સિદ્ધિ માટે એક અતિ અદ્‌ભૂત કઠોર–વ્રત ધારણ કર્યું હતું. તેમણે સુખ અને વિલાસને જીવન પર્યંતને માટે તિલાંજલી આપી, વંશપરપરા પર્યંત રાણાના વશજોને સુખ ભોગવવાથી વિમુક્ત કરીને, સમગ્ર દેશને શ્મશાનવત્ બનાવીને અને સમસ્ત સ્વદેશ બધુઓને ઘરબાર છોડાવી–સન્યાસી બનાવીને, પ્રતાપસિંહે સ્વદેશનો ઉદ્ધાર કરવાનો એક નૂતન આદર્શ અને નૂતન માર્ગ શોધી કહાડ્યો હતો–તેમની પ્રતિજ્ઞા જેમ કઠોર હતી તેમ પ્રતિજ્ઞા પાલન કરવાની પ્રણાલી પણ તેવીજ કઠોર હતી ધર્મ અથવા મોક્ષને માટે મનુષ્યો તપશ્ચર્યા કરે છે. પ્રતાપે સ્વ–રાજ્યને માટે અને રાષ્ટ્રીય સ્વતત્રતાને માટે કઠોર તપશ્ચર્યા કરી હતી. પ્રતાપની રાજનૈતિક તપશ્ચર્યાએજ તેને વીરેન્દ્ર સમાજમા સર્વ શ્રેષ્ઠ સ્થાન અપાવ્યુ હતું

રાણા પ્રતાપના ચરિત્રનુ સર્વ પ્રધાન વિશેષત્વ, તેમની સ્વદેશ ભક્તિ અને તેમની માતૃ પૂજામા જણાય છે. વાસ્તવિક રીતે તેઓ જન્મભૂમિને "**स्वर्गादपि गरीयसी**" તરીકે ગણતા હતા. તેમના પ્રત્યેક શબ્દોમાંથી અને પ્રત્યેક કાર્યોમાંથી પણ એજ વિદિત થાય છે. જનનીનો દેહ ત્યાગ થયા પછી સન્તાનને શોક વિહ્વલ થતા આપણે ઘણી વખત જોયા છે, અને એવો અનુભવ અનેકને થયો પણ હશે, પરતુ જનની સ્વરૂપ, ચિતોડનો ધ્વસ થતા, તે મોગલોના હાથમા જતા, પ્રતાપના અતકરણમા જે દારૂણ શોક–તરગ ઉત્પન્ન થયા હતા અને જન્મભૂમિના ઉદ્ધાર માટે જીવનપર્યત તેમણે જે વ્યાકુલતા દર્શાવી હતી તેની આપણને કલ્પના પણ થઇ શકે એમ નથી ! સ્વદેશને માતા જાણી, કેવી રીતે તેની ભક્તિ કરી, અને તેને મહાદેવી જાણી કેવી રીતે તેની પૂજા કરી, સમસ્ત લોકાચાર અને ધર્માચારનો માતૃપૂજામા કેવી રીતે હોમ કર્યો, તે પ્રતાપના જીવનચરિત્રમાંથી સ્પષ્ટરૂપે જણાઇ આવે છે. પ્રતાપનો ઇતિહાસ એ આદિથી અત સુધી માતૃ પૂજાનો ઇતિહાસ છે ! અસાધારણ આત્મોત્સર્ગનો જ્વલંત ઇતિહાસ છે ! એ આત્મોત્સર્ગને લીધેજ, એ માતૃ પૂજાને લીધેજ, સ્વદેશ ભક્ત મહા પુરૂષોમા પ્રતાપ રાણો અગ્રગણ્ય, સર્વ શ્રેષ્ઠ ગણાય છે !

રાજ્યપદ પ્રાપ્ત કર્યા પછી જે રાજામાં સ્વદેશ ભક્તિ નથી તેનામાં મનુષ્યત્વ નથી. જે રાજાએ સ્વદેશના ગૌરવનુ રક્ષણ કર્યું નથી તે આત્મ સમ્માનનું રક્ષણ કરી શકતો નથી. મનુષ્યની સમષ્ટિને લીધેજ સમાજ અથવા જાતિનું બંધારણ છે. પ્રજાની સમષ્ટિને લીધેજ રાજનું બંધારણ છે. પ્રજા પ્રેમ ન હોય તો રાજા કોનો ? તેથીજ પ્રથમ પ્રજા અને પછી રાજા. પ્રજાનો પ્રશ્ન એટલો મહત્વનો હોવાથીજ કહેવું પડશે કેઃ વ્યક્તિગત મહત્વ કિંવા વ્યક્તિગત ઉન્નતિ સિવાય રાજકિય, સામાજિક અથવા જાતીય ઉન્નતિ થવાનો સંભવ નથી. પ્રત્યેક રાજાએ સ્વદેશભક્ત થયા પછી સમસ્ત પ્રજાને સ્વદેશભક્ત બનાવવા જોઇએ. સ્વદેશભક્તિ સિવાય કોઈ પણ રાજ્ય કિંવા જાતિ, કદી પણ ઉન્નત થતી નથી. વિશેષ રીતે જોતાં જે જાતિમાં સ્વદેશભક્તિ અને રાજભક્તિ જેટલી અધિક, તે જાતિ સભ્યતાના માર્ગમાં તેટલીજ ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરી શકે છે. અને તે રાજ્ય તેટલુજ સુદ્રઢ થાય છે. ધર્મ ન હોય તો મનુષ્ય એ મનુષ્ય રહી શકે નહિ. તે પશુ થઇ જાય. સ્વદેશ પ્રેમ એ મનુષ્યનો મુખ્ય ધર્મ છે. એ ધર્મરહિત થવાથી મનુષ્યમાં અને પશુમા ભેદ રહેતો નથી. એ ધર્મ ગ્રહણ કરવાથી પશુ પણ મનુષ્ય થઈ શકે છે ! મનુષ્ય એ દેવતા થઈ શકે છે, તેનાં જ્વલંત દ્રષ્ટાંત પાશ્ચાત્ય રાષ્ટ્રમાથી ઘણાં મળી શકે એમ છે. પ્રતાપસિંહના જેવા મહા પુરૂષોજ આ જગતમાં સ્વર્ગનુ ચિત્ર જોઈ શક્યા છે જે જાતિ અને રાજ્ય અધઃપતિત થયાં છે અને સ્વદેશ પ્રેમની સંજીવની શક્તિ વગરના છે તે રાજ્ય અને તે જાતિની ઉન્નતિ થઇ શકશે નહિ. જે પતિત રાજા અને જે પતિત જાતિ, ઉન્નતિ પ્રાપ્ત કરવા ચ્હાતાં હોય, પોતાનુ કલ્યાણ ચ્હાતા હોય તેણે માતૃ પૂજા કરવી જોઈએ. માતૃ પૂજા એજ રાજાપ્રજાની ઉન્નતિનો આધાર છે. પ્રતાપસિંહની માતૃ પૂજા રાજાઓને માટે આદર્શ રૂપ છે. ભારતવર્ષની પ્રજા દ્રઢ રાજભક્ત છે. તે પોતાના રાજાને ઇશ્વરાંશ ગણે છે. એવી પવિત્ર રાજભક્ત પ્રજાને ઘેરે ઘેર, સ્વદેશ પ્રેમી સંન્યાસી મહારાણા પ્રતાપસિંહના દેવ ચરિત્રની પૂજા થાઓ !

× × × × ×

**સસ્તી "વાર્તામાળા"**ના ગ્રાહક બંધુઓના કરકમળમાં પ્રથમ વર્ષના પાંચમા ( છેલ્લા ) પુસ્તક તરીકે પ્રસ્તુત ઐતિહાસિક નવલકથા " મહારાણા પ્રતાપસિંહ " સાદર કરતાં આનંદ થાય છે. આ નવલકથામાં રાણા પ્રતાપના ઘણા જીવન પ્રસંગોનો ઉલ્લેખ થયો છે. તેમનું વિસ્તૃત સંપૂર્ણ જીવનચરિત્ર લખતાં આ પુસ્તક કરતાં બમણું કદ થાય એમ હોવાથી મુખ્ય પ્રસંગોને લઈનેજ આ નવલકથા લખાઇ છે. મહાવીર રાણા પ્રતાપના જીવન સંબંધી સર્વ ઉપર લખાઈ ગયું છે. આ સ્થળે એક બાબતનો ખુલાસો કરવાની આવશ્યકતા જણાઇ છે. રાણા પ્રતાપના જીવન વ્રતમાં સ્થળે સ્થળે મોગલોનુ નામ આવે છે અને તેને પ્રતાપના–રાજપૂતોના–શત્રુ તરીકે વર્ણવ્યા છે પરંતુ વાંચક બંધુઓએ જાણવુ જોઇએ કેઃ આજે તે રાણા પ્રતાપ નથી. આજે તે મોગલો નથી. આજે તે યુદ્ધ નથી. આજે ત અશાંતિ નથી. આજે તો સર્વત્ર શાંતિ છે. આજ આપણે બ્રિટિશ મહાપ્રભુના શાંતિમય રાજ્યમાં સુખે નિવાસ કરીએ છીએ. જેથી મોગલો–મુસલમાનોને આપણા બંધુ તરીકેજ ગણવા જોઇએ લગભગ હજાર વર્ષથી મુસલમાન બધુઓ આપણા હાથમાં હાથ મેળવીને ભારતવર્ષમા નિવાસ કરી રહ્યા છે, એટલે તે આપણા બંધુ છે. આર્યો ભૂત માત્રમા ઇશ્વરને જોનાર છે. જેથી પૃથ્વી પરની સર્વ જાતિઓને આપણા આત્મ બધુવત્ જાણી તેમનાપર પ્રેમ રાખવો અને સર્વત્ર શાંતિનો પ્રસાર કરવો એજ આપણો ધર્મ છે. એ ધમ પ્રમાણે વર્તવાથી પ્રાચીન આર્યોએ શાસ્વત સુખ પ્રાપ્ત કર્યું છે. આપણે પણ તેમ કરવુ જોઇએ.

એક ન્હાનકડી બગાલી કવિતા વાંચ્યા પછી પ્રસ્તુત નવલકથા લખવાનુ મ્હને મન થયુ. ત્યાર પછી શ્રી સતીશચન્દ્ર મિત્ર બી. એ. કૃત પ્રતાપસિહ નામક ન્હાનકડુ પુસ્તક, રાજસ્થાનનો ઇતિહાસ, શ્રી દામોદર મુખોપાધ્યાય કૃત પ્રતાપસિહ, ખાનખાનાનામા, વગેરેના અભ્યાસનુ ફળ આ નવલકથા છે. વાંચક બંધુઓને એથી કઇકિ આનદ મળશે તો ભવિષ્યમા રાણા પ્રતાપના પુત્ર " **અમરસિંહ** "ના જીવન પ્રસગો સબંધી એક નવલકથા લખી " વાર્તામાળા "ના ગ્રાહક બધુઓના કરકમળમાં સમર્પણ કરવાની ઇચ્છા છે. એ ઇચ્છા ફળિભૂત કરવાનું કામ ગ્રાહક બંધુઓનું છે. તેઓ

તરફથી **પુષ્કળ ગ્રાહકો થશે તો** અમારા ઉત્સાહમાં વૃદ્ધિ થશે અને વર્ષમાં **૧૫૦૦ પૃષ્ઠની નવલકથાઓને બદલે ૨૦૦૦ પૃષ્ઠની નવલકથાઓ આપવામાં આવશે. તેથી પુન: આગ્રહ કરવામાં આવે છે કે** આવતા વર્ષમાં પ્રત્યેક ગ્રાહક બંધુઓએ પોતાના મિત્ર, બંધુઓને **"વાર્તા-માળા"ના ગ્રાહક કરી તેઓને** ઉત્તમ વાંચન વાંચતા કરવા જોઇએ. આ કામમાં તેઓ થોડી કાળજી રાખે તો ઘણી સહેલાઇથી થઇ શકશે. પોતાના સંબંધમાં આવતા મિત્રોને "વાર્તામાળા"ની યોજના સમજાવી ગ્રાહક થવાનો આગ્રહ કરવાથી અવશ્ય અનેક ગ્રાહકો થઇ શકશે. **આશા છે કે પ્રત્યેક ગ્રાહક બંધુ આવતા-દ્વિતીય-વર્ષમાં થોડાં થોડાં ગ્રાહકો વધારવા તસ્દી લેશેજ.** તેમ કરવાથી તેમનેજ વિશેષ વાંચન મળશે એ નક્કીજ.

ચાલુ વર્ષમાં ગ્રાહક બંધુઓ જોઇ શક્યા છે કે "વાર્તામાળા"માં ઉત્તમ લેખ, સારા કાગળ, સ્વચ્છ છાપ, અને જાડાં મજબુત અને સુંદર પૂઠા સાથેનાં પુસ્તકો આપવામાં આવ્યાં છે. વળી પુસ્તકનુ કદ મ્હોટું એટલે **સુપરરોયલ સોળ પેજી છે.** આવતા વર્ષમા પણ એવાં ઉત્તમ પુસ્તકો પ્રકટ કરી ગ્રાહક બંધુઓની સેવા બજાવવા સમર્થ થવાય એવી તે દીન બંધુ ભગવાન પ્રત્યે પ્રાર્થના છે. સત્ય વાત છે કે: ચાલુ વર્ષમાં અમને **જાહેર ખબરો ફેલાવવાનો મ્હોટો ખર્ચ થયો છે.** પરતુ જો ગ્રાહક બંધુઓ પોતાના લાગતા વળગતા મિત્રોમાં હાથો હાથ જાહેર ખબરો ફેલાવે અને તેઓને ગ્રાહક થવાની ભલામણ કરે .તો અમારે અસાધારણ ખર્ચ કરવો પડે નહિ. આશા છે કે સુજ્ઞ ગ્રાહક બંધુઓ પોતાના મિત્રોમાં ફેલાવવા માટે અમારી પાસેથી **હેન્ડબીલો અને ઑર્ડર કાર્ડ મંગાવી લેશે, અને તેનો સદ્ ઉપયોગજ કરશે.**

ચાલુ વર્ષમાં ગ્રાહક બધુઓને ૧૫૦૦ પૃષ્ઠ આપવાનુ પ્રસિદ્ધ કર્યુ હતું તે પ્રમાણે અમે પાચે નવલકથામાં-પ્રસ્તાવનાનાં પૃષ્ઠો સાથે એકંદરે ૧૫૬૬ પૃષ્ઠો આપી ચૂક્યા છીએ. સુપરરોયલને બદલે જો ન્હાના કદનાં એટલે રોયલ સોળ પેજી સાઇઝનાં પૃષ્ઠો આપ્યાં હોત તો અમે લગભગ

૨૦૦૦ પૃષ્ઠ આપી શક્યા હોત ! રોયલ કરતાં સુપરરોયલ પૃષ્ઠો મ્હોટા હોય છે એ સર્વ કોઈ જાણી શકશે. વધારે પૃષ્ઠોનો લાભ આપવા કરતાં સારા લેખો, મજબૂત પૂઠાં, સ્વચ્છ છાપ અને સારા કાગળ વાપરવા તરફ અમારૂ વિશેષ લક્ષ છે.

એક બીજી અગત્યની બાબત વિદિત કરવી પડે છે, તે એ છે કે: નજીવા લવાજમમાં "વાર્તામાળા" પ્રકટ થાય છે ત્યારે **તેનાં ગ્રાહકો પુષ્કળ હોવાં જોઇએ.** જો તેમ ન થાય તો સાહિત્ય સેવા બજાવવાનું પરવડી શકે નહિ તે માટે જ અમે ગ્રાહક બન્ધુઓને **ગ્રાહકો વધારવાની** ભલામણ કરી છે. આવતા વર્ષમાં લવાજમમાં સહજ વધારો કરવાની ઇચ્છા હતી પરંતુ ગ્રાહક બન્ધુઓ આવતા વર્ષમાં ગ્રાહક વધારવાની ખંત રાખશે એમ જાણી લવાજમમાં વધારો કર્યો નથી. આ રીતે અમે ગ્રાહકો વધારવાની તેમને એક તક આપી છે તેનો તેઓ લાભ લેશે. આશા છે કે **ગ્રાહક બંધુઓ આવતા વર્ષમાં થોડાં થોડાં ગ્રાહકો અવશ્ય વધારશે.**

ચાલુ વર્ષના સર્વ પુસ્તકો છાપવાનુ કામ ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસના માલિક પરીખ દેવીદાસ છગનલાલભાઇએ બનતી કાળજી અને ખંતપૂર્વક કર્યું છે તેને માટે તેઓશ્રીનો તથા એ પ્રેસના ફોરમેન રા. ઇશ્વરલાલભાઇનો તેમજ પુસ્તકોનુ સુંદર, મજબુત બાઈન્ડીંગ બનતી ઉતાવળે કરી આપવા માટે બાઇન્ડર રા. રા. યસવંતરાવ દોલતરાવનો પણ ઉપકાર માનું છું.

આવતા વર્ષ માટે ઉત્તમોત્તમ પુસ્તકોની પસંદગી થઈ છે જે માટે આ પુસ્તકની શરૂઆતના પૃષ્ઠોમા જોઈ શકાશે. ચાલુ વર્ષના લેખક બન્ધુઓ તથા સહાયક બન્ધુઓની સહાયતા માટે તેમનો તથા પરમાત્માને ઉપકાર માની નવીન વર્ષની નવીન પ્રવૃત્તિમાં પ્રવેશ થાય છે. પ્રભુ અમને સહાય થાય એજ પ્રાર્થના

**અમદાવાદ.**
રથયાત્રા–૧૯૭૦

ડાહ્યાભાઇ રામચંદ્ર મ્હેતા.

# અનુક્રમણિકા.



## દ્વિતીય ખંડ.



અમદાવાદમાં એજંટ:—જે. એન. વકીલ અને કું. રીચીરોડ.

# અગત્યની સૂચના.

૧. બીજા વર્ષમાં–પ્રથમ પુસ્તક **અનુપકુમારી** અથવા **કાશ્મીર પર હલ્લો**–આ નામનું ઉત્તમ ઐતિહાસિક નૉવેલ શ્રાવણ માસમાં, અનુક્રમ નંબર પ્રમાણે ગ્રાહકબંધુઓને લવાજમ માટે વી. પી. દ્વારા મોકલાશે. જેથી દામ ઠેકાણાં બદલાયાં હોય તેઓએ અમને સત્વર ખબર આપવી અને **નવા વર્ષમાં ગ્રાહકો વધારવાનો થોડો પરિશ્રમ કરવો.**

૨. **જે બંધુઓને ગ્રાહકમાં રહેવાની** ઇચ્છા **ના હોય તેમણે** તરતજ અમને એક પોષ્ટ **કાર્ડદ્વારા ખબર આપવી. ઢીલ કરવાથી અમને પોષ્ટ ખર્ચનું નુકસાન થાય એ સ્વાભાવિક છે.**

૩. **અમદાવાદ, નડિયાદ, ચાંદા, ભરૂચ, સુરત, નાંદોદ, મુંબઇ, કરાંચી, બારડોલી,** અને **મોમ્બાસા** વગેરે સ્થળોના **ગ્રાહકોએ પોતાનું લવાજમ એજન્ટોને પ્રથમ પુસ્તક મળે તેજ વખત ભરી દઈ મેનેજરની સહી સાથેની રસીદ મેળવવી.** ઢીલ કરવાથી પ્રથમ પુસ્તક તેઓને મળશે નહિ. લવાજમ ઉધાર રાખવાનો રિવાજ નથી. **જેઓને અમારે ત્યાંથી પોષ્ટદ્વારા પરભાર્યાં પુસ્તકો મંગાવવાં હોય** તેઓએ અમને **પોષ્ટ કાર્ડથી ખબર આપવી** જેથી તેમને એજંટો દ્વારા નહિ પણ અમારે ત્યાથીજ પરભાર્યા પોષ્ટદ્વારા મોકલાશે

૪. **હિંદુસ્થાનના ગ્રાહકો** માટે કાચા પૂઠાના રૂ ૨–૦–૦ અને પાકા પૂઠાના રૂ. ૩–૦–૦ અને વી. પી ખર્ચ ૦–૧–૦ વધુ છે. **મનિઑર્ડર મોકલવો નહિ.** વી. પી. થીજ પુસ્તકો મોકલાશે.

૫. **આફ્રિકાના** ગ્રાહકોએ **કાચા પૂઠાના** લવાજમના **રૂ. ૨–૧૦–૦** તથા **પાકા પૂઠાના રૂ. ૪–૦–૦** ( રજીસ્ટર્ડ ખર્ચ સાથે ) નો પોષ્ટલ ચૅક અથવા મનિઑર્ડર મોકલવો જે ગ્રાહકો**એ પ્રથમ (ચાલુ) વર્ષમાં** ૦–૪–૦ **ઓછા મોકલ્યા** હોય તેમણે **નવા લવાજમ સાથે તેટલી ટીકીટો વધારે મોકલવા** ભુલવુ નહિ. આ પુસ્તક મળેથી લવાજમ તરત મોકલવુ.

૬. બીજા વર્ષના પ્રત્યેક પુસ્તકો ઉત્તમ અને વાચવા લાયકજ છે. દરેક પુસ્તક વખતસર મળે એવી બનતી કાળજી રાખવામાં આવશે.

૭. ઠેકાણુ બદલાતા તરતજ અમને ખબર આપવી. જવાબ માટે રિપ્લાઈ કાર્ડ અથવા ટીકીટ બીડવી.

૮. સર્વે પત્રવ્યવહાર. મનિઑર્ડર વગેરે **મેનેજરને** સરનામે ચલાવવો.



## પ્રકરણ ૧ લું.

### શત્રુ કે મિત્ર !

મધ્ય રાત્રિ વીતી ગઈ છે. બે વાગી ગયા છે. એ સમયે મેવાડ અંતર્ગત ઉદયપુર નામક નગર સ્હામે આવેલા એક પર્વતના શિખર ઉપર એક યુવક ઘોડેસ્વાર આમતેમ ફરતો જણાય છે. તે સમયે તે સ્થળ ભયંકર હોવા છતાં એકદમ અપ્રીતિકર તો નહોતુંજ. ચારે દિશામાં આરાવલ્લી પર્વતનાં શિખરો, જાણે એક ઉપર એક કાળાં વાદળાં ગોઠવ્યાં હોય એવાં શોભાયમાન જણાય છે. સ્થળે સ્થળે ક્ષુદ્ર સરિતાનાં જળ પર્વતના શરીરને ધોઈ નાંખી કલ્ કલ્ શબ્દ કરતાં આગળ ધસે છે. કોઈ સ્થળે એકાદ પ્રકાણ્ડ વટ વૃક્ષ લાંબી શાખાઓ પ્રસારી ઉભું છે, વેગળેથી જોતાં તે પણ જાણે એકાદ પર્વતનુ શિખર હોય તેવો ભ્રમ થાય છે. સ્થાને સ્થાને દુર્ભેદ્ય અરણ્ય છે. વૃક્ષ પત્રના હાલવાથી નિકળતો સુંદર શબ્દ ધ્વનિ, સરિતાના જળમાંથી નિકળતો કલ્ કલ્ ધ્વનિ, તમરાં અને એવાંજ બીજાં વનજંતુઓનો કણ્ઠસ્વર, ઘોડાઓની ખરીમાંથી નિકળતો ખડખડાટ અને સુકાં પાંદડાં ઉપર પગલાં પડતાં તેમાંથી નિકળતો ખડખડાટ

વગેરે એકઠાં સંભળાવાથી ત્યાં ભીતિ અને પ્રીતિપ્રદ ઐક્યતા ઉત્પન્ન કરે છે.

સર્વત્ર અંધકાર છવાઈ ગયો છે. સમસ્ત વસ્તુઓ અંધકારમાં ઢંકાઈ ગઈ છે. માત્ર આકાશમાં કેટલાંક નક્ષત્રો ચમકયા કરે છે. પર્વતના કાળા પત્થર, ઘાડું અરણ્ય અને રાત્રિનો અંધકાર એ ત્રણ એકઠાં થવાથી તે સ્થળ એવું અંધકારમય થયુ છે કે દ્રષ્ટિ સમિપ ઉભેલી વસ્તુ પણ જાણી કે ઓળખી શકાતી નથી. અરે! પણ આ કોણ? એ તો કોઈ ઘોડેસ્વાર છે

ઘોડેસ્વારનો પોષાક રાજપૂત યોદ્ધાના જેવો જણાય છે. તેનુ મુખ એક વીર યોદ્ધા જેવુ જણાય છે. દુર્લંઘ અરણ્ય, દુર્ગમ પર્વતો અને ન્હાની મ્હોટી સરિતાઓ ડગલે ડગલે ઘોડેસ્વારને જવામાં વિઘ્ન નાંખવા લાગ્યાં છે. પરંતુ જાણે મેવાડનાં પ્રત્યેક સ્થળ ઘોડેસ્વારના અને તેના ઘોડાનાં સારી પેઠે જાણવામાં હોય તેમ તેઓ ચાલ્યા જતા હતા. તેઓ તે સમસ્ત સ્થાન તદ્દન બ્હીક વગર પસાર કરતા હતા એટલામાં પાછળથી એક તીર સમ્ સમ્ કરતું ઘોડેસ્વારના કાન આગળ થઈને વેગળે ચાલ્યુ ગયુ. સ્વારે ઘોડાની લગામ ખેંચી પકડી એટલે ઘોડાએ કાન ઉચા કર્યા. તરતજ એક બીજું તીર આવ્યું અને તેના કવચમાં લાગતાં કટકે કટકા થઈ ગયા. ઘોડેસ્વારે જાણ્યુ કે શત્રુ નજીકમાંજ છે. વેગળે ઘોડાનાં પગલાનો અવાજ તેને સંભળાયો. થોડી વારમાંજ એક બીજા ઘોડેસ્વારે તેના મ્હામુ આવી કાંઈ પણ બોલ્યા વિના ભાલાનો પ્રચણ્ડ ઘા કરી રાજપૂત યોદ્ધાનો ડાબો હાથ વીંધી નાંખ્યો! સખ્ત ઘા થયાથી રાજપૂત વીરે કહ્યું: “જો તમે મેવાડના મિત્ર હો તો મ્હારો વધ કરવાનો યત્ન ત્યાગ કરો. મ્હારી સાથે તમારી શત્રુતા હોઈ શકે નહિ પણ જો તમે મેવાડના શત્રુ હોવ તો આવો, અમરસિંહના હાથમાંથી તમે કદી પણ છૂટી શકશો નહિ.”

હુમલો કરનારે ઉત્તર આપ્યો નહિ. તેણે તો તરવાર દ્વારા રાજપૂત વીરને ઘા કર્યો. અમરસિંહે વિજળીની ઝડપે તરવાર કહાડી, સ્હામા ઉભેલા શત્રુ ઉપર ઘા કર્યો. અંધકારમાં બરાબર ઘા વાગી શક્યો નહિ. બન્નેના હુમલા વ્યર્થ જવા લાગ્યા. અંતે અમરસિંહનો જય થયો. તેણે પોતાનો તીક્ષ્ણ ભાલો, સ્હામે ઉભેલા શત્રુની છાતીમાં મારી તેની છાતી વીંધી નાંખી!

શત્રુએ એક મ્હોટી ચીસ પાડી ઘોડા પરથી પડતું નાંખ્યું. જોતજોતામાં તેણે પ્રાણ ત્યાગ કર્યો.

અમરસિંહે ઘોડા ઉપરથી નીચે ઉતરી, મરણ પામેલા મનુષ્યના શરીરની પરીક્ષા કરી. તેને જણાયું કે તે બાદશાહ તરફનો મોગલ હતો. અમરસિંહે તેના તરફ તિરસ્કાર ભરેલી દ્રષ્ટિ ફેંકી કહ્યું: "દુરાત્મન્! જ્યાં સુધી મોગલોની આ દશા થશે નહિ ત્યાં સુધી ભારત વર્ષની ઉન્નતિ થવાની આશા નથી."

એમ કહીને તે પુનઃ પોતાના ઘોડાપર સ્વાર થઇ ચાલ્યો ગયો. અમરસિંહ અત્યાર સુધી અનેક વિચારોમાં ગુંથાયો હતો જેથી તેને ડાબે હાથે વાગેલા ભાલાના ઘાનુ સ્મરણ થયું નહોતું. હવે તેને તે હાથમાંથી દુઃખ થવા લાગ્યુ. તેણે હાથ સ્હામે જોયું તો જણાયુ કે વાગેલા ઘામાંથી દડ્દડ્ લોહી નિકળી રહ્યું છે. ઘોડાને એડી મારી. વિજળીની ઝડપે ચાલનાર ઘોડો ચારે પગે ઉપડયો અને સત્વર એક નદીને કિનારે આવી ઉભો. અમરસિંહ, એક ઉંડો નિશ્વાસ નાંખી ઘોડા પરથી નીચે ઉતર્યો, અને નદીના જળમાં વસ્ત્ર ભીંજવી તે વડે ઘા ઉપર પાટો બાંધ્યો. ત્યાર પછી હાથ પગ મ્હોં ધોઇ કિનારે પડેલા એક મ્હોટા પત્થર ઉપર બેઠો, અને પાછલી રાત્રિની પ્રકૃતિ દેવીની શોભા જોવા લાગ્યો

સુશોભિત પ્રકાશ, વિશ્વની રમણીયતા—સુંદરતામાં વિશેષ વધારો કરે છે. રાત્રિનો ત્રીજો પ્રહર છે. પ્રકૃતિ નિસ્તબ્ધ છે, શાંત છે, ગંભીર છે, આળસુ છે. સ્હામુ ક્ષુદ્ર બનાસ નદી, શાંત રીતે પોતાને માર્ગે વહેતી જણાય છે. પાછળ અને નજીકમાં, આરાવલ્લી પર્વતમાળા, ઉંચે મસ્તકે જગત્નુ દર્શન કરી રહી છે. થોડે વેગળે શ્રીનાથદ્વારા નગરનાં ઉચ્ચાં શિખરો, મહાલયો, મંદિરની ધ્વજા વગેરે જણાય છે. સર્વ નિસ્તબ્ધ છે. સર્વ શાંત છે. આકાશમાં ચંદ્ર અને તારા ઉંચે શ્વાસે ન્હાસતા જણાય છે. નદીના જળમાં, પર્વતના શૃંગો પર, અને મહાલયનાં શિખરો પર ચંદ્રનાં સુંદર કિરણો રૂપેરી ઢોળ ચઢાવી પ્રકૃતિ દેવીની સુંદરતામાં ઓર વધારો કરી રહ્યાં છે! એ સમયે અમરસિંહ, શ્રીનાથદ્વારા નગર સ્હામુ, બનાસ નદીને કિનારે એક મ્હોટા પત્થર ઉપર ભૂત અને ભવિષ્યના વિચારોમાં એક ચિત્ત થઈ બેઠો છે.

એક કલાક રાત્રિ વીતી ગઇ. પ્રાતઃકાળનો શીતળ વાયુ, નદીના જળનો સ્પર્શ કરી વિશેષ શીતળતા ધારણ કરી અમરસિંહના શરીરે સ્પર્શ કરવા લાગ્યો. રસ્તાનો થાક, સમસ્ત રાત્રિનો ઉજાગરો અને હાથમાં સખ્ત ઘા વાગેલો હોવાથી અમરસિંહ તે પાષાણ-ખણ્ડ ઉપરજ નિદ્રાવસ્થ થયો. તેનો પ્રભુ-ભક્ત ઘોડો, નજીકમાંજ ફરતો, પોતાના પ્રભુ તરફ નજર રાખતો પોતાનો આહાર શોધવા લાગ્યો.

## પ્રકરણ ૨ જું.

### રણ રંગિની.

અતિશય પરિશ્રમને લીધે, અતિશય થાક લાગેલો હોવાથી અમરસિંહ ગાઢ નિદ્રામાં પડયો. જોત જોતામાં પૂર્વ આકાશના નીચલા ભાગમાં સૂર્યદેવનાં રક્ત કિરણો જણાવા લાગ્યાં. શીતળ વાયુ દેવતા જગત ઉપર શીતળતા પાથરવા લાગ્યા. પક્ષીઓ માળામાંથી ડોકાં કહાડી પ્રાતઃ સમયનાં મધુર સંગીત ગાવા લાગ્યાં. મંદ પવનના સપાટાથી, સૂર્યદેવને નમન કરતાં હોય તેમ વૃક્ષ પલ્લવો વારંવાર નીચાં નમી પાછાં ઉચાં થવા લાગ્યાં. કેડમાં બાળકો લીધાં હોય તેમ શોભતાં, ફળવાળાં વૃક્ષો, બાળકો સહિત સૂર્યદેવને અને પ્રકૃતિ દેવીને પ્રાતઃ નમન કરતાં હતાં. નદીનાં ધીમાં જળ મધુર કલ્‌કલ્‌ નાદ કરી પ્રાતઃ સંગીત ગાવા લાગ્યાં હતાં. પ્રાતઃકાલ થવાની સર્વે તૈયારીઓ થઇ રહી હતી. જૂવો, જૂવો, હવે સૂર્યદેવ પણ જાણે તપાવેલા શુદ્ધ સોનાની થાળી ચોંટાડી હોય તેમ આકાશમાં દર્શન દઇ રહ્યા છે. એ સમયે અમરસિંહ એકાએક જાગૃત થયો. નિદ્રા ભંગ થતાંજ તેણે આસપાસ દ્રષ્ટિ ફેરવી તો તેને એક ચમત્કાર જણાયો. તેની સ્હામેજ એક પરમ રૂપ સુંદરી નવયૌવના રમણી ઉભી ઉભી પોતાના સુકોમળ હાથમાં કોઇ એક વૃક્ષ લતિકા મસળી, તેમાંથી રસ કહાડી, તેના હાથના ઘા ઉપર ધીમે ધીમે ચોપડે છે!

અમરસિંહ સ્તબ્ધ થયો, વિસ્મય પામ્યો, અને તેના ઉપર મોહિત થયો! વિશેષ વિસ્મય પામવાનું કારણ તો એ હતું કે રમણીએ વીર યોદ્ધાના જેવાં વસ્ત્રો ધારણ કર્યાં હતાં! અમરસિંહને જાગ્રત થયેલો જોઇ સુંદરી અત્યંત લજ્જા પામી. તે વસ્ત્રો સંકોચી, દાંતમાં જીભ દબાવી, નીચે મસ્તકે બે ડગલાં પાછી ખસી ગઈ. થોડીવાર પછી બોલી:–

"રાજપુત્ર! તમે મ્હારા વ્યવહારથી આશ્ચર્ય પામો છો? વીરોની સેવા કરવી એજ મ્હારો ધર્મ છે, તમે રાજપુત કુળભૂષણ છો. રાજપૂત જાતિની લુપ્ત થવા બેઠેલી આશાનો આધાર છો."

એ સાંભળી રાજપુત્ર અમરસિંહ વિશેષ આશ્ચર્ય પામ્યો. રમણીનું પરમ રમણીય સૌદર્ય, વાત કરતી વખતના તેના મનોહર હાવભાવ, અને કામિનીના–વિશેષ કરીને ચૌદ પંદર વર્ષની કોમળ કામિનીના–મુખમાંથી આવી સ્વજાતિ–પ્રિયતાસૂચક, સ્વદેશભક્તિદર્શક વાતો સાંભળી તેને તેના ઉપર વિશેષ મોહ ઉત્પન્ન થયો. તેના મનમાં આશાનો સંચાર થયો. મનમાંજ કહ્યું: "અહા! કેવી જાતિભક્તિ? કેવી દેશભક્તિ? કોણ કહે છે કે રાજપૂત જાતિનું અધઃ-પતન થયુ છે? કોણ કહે છે કે મેવાડ પરતંત્ર થશે? જે જાતિની અને જે દેશની કોમળ રમણીઓના હૃદયમાં આટલી બધી દેશભક્તિ છે તે દેશ અને તે જાતિનું અધઃપતન થશે? તે દેશ પરતંત્ર થશે? છટ્ છટ્! ધન્ય રાજપૂત રમણી!"

અમરસિંહને સ્તબ્ધ બેઠેલો જોઈ સુંદરીએ કહ્યું: "યુવરાજ! હુ રજા લઉ છું."

યુવરાજ અમરસિંહ આટલી વાર સુધી વિચારમાળાના મણકા મૂકતો સ્તબ્ધ થઈ બેઠો હતો. આ વખતે તેની વિચારમાળા ટૂટી. તે સ્વસ્થ થઇ બોલ્યો: "વીર સુંદરી! હું તમારો મોહક સ્વભાવ જોઈ મોહ પામ્યો છું. જો કે હું તમારી ઓળખાણ પૂછવાનું સાહસ કરી શકતો નથી તથાપિ તમારૂં સૌંદર્ય વગેરે સાક્ષી આપે છે કે તમે રાજવાડાના કોઈ ઉચ્ચ વંશમાં જન્મ્યાં છો. તમે આવા નિર્જન પ્રદેશમાં, ભયંકર રાત્રિને સમયે શી રીતે આવી ચઢ્યાં?"

સુંદરીએ લજ્જા પામતાં કહ્યું: “આવા નિર્જન પ્રદેશમાં હું આવી પહોંચી તેથી યુવરાજ, શું મ્હારા ઉપર ગુસ્સે થાઓ છો ?”

અમરસિંહે વ્યાકુળ થતાં ઉત્તર દીધોઃ “ના સુંદરી તેમ નથી. તમે ઉત્તર નહિ આપો તો હું ગુસ્સે થઇશ એવું ધારશો નહિ. ઉત્તર નહિ આપો તો પણ તમારા વ્યવહારથી જે અપાર આનંદ થયો છે તેમાંની એક કણિકા પણ વ્યર્થ જશે એમ સમજશો નહિ.”

સુંદરીએ કહ્યું “રાજપુત્ર ! તમે જે પ્રશ્ન કર્યો છે તેનો ઉત્તર દેવો એજ મ્હારૂ કર્તવ્ય છે. તમે રાજપૂત કુલદીપક છો. તમને સર્વ ઓળખે છે. કોઈ ના ઓળખતું હોય એમ નથી, પરંતુ હું આપનાથી તદ્દન અજાણી છું. પ્રથમ મેળાપ થતાંજ અપરિચિત પુરૂષો સાથે વાતચિત કરવી એ કુળવાન કામિનીઓને માટે યોગ્ય કહેવાય નહિ.”

રાજપુત્રે વચમાંજ કહ્યું: “તે માટે શંકા કરશો નહિ. જેનું ચિત્ત, હમેશાં ઉચ્ચ વિચારોમાં અને ઉચ્ચ કર્મો કરવામાં ગુંથાયલું હોય છે તેને કોઈ પ્રકારનો દોષ લાગતો નથી. તેને માટે કંઈ અયોગ્ય કહી શકાતું નથી.”

કિશોરીએ પળવાર વિચાર કર્યા પછી કહ્યું: “ગુસ્સે થશો નહિ યુવરાજ! તમારા, પિશાચ સ્વભાવના કાકા શક્તસિંહ અકબ્બરશાહના પ્રિય પાત્ર થઈ પડયા છે. બાદશાહની વિશેષ પ્રીતિ અને કૃપા સંપાદન કરવા માટે તેમણે બાદશાહ પાસે પ્રતિજ્ઞા કરી છે કેઃ પચીશ વીર સિપાહીઓને સાથે લઈ તેઓ મેવાડના અરણ્યમાં છુપાઇ રહેશે અને લાગ મળતાંજ તેઓ તમને સર્વને નષ્ટ કરશે!”

રાજપુત્ર ઉઠીને ઉભો થયો. તેનાં નેત્ર રાતાંચોળ થઇ ઉઠયાં. તેમાંથી જાણે અગ્નિ વરસવા લાગ્યો. તેણે કહ્યું: “એ સમાચાર તમને કોણે કહ્યા ?”

“સાંભળો યુવરાજ! કાલે રાત્રે સખ્ત ઉકળાટ થતો હોવાથી, હું અગાશીમાં બેસી હવાનું સેવન કરતી હતી. તે સમયે વેગળે આરાવલ્લી પર્વતપર એક સ્થળે અજવાળું જણાયુ. બરોબર ધારીને જોતાં જણાયું કે, અગ્નિ સ્હામે કેટલાંક મનુષ્યો આમ તેમ ફરે છે. મનમાંજ વિચાર કર્યો કેઃ રાત્રિનો સમય છે, અરણ્ય સ્થળ છે, શત્રુ સિવાય ત્યાં કોણ હોઈ શકે? હું ગુપચુપ

ઘરમાંથી બહાર નિકળી પડી અને ધીમે ધીમે તે સ્થાને જઇ પહોંચી. રાજપુત્ર ! મ્હને કુળવાન કામિની જાણી તિરસ્કાર કરશો નહિ. રમણી–દેહ અનર્થક ધારશો નહિ. હું આ હાથમાં ધનુષ્ય ધારણ કરી સેંકડો શત્રુઓના પ્રાણ સંહાર કરી શકું છું ! ભાલાની ચળકતી તીક્ષ્ણ અણી વડે યવનોની છાતી વીંધી શકું છું ! ધારવાળી તરવારના પ્રહાર વડે અનેક મ્લેચ્છોને પૃથ્વી ઉપર ઘોર નિદ્રામાં સુવાડી શકું છું અને યુવરાજ! શત્રુઓના પ્રાણ સહાર કરતાં કરતાં, હાસ્યભરિત વદને, દ્રઢ ચિત્તે, રણભૂમિમાં પ્રાણત્યાગ પણ કરી શકું છુ ! રાજપૂત જાતિની વીર બાળાઓ, વીર ભગિનીઓ અને વીર પત્નીઓ, રમણીનો કોમળ દેહ ધારણ કરવા છતાં શત્રુઓનો સંહાર કરવામાં અને રણમાં યુદ્ધ કરતાં પ્રાણ ત્યાગ કરવામાં પાછી હઠતી નથી ! દેહ અને દેશનુ રક્ષણ કરતાં પ્રાણ ત્યાગ કરવામાં સ્વર્ગનુ અખંડ સુખ પ્રાપ્ત થાય છે તે તેઓ માતૃગર્ભમાંથી શીખીને અવતરે છે એ તો તમને પણ ખબર હશે !"

બોલતાં બોલતાં બાલિકાનાં નેત્રો પ્હોળાં થઇ ઉઠયાં. તેના કમળપુષ્પ જેવા કોમળ મુખ ઉપર વીરતાનાં ચિહ્નો જણાવા લાગ્યાં. હોઠ વચ્ચે દાંત પીસાતા જણાવા લાગ્યા અને કમ્મરે છુપાવેલી તરવાર ઉપર તેનો હાથ ધસવા લાગ્યો. રાજપુત્ર આનંદ પામી મનમાંજ બોલ્યો: "આવી વીર રમણીઓ દ્વારા, નિશ્ચય મેવાડનું કલ્યાણજ થશે."

રમણીએ જમણો હાથ લંબાવી સ્હામેનો પ્રદેશ બતાવતાં કહ્યું: "વીર કુમાર ! આ સ્હામે જણાતા પ્રદેશનું કોઈ પણ સ્થાન મ્હારાથી અજાણ્યું નથી. જ્યારથી મ્હને જ્ઞાન થયું છે ત્યારથી આજ પર્યંત, હું અરણ્ય અને ગિરિ શિખરો ઉપર, મ્હારી ઇચ્છાનુસાર ભ્રમણ કરી શકી છું. તેથીજ ધારેલે સ્થળે પહોંચવાને મ્હને વિલંબ લાગ્યો નહિ. એક મ્હોટા વૃક્ષની ઓથે ભરાઇ શત્રુઓની સમસ્ત વાતચિત સાંભળી લીધી. હું એકલી હતી. શત્રુઓ પચીશ જણ હતા. ઘોર ઉત્કંઠા સાથે કર્તવ્યનો વિચાર કરવા લાગી. એ સમયે ઘોડાના પગલાંનો અવાજ સાંભળી શક્તસિંહે એક સિપાહીને કહ્યું: "જોઇ આવ ઘોડેસ્વાર, કોણ છે એ?" સિપાહીએ તપાસ કરી ઉત્તર દીધો: "ઘોડેસ્વાર કોઇ યોદ્ધો જણાય છે."

"રાજપુત્ર ! તે યોદ્ધા બીજો કોઇજ નહિ પણ તમેજ હતા. શક્તસિંહની આજ્ઞા મળતાંજ એક ઘોડેસ્વાર તમારો નાશ કરવા તમારી પાછળ દોડયો. હું પણ તેની પાછળ પાછળ ગઇ. ત્યાર પછી જે કંઈ બન્યુ તે તમે સારી પેઠે જાણો છો."

રાજપુત્રે આશ્ચર્ય પામી કહ્યું: "ધન્ય છે વીર રમણી ! તમને કયા વિશેષણથી બોલાવવાં તે સમજી શકાતું નથી. તમારી કયા શબ્દોમાં પ્રશંસા કરવી તેની કલ્પના થઇ શકતી નથી. જો આજ્ઞા આપો તો એક વાત પૂછું."

રમણીએ નીચે મસ્તકે, મંદ હાસ્ય સહિત ઉત્તર દીધો: "યુવરાજ ! મ્હારા એવા શરમરહિત અપરાધના તિરસ્કારને માટેજ તમે એવું કહો છો કે શું ? હુ આજ્ઞા આપુ તો તમે મ્હને એક વાત પૂછો; એ સિવાય મ્હારો તિરસ્કાર કરવા જેવા અધિક શબ્દો બીજા કયા હોઈ શકે ? "

યુવરાજે કહ્યું: "એ શુ બોલો છો ? તમારો તિરસ્કાર ? હુ તો એમ પૂછતો હતો કે તમે એક કુલીન રમણી છો. શત્રુનો વધ કરવામાં તમને આટલો બધો આનંદ શા માટે ? "

કિશોરીએ માથુ નીચુ નમાવી કેટલોક વખત સુધી કંઈ વિચાર કર્યો. ત્યાર પછી ઉત્તર દીધો: "યુવરાજ ! શત્રુનો વધ કરવામાં મ્હને એટલો બધો આનંદ શા માટે એમ પૂછો છો ? તેનો ઉત્તર એજ છે કે: "શત્રુઓનો વધ કરવામાં મ્હને આનંદ કેમ ના થાય ? જેઓ સમસ્ત મેવાડના, જેઓ રાજપૂત જાતિના, અરે ! જેઓ સમસ્ત ભારતના પ્રબળ શત્રુ છે તે મોગલો શું મ્હારા શત્રુ નથી ? જેઓ આપણા ધર્મ ઉપર અને રાજ્ય ઉપર ધાડ પાડે છે તે શું મ્હારા શત્રુ નથી ? રાજપુત્ર ! શું હુ મેવાડની રાજપૂત જાતિ સાથે–ભારતવર્ષ સાથે–કશો સબંધ ધરાવતી નથી ? હુ કુલીન સ્ત્રી છું એ ખરૂં પણ તેથી અત્યાચારી મોગલ શત્રુના અત્યાચાર મ્હારા હૃદયમાં આઘાત નહિ કરે એમ તમે સમજો છો ? અને યુવરાજ ! કામિનીઓ શું માનવ સમાજનાં સુખ દુ:ખની ભાગીદાર નથી ? તેમનાં દેહ શું રક્ત માંસથી રચાયલાં નથી ? તેમને શત્રુઓનો નાશ કરવાની પ્રવૃત્તિ કેમ ના થાય ? જુવો યુવરાજ ! આપણે મોગલોનું શું બગાડયું છે ?

આપણે તેમના દેશ અને દેહ ઉપર ક્યાં હુમલા કર્યા છે? આપણે તેમના ધર્મ ઉપર ક્યાં ધાડ પાડી છે? ધન, ધાન્ય અને સુખ શાંતિપૂર્ણ ભારતે ક્યારે કોઇનું અનિષ્ટ કર્યું છે? જગતવંધ રાજપૂત જાતિએ તેઓનું શું બગાડયું છે? શા માટે તે દુરાચારીઓ, નિરર્થક લોભને વશ થઇ, આપણા વિમલ સુખ-સલિલમાં વિષ રેડે છે? શા માટે તેઓ આપણા સૌભાગ્ય-શિરમાં વજ્રબાણ મારે છે? યુવરાજ! કોના દુરાચારથી આપણું પવિત્ર મેવાડ, જન શૂન્ય મરૂભૂમિ જેવુ-સ્મશાન જેવું-થઇ રહ્યું છે! કોના દુરાચાર-અત્યાચારથી નિત્ય સુખી સંતોષી રાજપૃત સંતાનો અન્નનુ દારૂણ કષ્ટ ભોગવી કરૂણ અશ્રુપાત કરી રહ્યાં છે? કોના ભયથી કમ્પાયમાન થઈ જગદ્‌વિખ્યાત રાજપૃત કુલ કામિનીઓ, પરમ પ્રિય સતીત્વ રત્નનું સંરક્ષણ કરવા માટે આકુળ વ્યાકુળ થઈ ઉઠી છે? શું એ બધી અશાંતિ અને ઉત્પાતનુ મૂળ, દુરાચારી, ધર્મ જ્ઞાનહીન, લોભી મોગલ શત્રુઓ નથી? રાજપુત્ર! તે મહાન શત્રુઓનો વિનાશ કરવાનુ પવિત્ર કાર્ય કરતાં મ્હને કેમ આનંદ થાય છે એવું શા માટે પૃછો છો?"

આ સાંભળી અમરસિંહ આશ્ચર્ય સાથે સ્તબ્ધ થયો. મનમાંજ કહ્યું: "ધન્ય વીર રમણી! આવી ઉદારતા તો મ્હારા હૃદયમાં પણ નથી. ધન્ય રાજપૂત વીર બાળા! ધન્ય ત્હારો દેશપ્રેમ! ધન્ય ત્હારી દેશભક્તિ! ધન્ય ત્હારી રાજભક્તિ! આ કુમારીને હજુ પણ બાલિકાજ કહી શકાય. કોણ જાણે, બે ચાર વર્ષ પછી, મ્હોટી ઉમ્મર થતાં તે કેવું અસાધારણ બળ પ્રાપ્ત કરશે, અને કેવાં અસાધારણ સાહસ કરશે? આટલું રૂપ અને આટલા ગુણ, એકજ દેહમાં હોઇ શકે છે એવું હું આજ પર્યંત જાણતો નહોતો."

યુવરાજે કહ્યું: "રાજપૂત રમણી! કુલ કમલિનિ! હું તમારી વાત સાંભળી ઉન્મત્ત થયો છું. આશા છે કે મોગલો સાથેના યુદ્ધમાં તમને આગેવાની ભરેલો ભાગ ભજવતાં જોઇશ."

રમણીએ બે હાથ જોડી, માથું નમાવી કહ્યું: "રાજપુત્રનો આશીર્વાદ માથે ચ્હડાવું છું."

યુવરાજ: "હવે તમારાં દર્શન ક્યાં થશે?"

સુંદરી કંઇક વિચાર કરવા લાગી. તેણે કહ્યું: " દર્શન ? દર્શન થવાની વાત બીજે સમયે કહીશ. "

યુવરાજ: " તમારૂં નામ અને ઓળખ આપતાં કંઇ અડચણ છે કે ? "

રમણીએ ઉત્કંઠિત ચિત્તે કહ્યું: " મ્હામે શ્રી નાથદ્વારા નગર છે. ત્યાં મ્હારૂં પિયેર છે, અને યોગ્ય સમય આવે ઓળખ આપીશ. "

એ સમયે થોડે વેગળે ઘોડાનાં પગલાં સાંભળતાં બન્ને એ ઉત્સુકતાથી તે દિશામાં દ્રષ્ટિ ફેરવી.

અમરસિંહે કહ્યું: " સ્વર્ગીય જયમલસિંહના પુત્ર, પ્રિય સુહૃદ્ રત્નસિંહ આવે છે. "

તરૂણીએ વ્યાકુળ ચિત્તે કહ્યું: " યુવરાજ ! હું રજા લઉં છું. આ ગાંડીની બેશરમી અને અપરાધ ક્ષમા કરજો. "

એટલું કહેતાં કહેતાં તે વનદેવી ત્યાંથી ચાલી ગઇ. અમરસિંહ તેની પૃઠ પાછળ જ જોઈ રહ્યો.

---

## પ્રકરણ ૩ જું.

### તરવાર કે પ્રેમ ?



ર

ત્નસિંહ ત્યાં આવી પહોંચ્યો તો પણ અમરસિંહ, જે દિશામાં પેલી વીર નારીએ ગમન કર્યું હતું તે દિશા તરફ એકી ટસે જોઈ રહ્યો હતો. રત્નસિંહ ઘોડા ઉપરથી નીચે ઉતર્યો અને અમરસિંહની પાસે જઇ તેના ખભા ઉપર હાથ મૂકી કહ્યું: "બંધુ! યુદ્ધ-વિગ્રહનો ત્યાગ કરી, હમણાં શું સુંદરી યુવતીનાં દર્શન સુખમાંજ ગુંથાયા છોકે?"

એ સાંભળી અમરસિંહે લજ્જા પામી ઉત્તર દીધો: " તું શું ખાત્રી-પૂર્વક એ વાત ઉપર વિશ્વાસ રાખે છે? જેને તું યુવતી જાણે છે તે તો માત્ર એક બાલિકાજ છે. આવ, આપણે અહિં બેસીએ. હું જે કહું તે સાંભળ.

સાંભળીને તું આશ્ચર્ય પામશે. અને એ કામિનીએ ગ્રહણ કરેલા માર્ગનું તું અવલોકન કરશે અથવા સમસ્ત રાત્રિ તેનાજ વિચારોમાં વ્યતીત કરશે."

રત્નસિંહે હસતાં હસતાં કહ્યું: "હસવાની વાત જવા દો, સત્ય વાત શી છે તે કહો."

અમરસિંહે પોતાના પર વીતેલી સમસ્ત વાત કહી સંભળાવી. વીર રમણીએ બતાવેલી બહાદુરી અને તેના દેશ પરત્વેના વિચારો સાંભળી રત્નસિંહ અતિશય આશ્ચર્ય પામ્યો. બન્ને જણ ત્યાં બેઠા બેઠા ઘણા વખત સુધી તે વીર સુંદરી સંબંધી અનેક વાતો કરવા લાગ્યા, પણ તે કોણ હશે તે તેઓ નક્કી કરી શક્યા નહિ.

રત્નસિંહે કહ્યું: "આવા નિર્જન ભયંકર સ્થાનમાં વધારે વખત થોભવું યોગ્ય નથી. શક્તસિંહ ઝાડને ઓથે ભરાઈ સર્વદા આપણું અનિષ્ટ કરવાનો લાગ જૂવે છે. એવી સ્થિતિ હોવાથી અસાવધાન રહેવું ઉચિત નથી. ચાલો, આ સ્થળેથી ચાલ્યા જઇએ."

અમરસિંહે પોતાના ઘોડા ઉપર સ્વારી કરી. રત્નસિંહને પૂછ્યુ: "તું ક્યાંથી આવે છે અને ક્યાં જશે?"

રત્નસિંહે ઉત્તર દીધો: "હુ કમલનેરથી આવુ છું, અને રાજનગર જાઉં છું. પૂજ્યપાદ મહારાણાશ્રીની આજ્ઞા છે કે: રાજનગરના સામન્તે હમેશાં તૈયાર થઈ રહેવું. સત્વર યુદ્ધ થવાનો સંભવ છે. ક્ષણે ક્ષણે વિપદ્દર્શનની આશંકા છે. સામન્ત સાથે એ સર્વ વિષયની સુવ્યવસ્થા કરવાનો ભાર મ્હારા ઉપર આવી પડયો છે. તમે જે કાર્ય માટે ગયા હતા તેનું શું થયું?

"સફળ."

"તેમ થવાથી અનેક પ્રકારની આશા રખાય છે."

બન્નેએ સ્વારી કરી, ઘોડો ચલાવવા તૈયાર થયા. અમરસિંહ વિદાય થઈ ઘોડો ચલાવવાની તૈયારીમાં હતો તે સમયે રત્નસિંહે કહ્યું: "સાંભળો અમરસિંહ! માર્ગમાં શત્રુઓ છુપાયલા છે. હું કહું છું કે તમારે એકલા જવું નહિ. ચાલો, આપણે બન્ને પ્રથમ રાજનગર જઇએ. પછી બન્ને સાથેજ પાછા ફરીશું."

અમરસિંહે હસીને ઉત્તર દીધો: " તને ભય લાગ્યો હોય એમ જણાય છે. વીર માતાનાં વીર બાળકો એવા તુચ્છ ભયથી ડરતાં હશે ખરાં કે ? ખરો રાજપૂત બચ્ચો શત્રુઓથી બ્હીતો હશે ખરો કે ? શુદ્ધ ક્ષત્રિય બીજ, ભય કોને કહે છે તે તેના સ્વપ્નમાં પણ જાણતો નથી ! ક્ષત્રિયોએ તો હમેશાં ભય સાથેજ લગ્ન કરેલુ હોય છે. એટલે પતિ જેમ નવયૌવના પત્નીને પ્રેમથી ભેટવા જાય છે, તેમ ક્ષત્રિયો હમેશાં ભયને પ્રેમથી ભેટવા જાય છે શુ તું હજુ જાણતો નથી ? "

રત્નસિંહ બોલ્યો તો ખરો છતાં હિમ્મત રાખી તરવાર બતાવી કહ્યું: બંધુ ! એ હું જાણું છુ, છતાં કમોતે મરવા કરતાં વીર મોતે મરવું ઉચિત ચમજી એવી શિખામણ આપી હતી. ઘણાં મનુષ્યો ઘેરી વળે ત્યારે એક મનુષ્યથી પહોંચી વળાતું નથી. સિંહના બાળકને ભય ન હોય તે હુ જાણું છુ. જાઓ બધુ, આપણે માટે તો ભય વિદારક ભગવાન તે આપણી તરફજ છે. " ચળકતી તરવાર પ્રત્યે દ્રષ્ટિ કરતાં ઘોડાને એડી મારી બન્ને બે જૂદી જૂદી દિશામાં ચાલ્યા ગયા.

આ સમયે એ બન્ને યુવકની ઓળખ અમારા વાંચકોને સંક્ષિપ્તમાં આપવાની અમારી ઇચ્છા છે. અમરસિંહ, એ મેવાડના મહારાણા પ્રતાપસિંહનો જ્યેષ્ઠ પુત્ર હતો. તેનુ વય અઢાર વર્ષથી વિશેષ નહતુ. આટલી ન્હાની વયમાં પણ તે શૌર્ય, વીર્ય, પાંડિત્ય, વિનય, વિવેક, સદાચાર અને સદ્‌વ્યવહાર વગેરે સદ્‌ગુણોથી ભરેલો હોવાથી સમસ્ત રાજપુતાનામાં તેણે સારૂં માન મેળવ્યુ હતું.

રત્નસિંહ, એ રાજસ્થાનના પ્રસિદ્ધ બેદનોરના સ્વર્ગીય રાજા જયમલસિંહનો પુત્ર હતો. જયમલસિંહમાં વીરત્વ, સ્વદેશ પ્રેમ, વગેરે સદ્‌ગુણની સીમા નહતી ! બાદશાહ અકબરે પણ તેમના સદ્‌ગુણની પ્રશંસા કરી છે. રત્નસિંહ બાલ્યાવસ્થામાં હતો તે વખતેજ જયમલસિંહનો અંતિમ કાળ આવી પહોંચ્યો. મૃત્યુ સમયે તેમણે પોતાના પુત્રને પોતાના ઇષ્ટ મિત્ર મહારાણા પ્રતાપસિંહના હાથમાં સમર્પણ કર્યો હતો અને તેના ઉપર પુત્ર જેટલો પ્રેમ રાખવા વિનતિ કરી હતી. મહારાણા પણ રત્નસિંહનું, પોતાના પુત્રની

પેઠેજ લાલન પાલન કરતા હતા અને તેને એક વીર ક્ષત્રિયને યોગ્ય એવી કેળવણી આપી હતી.

રત્ન અને અમર એ બન્ને લગભગ સમાન વયના હતા. તેઓ બન્નેનું એકત્ર લાલનપાલન થતું હતું. બન્નેને સાથેજ વિદ્યાભ્યાસ ચાલતો. બન્ને સાથે રમતા, ફરતા, અને શયન કરતા હતા. તેથી બન્ને વચ્ચે ગાઢ બંધુપ્રેમ ઉત્પન્ન થયો હતો. ઘણા મનુષ્યો તો રત્નસિંહને મહારાણાનો પુત્ર જાણવાની ભૂલ પણ કરતાં!

## પ્રકરણ ૪ થું.

### પૂર્વ ઇતિહાસ-પૂર્વ પુરૂષ.



આ સ્થળે રાજસ્થાનને લગતા તેમજ પ્રસ્તુત નવલકથાને લગતા પૂર્વ ઇતિહાસનો ટુંક સાર પ્રકટ કરવામાં આવે છે. કોઇકિ વાંચકો, ક્વચિદ્ નવલકથામાં નિરસ ઐતિહાસિક વૃત્તાંત વાંચતાં કંટાળે છે, અને સાથે સાથે ગ્રંથકારને પણ મૂર્ખ કહીને સાલ પામરી ઓરાડે છે! એ જાણવા છતાં પણ આ સ્થળે એવું ઐતિહાસિક વૃત્તાંત પ્રકટ કરવા માટે ક્ષમા પ્રાર્થના કરવામાં આવે છે. કદાચ આ ઐતિહાસિક કથા વાંચકોએ ઇતિહાસમાંથી વાંચી પણ હશે છતાં ઘણા એવા પણ હશે કે જેમને આ પ્રકરણમાં અને એ પછીનાં કેટલાંક પ્રકરણોમાં લખાયેલી કથાની ખબરજ નહિ હોય ! ગમે તેમ હોય પણ આ સ્થળે કેટલોક પૂર્વ ઇતિહાસ લખ્યા વગર છુટકોજ નથી. તેમ કરવાથી વાંચકોને રાજસ્થાનના ઇતિહાસનું ટુંકમાં જ્ઞાન થશે. જેઓ અત્યાર પહેલાં એ કથા બીજા ઇતિહાસોમાં વાંચી ગયા હોય તેમણે આ અને આવાં પ્રકરણનાં પાનાં, વગર વાંચે ઉથલાવી તે પછીના પ્રકરણથી વાંચવાનું શરૂ કરવું ! કદાચ નિરસ જણાય તો પણ તેઓ પોતાના દેશનો ઇતિહાસ વાંચવાની મમતામાં, આ પ્રકરણ અને તે પછીના

ઐતિહાસિક પ્રકરણો એક વખત વાંચી જશે તો તેમને નુકશાન નહિ થતાં ઘણા દિવસની ઝાંખી થયેલી સ્મૃતિ તાજી થશે. એ લાભ કંઈ થોડો નથી. વાંચક! આ પ્રકરણમાં રાજસ્થાનની ઉત્પત્તિ અને તે પછી રાણા પ્રતાપના સમય સુધીનો, રાજસ્થાનનો ટુંક ઇતિહાસ પ્રકટ કરવામાં આવે છે. ધૈર્ય-પૂર્વક વાંચવા પ્રાર્થના છે.*

રાજપૂતો સૂર્યવંશીય છે. અયોધ્યાધિપતિ શ્રીરામચંદ્રના જ્યેષ્ઠપુત્ર લવ એ સૂર્યવંશી નૃપતિ હતા. તેમણે પોતાના નામ ઉપરથી લવકોટ અથવા લાહોર નગરીની પ્રતિષ્ઠા કરી..લવના કોઇક કોઇક વંશધરો ભારત વર્ષના દક્ષિણ વિભાગમાં જઈ નિવાસ કરવા લાગ્યા. કહેવામાં આવે છે કે: "કનકસેને પ્રથમ જન્મભૂમિનો ત્યાગ કર્યો. તેના વંશજોમાંથી કોઇએ સૌરાષ્ટ્ર અને વલ્લભીપુર આદિ સ્થાને રાજ્ય સ્થાપન કર્યું. વલ્લભીપુરમાં શિલાદિત્ય નામક એક રાજા રાજ્ય કરતો. તે સમયે હુણ લોકોએ તે પ્રદેશ ઉપર હુમલો કરી નગરી વશ કરી નૃપતિનું ખૂન કર્યું. તે સમયે તેની રાણી પુષ્પવતી ગર્ભવતી હતી. તેણે એક ગુહામાં આશ્રય લઇ પુત્ર રત્નને જન્મ આપ્યો ગુહામાં જન્મ થવાથી એ પુત્રનુ નામ "ગુહ" રાખવામાં આવ્યુ ગુહ અથવા ગોહના વંશજોને મેવાડના રાજપૂતો ગોહિલોટ અથવા ગિહલાટના નામથી ઓળખવા લાગ્યા.

ગુહ વંશીય નાગાદિત્યને ઉત્તરાવસ્થામા એક પુત્ર થયો. તેનુ નામ બાપાદિત્ય અથવા બાપારાવળ હતું. તે દૈવની કૃપાથી અજેય અને મહા પરાક્રમી થઈ ઉઠયો. એ સમયે મૌર્ય વંશનો કોઇ એક નૃપતિ ચિતોડમાં રાજ્ય કરતો હતો. બાપાનુ મોસાળ પરમાર વંશમાં હતું. મૌર્ય વંશ એ પરમાર વંશની એક શાખા હતી. દૈવેચ્છાએ બાપ્પા જે સમયે દેશ ત્યાગ કરી ચિતોડ ગયા તે સમયે ત્યાં તેમને સારૂ માન મળ્યુ. કહેવામાં આવે છે કે તેમણે જે સ્થાને પ્રથમ અધિષ્ઠાન કર્યું તેનુ નામ સિસોદીયા હતું તેથી બાપ્પાના વંશજોને સિસોદીયા રાજપૂત કહે છે, અને તેમને અપૂર્વ ગૌરવ

* આ પ્રકરણથી નવમા પ્રકરણ સુધી વાંચક વર્ગને રાજસ્થાનના ઇતિહાસનો રસિક, ટુંક સાર આપવાથી તેઓને મહારાણા પ્રતાપના સમય સુધીનો ઇતિહાસ વાંચવાની તક મળશે. અમારા ઇતિહાસ પ્રેમી વાંચકોને તે પ્રિયજ થઈ પડશે. લેખક.

મળે છે. બાપ્પા, અલ્પ સમયમાં એવે શક્તિવાન થઇ ઉઠયો કે તેણે વીર-વિક્રમ બતાવી ચિતોડ તાબે કરી લીધું. સને ઈ. સ. ૭૨૮ માં ત્યાં ગાદી સ્થાપી. ધીમે ધીમે ચિતોડ સમગ્ર મેવાડની રાજધાની થઇ પડયું.

બાપ્પારાવળ, મેવાડ રાજકુલના આદિ પુરૂષ તરીકે રાજપૂતો દ્વારા હજુ પણ પૂજાય છે.* સુશિક્ષા અને જ્વલન્ત દ્રષ્ટાંતદ્વારા તેમણે પોતાના મુઠ્ઠીભર વંશજોને, થોડા સમયમાંજ, એક મહાન બળ પરાક્રમશાલી રણ-નિપૂણ જાતિમાં ફેરવી નાંખ્યા. બાપ્પા એકસો વર્ષ જીવ્યા હતા. તેમણે ઇરાન તુર્કસ્તાન સુધી પોતાની રાજગાદી સ્થાપી હતી. અરે ! ત્યાં સુધી વીર હાક વગાડી હતી ! જય ડંકો ગગડાવ્યો હતો ! તેમના પુષ્કળ સંતાનોમાંથી ધીમે ધીમે રાજપૂતોની સંખ્યામાં વધારો થયો. ઈ. સ. ૧૧૫૦ માં એ વંશમાં અમર-સિંહનો જન્મ થયો હતો. તેણે ચોહાણ વંશના દિલ્લીશ્વર પૃથ્વીરાજની ભગિની સાથે વિવાહ કર્યો હતો. જે દિવસે, સરસ્વતીને કિનારે, શાહાબુદિન સાથે યુદ્ધ કરતાં પૃથ્વીરાજ પરાજીત થયા, તે દિવસે પૃથ્વીરાજની પાસે મહાવીર અમરસિંહ પણ રણ શય્યામાં ચિર નિદ્રા લેવા સૂતા હતા ! સુવિખ્યાત ભીમસિંહ, એ અમરસિંહનો વંશજ હતો. તેના રાજત્વ સમયે રાજધાની ચિતોડનગરી દિલ્લીશ્વર અલાઉદ્દીન ખિલજીદ્વારા ભસ્મીભૂત થઇ હતી. થોડા દિવસ પછી ભીમસિંહના પૌત્ર મહાવીર હમીરે ચિતોડનો પુનરુદ્ધાર કર્યો. સો-એક વર્ષ પછી રાણા કુંભ નામક એક નૃપતિએ, ચિતોડની કીર્તિ અને ગૌરવ જનમંડળમાં સુપ્રસિદ્ધ કર્યું. ચિતોડનો સુપ્રસિદ્ધ જયસ્તંભ અને અસંખ્ય મહાલયો હજુ પણ તેમની કીર્તિ—ગાથા ગાઇ રહ્યાં છે !

કુંભના પૌત્ર રાણા સંગ અથવા સંગ્રામસિંહના રાજત્વ સમયે રાજ-ગૌરવમાં અતિશય વૃદ્ધિ થઈ. તેમના સમયમાંજ સમસ્ત રાજપૂત સામંત-વર્ગ એકજ વિજયપતાકા નીચે એકત્ર થયા હતા. બહુ દિવસથી દિલ્લીનો પાદશાહ તઘલખ, સૈયદ, લોદિ વગેરે વિવિધ જાતના નૃપતિઓના હાથમાં

---

* "**બાપારાવ**" નામક ઐતિહાસિક નવલકથા "**વાર્તામાળા**" નાં ગ્રાહકોને ચાલુ ( પ્રથમ ) વર્ષમાં આપવામાં આવી છે. તે વાંચવાની ઇચ્છા હોય તેમણે "**વાર્તામાળા**"ના ગ્રાહક થવું. **લેખક.**

હતો પરંતુ માતૃભક્ત અને સ્વદેશ ભક્ત રાજપૂતો, તે સર્વે રાજકીય ઉથલ પાથલમાં સામેલ નહિ થતાં માત્ર પોતાનું મેવાડ, સ્વદેશ અને સ્વજાતિની કીર્તિ–ગૌરવ અખંડ રાખવા તરફજ ધ્યાન આપી શાંતિમાં સમય વિતાડતા હતા. ઇ. સ. ૧૫ મી સદીના પ્રારંભમાં, જે સમયે સંગ્રામસિંહ પિતાના સિંહાસન પર બેઠો તે સમયે દિલ્લીની બાદશાહી એક લોદિ વંશના બાદશાહના હાથમાં હતી. એ સમયે મોગલવંશના બાબરે ભારતવર્ષ ઉપર હુમલો કર્યો.

મધ્ય એસિયામાંથી, બહુ વખત, બહુ શત્રુઓ ભારતવર્ષ ઉપર ચઢી આવ્યા હતા. તેમાનાં ઘણાખરા તો રાજ્યાધિકાર ભોગવવા કરતાં માત્ર આ દેશનું ધન રત્ન લૂંટવા માટે આવ્યા હતા ! પરંતુ મોગલના આદિ પુરૂષ બાબરની ઇચ્છા એનાથી જુદીજ હતી. તેણે પાણીપતના યુદ્ધમાં ઇબ્રાહીમ લોદિને હરાવી દિલ્લી પ્રાપ્ત કર્યું. (ઇ. સ. ૧૫૨૬) અને પોતાનું સૈન્ય લઇને ચારે દિશામાં રાજ્ય ફેલાવવાનો યત્ન કરવા લાગ્યો. આ સમયે સંગ્રામસિંહે જોયું કે જો નિશ્ચિંત બેસી રહીશું તો સમસ્ત હિંદુ રાજ્ય, યવનોને આધીન થઈ જશે ! તેથી તેણે સૈન્ય સંગ્રહ કરી બાબર સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી રાખી. સમસ્ત અન્ય રાજપૂત રાજાઓ પણ રાણાજીના એક છત્ર નીચે એકત્ર થયા. પ્રથમ કાનુયા નામક સ્થાન આગળ બાબરના લશ્કરની એક ટુકડી રાણાજીના લશ્કરને હાથે પરાજય પામી. એથી ભય પામી બાબરે રાજપૂતો સાથે સંધિ કરવાનું આમંત્રણ મોકલ્યુ, પરંતુ રાજપૂતોએ તે કબુલ્યુ નહિ. થોડા દિવસમાંજ (ઇ. સ. ૧૫૨૭) સિકરી નજીક બિયાના નદીને કિનારે એક ભયંકર યુદ્ધ થયુ. આ યુદ્ધમાં અણધારેલા સંજોગો વચ્ચે રાણા સંગ્રામસિંહનો પરાજય થયો. અનુમાન કરવામાં આવે છે કે રાજપૂત પક્ષના એક સેનાપતિની વિશ્વાસઘાતકતાને લીધેજ એ પરાજય થયો હતો. વિધિની લીલા મનુષ્ય શું જાણે? એ યુદ્ધમાં મોગલોનો પરાજય થયો હોત તો ભારતનો ઇતિહાસ સંપૂર્ણ રીતે બદલાઇ જાત, અને ભારતવાસીઓની સ્થિતિનુ પણ અત્યારે જૂદી રીતેજ દર્શન થાત !

પરાજય પામેલા સંગ્રામસિંહે પ્રતિજ્ઞા કરીકે "મોગલ શત્રુઓને પરાજય પમાડયા સિવાય રાજધાની ચિતોડમાં પગ મૂકીશ નહિ." પરંતુ

તેમની તે સ્વદેશ પ્રેમથી છલાછલ ભરેલી પ્રતિજ્ઞા પરિપૂર્ણ થઇ નહિ. તેઓ થોડા સમયમાંજ પરલોકવાસી થયા. (ઇ. સ. ૧૫૩૦) રાજપૂતોની સર્વે આશા-વિશ્વાસ નષ્ટ ભ્રષ્ટ થઇ ગયો! રાણા સંગ્રામે જીવનપર્યંત વીર ધર્મનું પાલન કરી પ્રતિષ્ઠા મેળવી હતી. તેમણે જૂદે જૂદે સ્થળે મુસલમાનો સાથે યુદ્ધ કરીને અરાડ વખત જય મેળવ્યો હતો. યુદ્ધમાં તેમનું એક નેત્ર, એક હાથ અને એક પગ નષ્ટ થયો હતો. તેમના શરીર ઉપર અસ્ત્રના એંશી ઘા પડ્યા હતા! વીરકેસરી રાણા સંગના અકસ્માત મૃત્યુથી રાજપૂત જાતિને અને સમગ્ર ભારતવર્ષને જે ભયંકર નુકશાન થયું છે તે યુગયુગાન્તે પણ પરિપૂર્ણ થઈ શકશે નહિ! રાજપૂતને ઉચિત હોય એવા દેશપ્રેમને માટે સંગ્રામ સાથે માત્ર હેના એક પૌત્ર મહારાણા પ્રતાપસિંહનીજ તુલના થઇ શકશે.

સંગ્રામના મૃત્યુ પછી હેમના બે પુત્રોએ, ક્રમે નિર્જીવ ભાવે, કેટલાંક વર્ષ મેવાડનું રાજ્ય કર્યું. તેમની રાજ કરવાની અજ્ઞાનતાને લીધે, જૂદા જૂદા રાજપૂત સંપ્રદાયમાં નાના પ્રકારનો વિવાદ ઉપસ્થિત થયો. એ લાગ જોઇને ગુજરાતના મુસલમાન બાદશાહે મેવાડ ઉપર ચઢાઈ કરી; અને મેવાડને દ્વિતીય વખત ભસ્મીભૂત કરી દીધું! થોડા દિવસ પછી વનવીર નામક સંગ્રામના એક ભત્રિજાને સરદારોએ રાજગાદીએ બેસાડયો. કારણ કે રાણા વિક્રમજિત રાજ્ય ચલાવવાને માટે તદ્દન નાલાયક હતો. એ સમયે સંગ્રામનો ૭ વર્ષનો એક ન્હાનો પુત્ર જીવિત હતો, તેનું નામ ઉદયસિંહ. સરદારોએ નિશ્ચય કર્યો કે જ્યાં સુધી ઉદયસિંહ યોગ્ય વયનો ના થાય ત્યાં સુધી વનવીરે રાજ્ય કરવુ. પરંતુ દુષ્ટ વનવીરે સંગ્રામના વંશનો નાશ કરી, પોતેજ રાજગાદી પચાવી પાડવાનો ઇરાદો કર્યો. તેણે પ્રથમ રાણા વિક્રમજિતનું ખુન કર્યું અને લોહીથી ખરડેલી તરવાર લઇને બાળક ઉદય-સિંહનો પ્રાણ લેવા તે જ્યાં સુતો હતો ત્યાં ગયો. ઉદયના લાલનપાલનનો ભાર પન્ના નામની એક ધાત્રી (ધવાડનારી) ના હાથમાં હતો. તે ઉદાર હૃદયની, ભલી બાઇના આત્મોત્સર્ગ વડેજ બાળક ઉદય જીવતો રહેવા પામ્યો. ધાત્રી પન્નાનો એક પુત્ર, ઉદયના જેટલીજ વયનો હતો. પન્નાનો પુત્ર અને ઉદય બન્ને એકજ ઓરડામાં જુદી જુદી શય્યામાં નિદ્રાવશ થયા

હતા વનવીરે શય્યાગૃહમાં પ્રવેશ કર્યો તે પહેલાંજ પન્નાએ પોતાના પુત્રને ઉદયના સુશોભિત સુદર પારણામાં સુવાડયો અને ઉદયને અન્ય સ્થળે લઈ ગઇ. નરપિશાચ, કુલાંગાર, વનવીરે શયનગૃહમાં જઈ પારણામાં સુતેલા પુત્રના પેટમાં તરવાર ઘોંચી દીધી ! ઇશ્વર કૃપાથી ઉદયસિંહ બચી ગયો.

દેવી–પ્રકૃતી દાસી પન્ના, ઉદયને લઇ ન્હાસી ગઈ. એક પછી એક બહુ સ્થળે આશ્રય માગ્યો પરંતુ દુષ્ટ વનવીરની બ્હીકને લીધે કોઇએ તેને આશ્રય આપ્યો નહિ. અંતે પન્ના કમલમીર ગઈ. ત્યાં કુંભમેરૂ નામક કિલ્લાના જૈન ધર્મી સરદાર આશાશાહ પાસે આશ્રય માગ્યો માતાની આજ્ઞાને લીધે આશાશાહે પન્ના અને ઉદયસિંહને આશ્રય આપ્યો, અને તે પોતાનો ભાણેજ છે એવું સૌને જણાવી તેનું લાલન પાલન કર્યું

અગ્નિ જેમ વસ્ત્રમાં ગુપ્ત રહેતો નથી તેમ સંગ્રામનો વંશ પણ કમલમીરમાં બહુ દિવસ પર્યંત ગુપ્ત રહી શક્યો નહિ. ઉદયસિંહની તેજસ્વિતા અને તેનો ગર્વ ભરેલો દેહ, તે એક રાજપૂત અને રાજકુમાર છે એવી સ્પષ્ટ ચાડી ખાતો ! અંતે જ્યારે સત્ય વાત ઉઘાડી પડી ગઇ ત્યારે રજવાડામાંથી જુદે જુદે સ્થળેથી, હર્ષ–પ્રફુલ્લિત થતા સરદારોના ટોળે ટોળાં કમલમીરમાં એકત્ર થવા લાગ્યાં. રાજપૂત સરદારોના હાથમાં, ઉદયસિંહને સોંપી આશાશાહ નિશ્ચિંત થયો. રાજપૂત સરદારોએ કમલમીરના કિલ્લામાંજ ઉદયસિંહના કપાળમાં રાજતિલક કરી નિશ્ચિંત થયા અત્યાચારી વનવીરનું સર્વનાશ થવાની તૈયારી થઈ

વનવીરે, સંગ્રામના બંધુ પૃથ્વીરાજની રાખેલી શીતલા નામની એક દાસીને પેટે જન્મ લીધો હતો. તેથી સર્વ તેનો તિરસ્કાર કરતાં હતા. વિશેષ કરીને તેના અશાંત અને દુષ્ટ સ્વભાવને લીધે સર્વ તેનાથી ત્રાસ પામ્યાં હતાં. સર્વ સરદારોએ એક સંપ કર્યો અને અંતે વનવીરને પદભ્રષ્ટ કરી યુવાન ઉદયસિંહને તેના પિતાના સિંહાસન ઉપર બેસાડવાનો સંકલ્પ કર્યો થોડા સમયમાં મહાન યુદ્ધની સામગ્રી તૈયાર થઇ. બળવાન રાજપૂત વીરમંડળીના એકસંપ આગળ વનવીરની યુદ્ધ સામગ્રી વ્યર્થ થઇ. ચિતોડનો

કિલ્લો જીતી લેવામાં આવ્યો અને કિલ્લાના શિખર ઉપર ઉદયસિંહની જય પતાકા ઉડવા લાગી. પરાજિત વનવીર ધન, જન સહિત દક્ષિણ દિશામાં ચાલ્યો ગયો. મહાન આડંબરથી, સંગ્રામના વંશધર, ઉદયસિંહ ચિતોડનાં રાજ સિંહાસન ઉપર પ્રતિષ્ઠિત થયો. ઈ. સ. ૧૫૪૨.

# પ્રકરણ ૫ મું.

## જન્મ અને બાલ્યાવસ્થા.



જે રાજભક્ત અને દેશભક્ત રાજપૂત સામન્તોએ, કમલમીરમાં ઉદયસિંહના કપાળમાં રાજતિલક કર્યું હતું તેમાં ઝાલોરના શનિ-ગુરૂ સરદાર પણ હતા તેઓ ઉચ્ચ વંશના અને ગૌરવ પામેલા સર્વત્ર સુપ્રસિદ્ધ રાજપુત્ર હતા. તેમણે ઉદયસિંહ સાથે પોતાની કન્યાનાં લગ્ન કરવાનું કહાવ્યુ. અન્ય સર્વે સરદારોએ તે માંગણી કબૂલ કરી. વિવાહની તૈયારી થવા લાગી. એ સમયે એક દિવસ કેટલાક સામન્તો લશ્કર સહિત કમલમીર આવતા હતા. માર્ગમાં એક હજાર રાજપૂત સિપાહીઓ મળ્યા. તેઓ દશ હજાર બળદ અને પાંચ સો અશ્વદ્વારા, વનવીરની કન્યાનું પલ્લુ ( પલ્લાનુ દ્રવ્ય ) કચ્છ દેશથી ચિતોડ લઈ જતા હતા. સરદારોએ એકાએક તેમના પર હુમલો કર્યો અને સર્વ દ્રવ્ય લૂંટી લીધું. અને તે દ્વારાજ કમલમીરમાં ઉદયસિંહનાં લગ્ન, મ્હોટી ધામધૂમથી થયાં. ઉદયને રાજ્ય મળ્યા પછી એજ શનિ-કન્યાના ગર્ભમાંથી એક પુત્ર પ્રસવ થયો. તેનું નામજ **પ્રતાપસિંહ.** ભવિષ્યના જીવનમાં પ્રતાપના અસાધારણ પ્રતાપે, તેના પવિત્ર નામનુ સાર્થક કર્યું હતુ '

ઉદયસિંહને બધા મળી ચોવીશ પુત્ર હતા. તેમાં પ્રતાપસિંહ જ્યેષ્ઠ અને શક્તસિંહ દ્વિતીય. બાલ્યાવસ્થાથીજ પ્રતાપ અને શક્ત, એ બન્ને આહાર વિહાર, શયન, આનંદ, આદિ કાર્યો સાથે સાથેજ કરતા. એ સમયથીજ એ બન્નેમાં એક પ્રકારનો, વિજાતીય વિદ્વેષભાવ ઉત્પન્ન થયો હતો.

કોઈ સ્થળે, કોઇ કામે જતાં પ્રતાપ, શક્તને સાથે લઇને જતા. શક્ત પણ મુંગે મ્હોડે જ્યેષ્ટ બંધુની આજ્ઞા પાલન કરતો. પરંતુ અનેક સમયે સામાન્ય કારણને લીધે પણ એ બન્નેમાં એવો તર્ક અને વિરોધ ઉત્પન્ન થતો કે તે જોઇ તેમના આત્મીય જનો, કોઇ દિવસ પણ તે વિવાદનું ભયંકર પરિણામ આવશે એમ ધારતા અને ત્રાસ પામતા. થોડા વખત પછી બન્નેમાં ભયંકર શત્રુતા બંધાઇ ! તેમાં એક ભાઇ રાજપૂત કુળ-પ્રદીપ અને એક ભાઇ રાજપૂત-કુલ-કલંક થયો !

એ બન્ને વીર બાળકોની બાલ્યક્રિડાથી પણ તેમના ભાવિ જીવનનું કાર્ય સમજાઇ જતું. તેઓ શાંત, સુશીલ, વિદ્યાર્થિઓની પેઠે ગુરૂદેવની પાઠશાળામાં વિદ્યા લાભ કરતા નહોતા. પરંતુ ચળકતા અણિદાર ભાલા લઇને ઘોડેસ્વાર થઇ, પર્વતની ગુહાઓમાં અને ઘાડાં જંગલોમાં હરિણ શોધતાં ફરતાં ફરવું એજ તેમને અધિક પ્રિય હતું. જેના જીવનના કાર્ય-ક્ષેત્રમાં જે વસ્તુની અગત્ય હોય તેજ વસ્તુ તેની બાલ્યક્રિડા-ક્ષેત્રમાં રમકડા રૂપે પ્રાપ્ત હોય છે ! બિચારો વણિક પુત્ર કલમ લઇને રમત રમે છે, ત્યારે રાજપૂતનો પુત્ર તરવાર લઈનેજ રમત રમે છે. આપણે બાળકના હાથમાં ન્હાનકડી છરી જોઇએ છીએ કે તરતજ ત્રાસ પામી તેના હાથમાંથી ઝુટાવી લઇએ છીએ, પરંતુ રાજપૂત પિતા, બાળકના હાથમાં ન્હાની તરવાર આપીને આનંદ પામે છે ! બાળકના શરીરમાં બિંદુ લોહી નિકળતાં આપણી માતાઓ ભય વિહ્વળ થઈ, બાળકનો ભય ઉલટો વધારી આપે છે, ત્યારે રાજપૂત માતા પોતાના ઘાયલ થયેલા અને લોહીથી ખરડાયલા પુત્રના વીરત્વનો વિચાર કરી અતિ આનંદ પામી તેના મુખ ઉપર ચુંબન કરે છે ! રાજપૂત સાથે અન્ય કોઇ જાતિની તુલના થઇ શકશે નહિ. એના જેવી જન્મવીર મહાનુભાવ જાતિ, જગતના ઇતિહાસમાંથી મળવી દુર્લભ્યજ છે !

પ્રતાપ અને શક્ત, એ બન્નેએ યોગ્ય યુદ્ધવિદ્યા મેળવી હતી. એ બન્ને પરમ વીર અને અતી સાહસી હતા. કોઇ પણ પ્રકારની વિપત્તિને તેઓ ગણતાજ નહિ ! પ્રતાપ ગંભીર અને ઉદાર હતા. શક્ત કઠોર અને ઉચ્છૃંખલ ! પ્રતાપની સ્વદેશ-ભક્તિ અપરિમિત અને પ્રતિજ્ઞા અટલ હતી.

તેમના વિશાળ કપાળ અને વિશાળ ચક્ષુમાંથી નિકળતી તેજસ્વી જ્યોતિ ઉપરથી એજ જણાતું હતું. ઉગ્ર સ્વભાવના શક્તસિંહના જીવનનો કોઈ ઉદ્દેશ કહી શકાતો નહિ.

શક્તના જન્માક્ષરમાં લખ્યુ હતું કેઃ તે મેવાડને માટે કલંક સ્વરૂપ થઈ પડશે. એ જાણીને ઉદયસિંહ તેના ઉપર હમેશાં ગુસ્સે રહેતા હતા. જે સમયે શક્તનું વય માત્ર પાંચ વર્ષનું હતું તે સમયે એક દિવસ એક નવીન તરવાર તૈયાર થઇને આવી હતી. તેની તીક્ષ્ણ ધારની-પરીક્ષા કરવા માટે એક સુતરનું જાડું ગુંચળુ કાપવાનો વિચાર થતો હતો એટલામાં બાળક શક્તસિંહે, હથિઆર બનાવનાર લુહાર પાસેથી તરવાર લઇને પિતાને પૂછ્યુંઃ "શુ માંસ કાપીને તરવારની ધારની પરીક્ષા કરવી ઉચિત નથી ? " એ શબ્દો કહેતાં કહેતાંમાં તો તેણે તરવારને પોતાની આંગળી ઉપર ફેરવી ! આંગળીમાંથી ધડ્ ધડ્ કરતું લોહી વહેવા માંડયુ. પરંતુ બાળક શક્તના મુખ ઉપર દુઃખનુ કોઈ ચિહ્ન જણાતું નહોતું. ઉલટું તે સ્મિત હાસ્યજ કરતો હતો. એ જોઈ સર્વે સ્તબ્ધ થઇ ગયાં ! પરંતુ ઉદયસિંહ અત્યન્ત ગુસ્સે થયા, અને શક્તસિંહના જન્માક્ષરના ફળને લીધે હો કિંવા અન્ય કારણને લીધે હો, ગમે તેમ પણ, તત્ક્ષણે જ તેમણે પુત્ર શક્તનુ મસ્તક છેદન કરવાની આજ્ઞા ફરમાવી. એ સમયે સલુંબરના સરદારે અતિશય કાલાવાલા કર્યા તેથી શક્તસિંહનું જીવન બચવા પામ્યુ હતુ.

પ્રતિ વર્ષે વસન્ત ઋતુના પ્રારંભમાં રાજપૂતાનામાં "આહેરિયા" નામક એક મહોત્સવ ઉજવાય છે. એ દિવસે મહારાણાથી તે ક્ષુદ્ર પ્રજા સુધીનાં સર્વ, ટોળાબંધ શિકાર રમવા જતાં. એ દિવસે મૃગયા રમવામાં જેને જેવો વિજય પ્રાપ્ત થતો તે ઉપરથી તેના તે વર્ષના યુદ્ધમાં જય પરાજયના ફળનો અને દેશના શુભાશુભનો નિર્ણય થતો. તેથી એ દિવસે પ્રત્યેક રાજપૂત વીર, પશુનો શિકાર કરવામાં શક્તિ પ્રમાણે વીરત્વ બતાવતો હતો. પ્રતાપ, શક્ત અને તેમના બંધુઓ વર્ષોવર્ષ મહાન ધામધુમ સાથે એ વીરોત્સવમાં ભાગ લેતા, અને વીરત્વમાં કોણ શ્રેષ્ઠ છે તેની પરીક્ષા કરવાને જીવતોડ યત્ન કરતા હતા.

રાજપૂતોને વીર-ધર્મમાં સમાન ઉત્સાહિત રાખવા માટે, જેઓ ઘેરે ઘેર વીર-પૂર્વજોનાં કીર્તિ ગાન ગાતા કરતા હતા તેઓને "ચારણ" કહેવામાં આવે છે. જે સમયે કોઈ શત્રુ સાથે યુદ્ધ કરવાની તૈયારીઓ થતી તે સમયે ચારણોની વીર-ગાથા વડે દેશ મસ્ત થઈ ઉઠતો ! અતિ બાલ્યાવસ્થાથીજ પ્રતાપ ચારણોને મુખેથી પોતાના વીર પૂર્વજોની વીર-કીર્તિ પ્રેમપૂર્વક સાંભળતો હતો ! રાજસ્થાનના આબાલ વૃદ્ધ વનિતા ચારણ દેવતા ઉપર અત્યંત પ્રેમ રાખતાં હતાં ! પરંતુ ભક્તિમાન પ્રતાપની તેજસ્વી, પવિત્ર મૂર્તિના જેવુ તેમને આનંદવર્ધક કોઇ અન્ય ન હતું.

પ્રતાપ અને શક્ત, ઉભય અસાધારણ શસ્ત્રકુશલ થઈ ઉઠયા હતા. તરવાર ચલાવવામાં કિંવા ધનુષ્ય-બાણ ફેંકવામાં તેમના જેવા અન્ય નહતા. એક દિવસ મૃગયા રમવા ગયા તે સમયે એક શિકાર સબંધી બન્ને વચ્ચે વાદવિવાદ થયો. આ સમયે પ્રતાપ ચક્ર આકારે પોતાનો અશ્વ ફેરવતો હતો. તેના હાથમાંનો અણીદાર ભાલો ચળકતો હતો. બન્ને ભાઇઓમાં પ્રથમથીજ જે દ્વેષભાવ હતો તે આ સમયે વિશેષ ભડકી ઉઠયો ! પ્રતાપે બૂમ પાડી કહ્યું: "આવ, જોઈએ, કોનો ઘા ખાલી જાય છે ?" શક્તે પણ ગુસ્સે ભરાઇને કહ્યું: "જો જો, પાછા હઠશો નહિ આવો, આરંભ કરો." બન્ને જણે અણીદાર ભાલા ઉચકી મહાન ગર્જના કરતા તૈયાર થયા. રાજપુત-કુલ પુરોહિત, વેગળે ઉભા ઉભા આ દ્રષ્ય જોતા હતા. તેમણે વિચાર્યું કે: "આ સમયેજ સિસોદીયા કુળનું સર્વનાશ થવાનુ !" એ જોઈ તેઓ થોભી શક્યા નહિ ! બન્ને ભાઇઓ આમતેમ અશ્વ ફેરવી ઘા કરવાના દાવપેચ શોધતા હતા, તેજ સમયે તેઓ દોડતા આવી બન્ને ભાઇઓની વચમાં ઉભા રહ્યા અને તેમને યુદ્ધ કરતાં અટકાવવા માટે બે હાથ ઉચા કરી વારંવાર પ્રાર્થના કરી. પરંતુ ક્રોધમાં અંધ બનેલા બન્ને ભાઇઓએ તેમનું કહેવુ સાંભળ્યુ નહિ ! એ સમયે મેવાડના પરમ હિતૈષી, રાજકુલ પુરોહિત ક્ષણવાર શાંત ઉભા રહ્યા પછી વસ્ત્રમાંથી ન્હાનકડી તરવાર કહાડી, પળ વારમાં પોતાની છાતીમાં ઘોચી દીધી ! તેમ થતાંજ પરમ શુભેચ્છક પુરોહિત પૃથ્વી પર પડયા ! તેમની છાતીમાંથી લોહીની ધારા વહેવા લાગી.

રાજપૂત-કુલ-દેવતાએ, બન્ને રાજપુત્રોના જીવનનુ રક્ષણ કરવા માટે પોતાનુ આત્મ-જીવન વિસર્જન કર્યું. અને અસાધારણ આત્મોત્સર્ગનુ જ્વલંત દ્રષ્ટાંત બતાવી નરલોકમાં અમર થઈ ગયા !

દ્રષ્ટિ સન્મુખ બ્રહ્મહત્યા થયેલી જોતાંજ ધર્મપ્રાણ પ્રતાપ ભય પામી સ્તબ્ધ થયા. પોતાની ક્રિદ્ધતાઈ અને ભ્રાતૃ-દ્વેષને માટે તેમને અત્યંત પસ્તાવો થયો. તેમણે શક્તસિંહને મેવાડ ત્યાગ કરી જવાની આજ્ઞા ફરમાવી. શક્તસિંહ પણ વડિલ બંધુની આજ્ઞા પાળવા તેમની પાસેથી રજા લઇ ચાલ્યો ગયો. બન્ને ભાઇઓ જૂદા પડયા. પ્રતાપ શાંત થયા પરંતુ શક્તનો ક્રોધ શાંત પડયો નહિ. તેણે બદલો લેવાને માટે, ચિતોડના ચિર-શત્રુ મોગલોનુ શરણુ લીધુ !

શોકગ્રસ્ત પ્રતાપે કુલ પુરોહિત દેવતાનો યોગ્ય સન્માન સહિત અન્ત્યેષ્ટિ સંસ્કાર અને શ્રાદ્ધ વગેરે કરાવ્યુ, અને તેમના વંશજોને વંશપરંપરાને ભોગવવા માટે પુષ્કળ ભૂમિનુ દાન કર્યું.

---

## પ્રકરણ ૬ ઠું.

### બાદશાહ-અકબર.

રાણા સંગના મૃત્યુ પછી થોડા સમયમાંજ તેમનો પ્રબળ શત્રુ મોગલ રાજ્યનો પ્રતિષ્ઠાતા બાબર પરલોકમાં ગયો. (ઇ. સ. ૧૫૩૦) તેના પછી તેનો પુત્ર હુમાયુ દિલ્લીની ગાદીપર બેઠો. આઠ નવ વરસ રાજ્ય કર્યા પછી તે બંગેશ્વર શેરશાહ દ્વારા કનોજના યુદ્ધમાં પરાજય પામ્યો. (ઈ. સ. ૧૫૩૯) અને રાજ્ય છોડી ન્હાસી ગયો. તે સમયે શેરશાહના વિજયી સૈન્યે તેની પૂંઠ પકડી. થોડા સૈન્યને લઈ હુમાયુએ, આશ્રય મેળવવાની આશામાં મારવાડમાં પ્રવેશ કર્યો. પરંતુ ત્યાં પણ તેને આશ્રય મળ્યો નહિ. મારવાડના અધિશ્વર મલ્લદેવે, સિકરીના યુદ્ધમાં

પોતાના યુવરાજ રાયમલ્લને ગુમાવ્યો હતો તેથી તેઓ મોગલો ઉપર અતિશય ક્રોધે ભરાયા હતા. તેમણે રાજપૂતોના હમેશના રિવાજનું ઉલંઘન કરી, આશ્રયની પ્રાર્થના કરનાર હુમાયુને આશ્રયદાન આપ્યું નહિ ! એટલુંજ નહિ પણ તેમણે હુમાયુને કેદ કરવાનો યત્ન કર્યો હતો. એ અપમાનની વાત હુમાયુ કદી ભૂલ્યો નહોતો. મલ્લદેવના એ પાપને માટે સમસ્ત રાજપૂત જાતિને પ્રાયશ્ચિત્ત કરવું પડયુ હતું !

હુમાયુને મારવાડમાં આશ્રય મળ્યો નહિ, ત્યારે બહુ કષ્ટે મરૂભૂમિ પસાર કરી તે અમરકોટ પહોંચ્યો. ત્યાંના નૃપતિ રાણાપ્રસાદે તેનો અતિ આદરસત્કાર કરી આશ્રય આપ્યો. આ સ્થળે તેની સગર્ભા હમિદા બેગમે એક પુત્રને જન્મ આપ્યો. ( ઇ. સ. ૧૫૪૨ ) એજ પુત્રનુ નામ જલાલુદ્દીન મહમ્મદ અકબર જે વર્ષે ઉદયસિંહે ચિતોડનુ સિંહાસન પ્રાપ્ત કર્યું તેજ વર્ષે અકબરનો જન્મ થયો.

હુમાયુ અમરકોટથી સ્ત્રી પુત્ર લઇને પ્રથમ કાબુલ અને પછી ઇરાન ન્હાસી ગયો. ત્યાં બરોબર તેર વર્ષ સુધી અનેક પ્રકારનાં વિપદ, વિઘ્ન અને ભાગ્યદશા ભોગવી, પુનઃ એક પ્રબળ લશકર લઇને ભારતભૂમિપર આવ્યો એ સમયે શેરશાહનો એક નાલાયક વંશધર, પુતળા પેઠે દિલ્લીના સિંહાસન પર બેઠો હતો. એક તરફ રાજ્યને માટે અયોગ્ય મહારાણા ઉદયસિંહ તદ્દન નિર્બળ હાથે ચિતોડનુ રાજ્ય કરતા હતા. મહારાણા એક વેશ્યા તરૂણીના પ્રેમમાં લુબ્ધ થઈ રાજપૂત ધર્મ ભૂલી ગયા હતા ! એ સમયે જો સંગ્રામસિંહ જેવા મહા વીરના હાથમાં ચિતોડનો રાજદણ્ડ હોત તો શેરશાહના વંશજો દિલ્લીની ગાદી પર ટકી શકત નહિ, અને હુમાયુ પણ પુનઃ રાજ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાથી ભારતવર્ષમાં પ્રવેશ કરી શકત નહિ ! પરંતુ ભગવાનની ઇચ્છા કોણ મિથ્યા કરી શકે એમ છે.

ગમે તેમ હો, હુમાયુએ ચઢી આવી પિતાનુ રાજસિંહાસન પુનઃ પ્રાપ્ત કર્યું, પરંતુ અધિક દિવસ રાજ્ય ભોગવવું તેના પ્રારબ્ધમાં નહોતું. થોડા સમયમાંજ તેનું મૃત્યુ થયું. તેનો ન્હાની વયનો પુત્ર અકબર રાજ્ય સિંહાસન પર બેઠો ( ઈ. સ. ૧૫૫૬. ) અને ત્યાર પછીનાં થોડાં વર્ષમાંજ રાજ્ય-

કાર્યની લગામ પોતાના હાથમાં લઇ સર્વત્ર સુવ્યવસ્થા કરી દીધી. મારવાડાધિપતિ મલ્લદેવ તરફથી થયેલું અપમાન હુમાયુ કદી ભૂલ્યો નહોતો. પરંતુ બદલો લીધા પ્હેલાંજ તેનું મૃત્યુ થયું! તેના મરણ પછી તેનો પુત્ર અકબર પિતાનું વૈર લેવા તૈયાર થયો. રાઠોડ નૃપતિને યોગ્ય બદલો આપવા માટે અકબરની માતાએ અકબરને ઘણો ઉસ્કેર્યો હતો. અકબરે અંતે પ્રચંડ લશ્કર સહિત મારવાડ ઉપર હુમલો કર્યો.

અજમેરમાં તે છાવણી રોપી. સૌથી પ્રથમજ સુવિખ્યાત મૈરતાનો કિલ્લો જીતી લીધો. ( ઇ. સ. ૧૫૬૨. ) તે સમયે અંબરરાજ વિહારીમલ્લ અને તેનો પુત્ર ભગવાનદાસ, અકબરના તાબેદાર થઈ ગયા. રાજપૂતોનું નાક કાપવાને અકબરે વિહારીમલ્લની કન્યા સાથે વિવાહ કર્યો. રાજપૂતોમાં પ્રથમ વિહારીમલ્લેજ અકબરનું દાસત્વ સ્વિકાર્યું અને તેણેજ પ્રથમ પોતાની કન્યા મોગલોને આપી રાજપૂત કુલ કલંકિત કર્યું.[1] રાજધાનીમાં બળવો થતાં અકબર પુનઃ રાજધાનીમાં આવ્યા અને ચાર પાંચ વર્ષ પછી પુનઃ રાજસ્થાન પર હુમલો કર્યો. આ સમયે નાગોર તેમના તાબામાં આવ્યુ. મારવાડનાં અનેક સ્થળો રોકવામાં આવ્યાં. બિકાનેરના મહારાજા રાયસિંહે મોગલની તાબેદારી કાયમ કરી, મૈરતા, નાગોર અને મલ્લકોટ વગેરે કિલ્લા મેળવ્યા. અનેક સ્થળે પરાજિત થયા પછી અંતે મલ્લદેવે પણ અકબરનું દાસત્વ સ્વિકાર્યું હતું. મલ્લદેવની કન્યા જોધાબાઇ સાથે અકબરનુ લગ્ન થયુ. એ બેગમને પેટે શાહજાદા સલિમનો જન્મ થયો. ( ઈ. સ. ૧૫૬૯ ) એ સમયે માલવના અધિશ્વર, ચિતોડના રાણા ઉદયસિંહના આશ્રયમાં હતા. “ શત્રુને આશ્રય આપ્યો છે ” એમ કહીને અકબરે ચિતોડ ઉપર ક્રોધ કર્યો! ઈ. સ. ૧૫૬૮ માં અકબરશાહે પ્રચંડ લશ્કર સહિત ચિતોડને ઘેરો ઘાલ્યો.

---

૧ આ સમયે ભગવાનદાસ અને તેનો દત્તક પુત્ર માનસિંહે મોગલ સરકારમાં ઉચ્ચ પદવી મેળવી હતી. રાજકાર્યમાં માનસિંહ અકબરના જમણા હાથ જેવો હતો. ઇ. સ. ૧૫૮૮ માં અકબરના પુત્ર સલિમ સાથે ભગવાનદાસની કન્યાનો વિવાહ થયો હતો!



## પ્રકરણ ૭ મું.

## ચિતોડનો ધ્વંસ.



ચિતોડ એક પ્રાચીન નગર છે.[1] એ ક્ષુદ્ર બનાસ નદીને કિનારે, વિકટ માર્ગવાળા પર્વતોના ઉપરી ભાગમાં આવ્યું છે. એની ચારે દિશામાં, પાંચ કોસના ઘેરાવાવાળો દુર્ભેદ્ય કોટ ચણ્યો છે. એ કોટ પણ પહાડના જેવોજ દેખાય છે. કઠિન પથ્થરો ઉપર પગથીઆં છે. તે ઉપર થઇને નગરી ઉપર જઈ શકાય છે અને કિલ્લામાં જવું હોય તો એક પછી એક ચાર મ્હોટા કિલ્લામાં થઇને પસાર થવુ પડે છે. તેમાં પ્રથમ દરવાજાનુ નામ "સુરજપોળ" અથવા સૂર્ય તોરણ. આ દરવાજા જાણે એક એક નગરીનુ ભાન કરાવે એવી વસ્તીવાળા છે. તેમાં જોઇતા પ્રમાણમાં અન્ન જળ ભરી રાખવામાં આવતું. તેથી ગમે તેટલા દિવસ શત્રુનો ઘેરો રહેતો તોપણ કિલ્લામાં રહેનાર પ્રજાને અન્નજળનુ કષ્ટ પડતું નહિ. અસંખ્ય રાજપૂત સૈન્ય એ કિલ્લાનુ રક્ષણ કરતું. તેમાં જે વીરત્વમાં શ્રેષ્ઠ, તેને "સૂર્ય તોરણ" નુ રક્ષણ કરવાનુ કામ સોંપાતું. સાધારણ રીતેજ સલુંબર રાજાનેજ એ કિલ્લાનુ આધિપત્ય આપવામાં આવતું. ચિતોડની અવદશા સમયે પણ તેમાં એક લાખ ઘરો જોવામાં આવતાં. આજે તો તે મહાનગરી સ્મશાન જેવી ઉજ્જડ થઇ છે !

ચિતોડ ઘણી વખત અત્યાચારી શત્રુઓના હુમલામાં ઘેરાઈ ભસ્મીભૂત થયુ છે ! નિ:શંક ચિત્તે કહેવું પડશે કે: ચિતોડના રક્ષણને માટે જે કાંઈ થયુ છે તેવું પ્રચંડ યુદ્ધ, તેટલી પ્રચંડ તૈયારી, તેટલી ભયંકર જીવહત્યા, અને તેટલા મહાન આત્મોત્સર્ગ, જગતના કોઇ પણ દેશના અથવા તો કોઈ

---

૧ ચિતોડનું વિશેષ વર્ણન "સસ્તી વાર્તામાળા" નું તૃતીય પુસ્તક "બાપારાવ" માં લખાયું છે —લેખક.

પણ નગરીના રક્ષણ માટે થયાં નથી ! ચિતોડમાં એવું કોઇ ઘર નથી કે જેમાંથી કદી પણ કોઇએ દેશને માટે પ્રાણ ત્યાગ કર્યો ના હોય ! એવી એક પણ પર્વતની તળેટી નથી કે જેણે સ્વદેશના રક્ષણ માટે કદી પણ યુદ્ધક્ષેત્રનો દેખાવ દીધો ના હોય ? એટલુજ નહિ પણ ચિતોડના પર્વતમય--પાષાણમય-શરીર પર એવું એક આંગળ જેટલુ પણ સ્થળ નથી કે જે કોઈ સ્વદેશ પ્રેમીના ઉષ્ણરક્તથી લાલ રંગાયુ ના હોય ! સુંદર કારીગરીવાળા, અસંખ્ય ભાંગેલા સ્તંભ, હજુ પણ હજારો વીર પુરૂષની કીર્તિ-કાહિનીનો પરિચય આપે છે. પરંતુ એ થોડી સંખ્યાના સ્મૃતિ સ્તંભ વડે રાજપૂત વીરોની સુકીર્તિ જગવાઇ રહેવા માટે પુરતા નથી. જે વિશાળ ગિરિરાજના મસ્તક ઉપર ચિનોડનો વિશ્વવિખ્યાત કિલ્લો બંધાયો છે તે અજર અમર, ગિરિરાજજ, મહા-પ્રાણ બાપ્પારાવળના સ્વદેશ-પ્રેમી વંશજોના યોગ્ય કીર્તિ સ્તભ સ્વરૂપ, અનંતકાલ પર્યંત સ્થિર રહેશે.

એજ ચિતોડ ઉપર ચઢાઈ કરવાને અકબરશાહે સૈન્ય મોકલ્યુ હતું. રાજપૂત-વીરોના તેજસ્વીપણાને લીધે તેની પ્રથમ ચઢાઇ નિષ્ફળ ગઇ હતી. (ઇ. સ. ૧૫૬૮) સંવત ૧૬૨૪ની વસંત ઋતુમાં તેમણે પ્રચંડ સૈન્ય લઇને પુનઃ ચિતોડ પર ચઢાઇ કરી. પાંચ કોસ વેગળે, એક સ્થળે તેમણે છાવણી નાંખી. એ સ્થળે પાછળથી, આરસપહાણનો એક સ્તંભ સ્થાપ્યો અને તેનું નામ "અકબરકા દીવા" અથવા "અકબરની દીપમાળા" રાખ્યુ. એ સ્થળ હજુ પણ વિધમાન છે.

અકબરે ચિતોડ ઉપર પ્રથમ ચઢાઈ કરી નહોતી. પ્રથમ તો અલાઉદ્દીન ખિલજીએ ઈ. સ. ૧૩૦૩ માં અને ત્યાર પછી ગુજરાતના બાદશાહ બાહાદુરશાહે ઇ. સ. ૧૫૩૩ માં, એમ બે બાદશાહે ચઢાઇઓ કરી ચિતોડનું નખોદ વાળી દીધું હતું, એટલુજ નહિ પણ અનેક વીર પુરૂષોએ પ્રાણ ગુમાવ્યા હતા અને અનેક રાજપૂત વિરાંગનાઓએ સતીત્વના રક્ષણ માટે બળતી ચિતામાં પ્રવેશ કર્યો હતો ! § આ યુદ્ધમાં હુમાયુશાહ રાજપૂત રમણીની વ્હારે ધાયો હતો. અને ચિતોડની સ્વતંત્રતા જળવાઈ રહી હતી.

---

§ બીજા યુદ્ધ વખતે ૩૨૦૦૦ રાજપૂત વીરોએ યુદ્ધમાં પ્રાણ ગુમાવ્યા હતા અને ૧૩૦૦૦ રાજપૂત રમણીઓ ચિતામાં બળી ભસ્મ થઇ હતી !

પરંતુ પિતા હુમાયુએ જે મહાનગરીનું રક્ષણ કર્યું હતું તેજ મહા નગરીનું સર્વનાશ કરવા તેનો પુત્ર અકબરશાહ હમેશાં યત્નજ કરતો ! ઉદય-સિંહના કાયરપણાને લીધે અને વીરત્વપણાની ગેર હાજરીને લીધે ચિતોડનું પૂર્વ ગૌરવ લગભગ નાશ પામ્યુ હતું. અકબરશાહ સાથે તુલના કરતાં ઉદય-સિંહ અતિ કાયર, રાજ ચલાવવાને અયોગ્ય અને આળસુ કહી શકાશે. બન્નેએ અનેક પ્રકારની વિપત્તિઓ સહન કર્યા પછી પિતાની રાજગાદી પ્રાપ્ત કરી હતી. પરંતુ અકબર, પોતાના બાહુબળને પ્રતાપે અને ઉદારતાના સદ્‌ગુણને લીધે સમસ્ત ભારતભૂમિ ઉપર અદ્વિતીય આધિપત્ય પ્રસારવા સમર્થ થયા હતા, અને ઉદયસિંહ, રાજપૂત ધર્મ વિરૂદ્ધ વિલાસિતા અને કાયરતાનો આશ્રય લીધો તેથી તેઓ ચિતોડનુ સર્વનાશ કરવાના કારણભૂત થયા !

ઉદયસિંહે જ્યારે સાંભળ્યુ કેઃ "પ્રબળ શત્રુ અકબરશાહ સૈન્ય લઈને "સૂર્યદ્વાર" આગળ આવી પહોંચ્યો છે" ત્યારે તેમને ચૈતન્ય ઉત્પન્ન થયુ. હજુ પણ મેવાડ વીરશૂન્ય નહોતુ. ઉદયસિંહ ઉપર રાજપૂતોની ભક્તિ ઓછી થઇ હતી એ ખરૂ પરંતુ તેમના પ્રાણપ્યારા ચિતોડ ઉપર તેમની ભક્તિ ઓછી થઈ નહોતી ! મહારાણા મનુષ્યત્વહીન થઈ શકે પરંતુ રાણાના જમણા હાથ સ્વરૂપ ચંદાવત્ સરદાર મનુષ્યત્વહીન નહોતા ! અકબરશાહની ચઢાઇના સમાચાર જાણતાંજ ચિતોડનુ રક્ષણ કરવા, સામન્ત વર્ગનાં ટોળે ટોળાં એકત્ર થયાં. અસંખ્ય ચંદાવત્ સૈન્ય લઇને સહિદાસ, સૂર્યદ્વારનુ રક્ષણ કરવા આવી પહોંચ્યો. બેદનુરાધિપતિ જયમલ્લ અને કૈલવાડાનો અધિશ્વર ફત્તો પણ આવી પહોંચ્યા. એ બન્ને મહાવીર કહેવાતા હતા. એ સિવાય બિજલી અને સદ્રિથી પરમાર અને ઝાલાપતિ વગેરે અસંખ્ય સામન્તો આવી પહોંચ્યા.

જયમલ્લે સેનાપતિત્વ ગ્રહણ કરી યુદ્ધ શરૂ કર્યું. ભયંકર યુદ્ધ થયું. સૂર્યદ્વાર આગળ વીર સહિદાસે પ્રાણ ત્યાગ કર્યો. તે સમયે વીર ફત્તાએ સેના-પતિત્વ ગ્રહણ કર્યું. આ સમયે ફત્તાની ઉમ્મર માત્ર સોળ વર્ષની હતી. ફત્તાની વીર માતા, વીર ભગિની, અને વીર ધર્મપત્ની, તેની સહાયતા માટે બખ્તર પહેરી, ઘોડેસ્વાર થઈ રણ સ્થળમાં હાજર થઈ ! તેમનું જોઇને અન્ય હજારો રાજપૂત વીરાંગનાઓ અસ્ત્ર, શસ્ત્રથી સજ્જ થઈ યુદ્ધ ભૂમિ-

પર આવી પહોંચી. એટલુંજ નહિ પણ એક સાંકડા પર્વત માર્ગમાં ઉભેલા મોગલ લશ્કરને એક રાજપૂત વીર લલનાએ એટલી ઝડપથી બન્દુકની ગોળીઓ મારી હતી કે જેથી તે લશ્કર ત્રાહ ત્રાહ પોકારી ઉઠયુ! આ ભયંકર યુદ્ધમાં યુવાન પ્રતાપસિંહ, જયમલ્લના તાબામાં રહીને મહાન બળપૂર્વક યુદ્ધ કરતા હતા. તેનુ વીરત્વ જોઈને સરદારોમાં આનંદ અને ઉત્સાહ વધ્યો. ઉદયસિંહ ઉપર જે અભાવ હતો તે તેના વડિલ પુત્રની વીરતા અને સૌંદર્ય જોતાંજ સર્વ ભૂલી ગયા.

ઉદયસિંહે જોયુ કેઃ દિવસ પર દિવસો ચાલ્યા જાય છે. પરંતુ યુદ્ધ થોભતું નથી, અને કેટલે દિવસે યુદ્ધ બંધ થશે તે પણ કહી શકાતું નથી. એ વિચાર કરી કંટાળી તેમણે ચિતોડ ત્યાગ કર્યું. પ્રથમ તેઓ રાજપિપલી નામક સ્થળે ગોહિલો પાસે આશ્રય લીધો. ત્યાર પછી દક્ષિણમાં વેગળે આરાવલ્લી પર્વતની વચમાં ગયા. એ નિર્જન સ્થળે તેમણે કેટલાંક વર્ષ પૂર્વે એક સરોવર ખોદાવી તેને કિનારે એક મહેલ બંધાવ્યો હતો. એ સરોવરનુ નામ "ઉદય સાગર" હતું, અને મહેલનું નામ "નવ ચૌકી" હતું. ઉદયસિંહે એજ સ્થળે આશ્રય લીધો. પરિણામે એ સ્થળનું નામજ ઉદયપુર પડયુ અને એજ સમસ્ત મેવાડની રાજધાની કહેવાયુ.

બીજી તરફ ચિતોડમાં કેટલાક દિવસ યુદ્ધ ચાલ્યા પછી અકબરને હાથે છુટેલી એક ગોળીથી વીર જયમલ્લ મરણ પામ્યો. મહાવીર ફત્તો પણ યુદ્ધ કરતાં કરતાં પડયો! તેની વીર માતા, વીર ભગિની અને વીર ધર્મપત્નિની પણ એજ દશા થઇ! અસંખ્ય રાજપૂત વીરોનાં મૃત દેહનો પ્રચંડ ઢગલો થયો. એ સમયે કિલ્લામાં રાજપૂત રમણીઓએ "ઝહર વ્રત" ની તૈયારી કરી. મોગલો કિલ્લામાં પ્રવેશ કરે તો રાજપૂત રમણીઓનાં સતીત્વ અખંડ રહી શકે નહિ એ પણ તેમને મન નિશ્ચયજ હતું! પ્રચંડ ચિતા ભડભડી! ઉઠી તેમાં નવ રાણીઓ, પાંચ રાજકુમારીઓ, અને અસખ્ય રાજપૂત સામન્તોની સ્ત્રી કન્યાઓએ હસતાં હસતાં ભૂસકા મારી પ્રાણ ત્યાગ કર્યા! બચવા પામેલા આઠ હજાર રાજપૂત યોદ્ધાઓએ છેવટે "કેસરીયા" કર્યા. તેમણે પીળાં વસ્ત્ર ધારણ કરી, સ્વદેશ અને સ્વધર્મને માટે, આનદ ભરેલે મુખડે, સમર–અનલમાં જીવનની આહુતિ આપી દીધી!

તેમાંનો એક પણ વીર પાછો ફર્યો નહિ ! તેમણે જાણી જોઇને સમુદ્રનાં ઉછળતાં તરંગ જેવી, અસંખ્ય, પ્રચંડ મોગલ સેના સ્હામે અપૂર્વ વીરતાથી યુદ્ધ કર્યું. સામન્તોની પ્રાર્થનાથી યુવરાજ પ્રતાપસિંહ વગેરે કેટલાક રાજપૂતો, ત્યાંથી પ્રથમથીજ વિદાય થઈ ઉદયપુર પ્હોંચી ગયા હતા. અંતે જ્યારે કિલ્લાનાં દ્વાર ઉઘડયાં ત્યારે તે ભયંકર સ્મશાનક્ષેત્રમાં એક પણ રાજપૂતને જીવતો જોવામાં આવ્યો નહિ !

યુદ્ધનુ અવસાન થયા પછી અકબરશાહે ચિતોડ નગરી ઉપર અત્યંત અત્યાચાર કર્યા. અલ્લાઉદ્દીન અને બાહાદુરશાહને હાથે જે સુદર મહાલયો બચવા પામ્યાં હતાં, તે સર્વ અકબરશાહે ભાંગી, તોડી મેદાન કર્યા ! દેવાલય અને મંદિરોને જમીનદોસ્ત કરી દીધા ! ચિતોડમા જેટલા રાજકીય ચિહ્નો હતા તે સર્વનો નાશ કરી શાહે પાષાણ હૃદયનો પરિચય આપ્યો ! તેમ છતાં તેઓ વીર જયમલ્લ અને વીરવર ફત્તાનુ વીરત્વ જોઇ એટલા મુગ્ધ થયા હતા કે જેથી તે બન્નેની, હાથી ઉપર બિરાજેલી પત્થરની બે મૂર્તિઓ બનાવી દિલ્લીના મહેલના દ્વાર આગળ મૂકી છે ! એ બન્ને એવા વીર હતા કે શરીરમાં પ્રાણ રહેતા સુધી તેમણે શત્રુને માથુ નમાવ્યુ નથી !



* જે રાજપૂતોએ એ યુદ્ધમા પ્રાણત્યાગ કર્યા હતા તેમની જનોઇનુ અકબરશાહે વજન કરાવતા ૭૪॥ મણ થયુ હતુ એ સમયે પાકા ૪ શેર (એટલે ગુજરાતના આઠ શેર )નો મણ ગણવામા આવતો હતો. એક એક જનોઇનું વજન એક તોલો ગણવામાં આવે તો પણ પચીશ હજારથી પણ અધિક રાજપૂતો મૃત્યુના મુખમાં ગયા હતા એમ કહી શકાય. આ બનાવને ચિરસ્મરણીય કરવા માટે અકબરશાહની રાજાજ્ઞાથી પત્રોની પાછળ ૭૪॥ નો સાંકેતિક ચિહ્ન લખવાનો રિવાજ પડયો હતો. એનો અર્થ એ હતો કેઃ ચોક્કસ મનુષ્ય સિવાય અન્ય કોઇ જો એ પત્ર ઉઘાડે તો તેને ચિતોડ ધ્વંશનું પ્રાયશ્ચિત લાગે ! ચિતોડની શોચનીય દશાના સ્મરણ ચિહ્ન તરીકે, તે રક્તપ્રવાહમય દિવસની યાદગીરી તરીકે, શ્રીમંત, શેઠ, વણિક, પ્રેમિક વગેરે સર્વ ૭૪॥ નો આંક પત્રના સરનામાના ખુણાપર હજુ પણ લખે છે ! એ વાત સાભળતાં પણ આપણું હૃદય કમ્પાયમાન થાય છે ! લેખક.



## પ્રકરણ ૮ મું.

### પ્રતાપને રાજ્ય પ્રાપ્તિ.



ચિતોડનો ધ્વંસ થયો છે ! રાજપૂત વીરો ચિતોડનો પરિત્યાગ કરી જૂદા જૂદા સ્થળે વિખરાઈ ગયા છે. ચિતોડ હમણાં મોગલોના તાબામાં આવ્યુ છે. ઉદયસિંહના સાગરજી નામક એક કુલાંગાર, સ્વદેશદ્રોહી પુત્રે ચિતોડ પર ચઢાઇ લાવતાં પહેલાંજ અકબરના પક્ષમા જઈ ત્હેને કેટલીક ગુપ્ત બાતમીઓ આપી હતી. તેનુ નમ્ર ચરિત્ર જોઇને અકબરશાહ તેના પર એટલા બધા મોહિત થયા હતા કે ચિતોડનો ધ્વંશ કર્યા પછી એ સ્મશાનવત્ ચિતોડ નગરીનુ રાજ સિંહાસન તેનેજ આપ્યુ.+

ઉદયસિંહે પર્વતની ગુહાઓમાં આવેલા "નવચોકી" મહેલમા, મરણતોલ હાલતમાં ચાર વર્ષ વિતાડયાં. ત્યા રાજત્વ હતું, રાજકીય સામગ્રી હતી પણ રાજાને ઉચિત એવુ ગૌરવ નહોતું ! પ્રતાપસિંહ, નવચોકીથી થોડે દૂર કુમલમીરમાં નિવાસ કરવાનું પસંદ કરતા. ઉદયસિંહ વીર પ્રકૃતિના પ્રતાપસિંહ ઉપર સ્નેહ રાખતા નહોતા. પચીસ પુત્રોમાં જગમલ નામક એક કનિષ્ઠ પુત્ર ઉપર તેમને અધિક પ્રેમ હતો. પ્રતાપ એ સંગ્રામસિંહનોજ વંશ-

---

+ પોતે કરેલા પાપને માટે અંતે સાગરજીને ભયંકર પશ્ચાતાપ થયો હતો. તેથી તેમણે પ્રતાપના પુત્ર અને પોતાના ભત્રિજા અમરસિંહને રાજ્ય સોંપી દીધું હતું અને તેઓ દિલ્લી ચાલ્યા ગયા હતા. સમ્રાટ જહાંગીરે તેમનો તિરસ્કાર કરવાથી ભર દરબારમાં સાગરજીએ છાતીમાં તરવાર મારી જીવન વિસર્જન કર્યું ! દેશદ્રોહી રાજપૂતનું આ પરિણામ જોઈ અનેકને શિખામણ મળી જ્યારે અનેકને આનંદ પણ થયો ! સાગરજીના પુત્રે મુસલમાન ધર્મ ગ્રહણ કરી પોતાનું નામ મહોબ્બતખાં રાખ્યું હતુ જહાંગીરના સમયમાં મહોબ્બતના જેવો વીર યોદ્ધો અથવા સેનાપતિ અન્ય કોઈ નહોતો ! લેખક

ધર હતો. જ્યેષ્ઠ પુત્ર હતો. તેણે પિતાનો કોઈ અપરાધ કર્યો નહતો. સાધારણ રીતેજ જોવામાં આવે છે કે કોઇ વ્યક્તિના ગુણ તેના પૌત્રમાં જોવામાં આવે છે પણ પુત્રમા નહિ! તેમ સંગ્રામનું શૌર્ય, ગાંભીર્ય અને મહત્વ પૌત્ર પ્રતાપમાં જણાતું હતું. પુત્ર ઉદયસિંહમાં નહિં ! પ્રતાપ અનેક સમય દિલગીર થઇને બોલતા કેઃ “ સંગ્રામ પછી જો ઉદયસિંહના હાથમાં મેવાડનું રાજ્ય ન આવ્યું હોત તો ચિતોડની આવી દુર્દશા ન થાત.”

વાસ્તવિક રીતે જણાય છે કેઃ ઉદયસિંહના નામમાંજ એક કલંક છે! એક ઉદયસિંહના દોષથી, કાયરપણાથી, કલંકથી ચિતોડ ગયુ. મેવાડનું ગૌરવ વિલિન થયું, અને મેવાડની રાજધાનીમાં મોગલોની જય પતાકા ઉડવા લાગી ! અને એક બીજો ઉદયસિંહ જોધપુરના મલ્લદેવનો પુત્ર હતો. જ્યારે જોધપુરના રાજાએ અકબરના પગમાં માથુ નમાવ્યુ તે વખતે “ જાડા ઉદયસિંહે ” પોતાની ભગિની જોધાબાઇને અકબરના હાથમાં સમર્પણ કરી, શાહનો શાળો થઇ, મોગલ દરબારમાં આત્માભિમાનથી ફુલવા લાગ્યો ! એજ રાજપૂત કુલાંગાર ઉદયસિંહના પાપી કૃત્યથી મારવાડનુ ગૌરવ નાશ પામ્યુ ! અર્થાત્ એ બન્ને ઉદયસિહના સમયમા રાજપૂત–ગૌરવનો ઉદય નહિ થતાં ઉલટો અસ્તજ થયો !

ઇ. સ ૧૫૭૨ મા ગોગુણ્ડા નામક સ્થાને બેતાલીશ વર્ષની વયે મેવાડેશ્વર ઉદયસિહે દેહ ત્યાગ કર્યો પચીશ પુત્રોમાં તેમણે જગમલને રાજ્યાધિકારી ઠેરવ્યો. રાજપૂતાનામા જ્યેષ્ઠ પુત્રનેજ રાજગાદી મળે એવો નિયમ છે, પરતુ ઉદયસિહે એ નિયમનુ ઉલ્લઘન કરી મરણ સમયે એક પ્રકારની નીચતાનુ દર્શન કરાવ્યુ. એમ થવાથી ઝાલોરના અધિશ્વર શનિ ગુરૂ સરદાર ક્રોધાયમાન થયો અને તેણે પોતાના ભાણેજ વીર પ્રતાપનેજ સિહાસન ઉપર બેસાડવાની દૃઢ પ્રતિજ્ઞા કરી સહિદાસ પછી રાવત કૃષ્ણસિહ ચંદાવત્ કુલના અધિપતિ થયા. ચદાવત્ સરદારો, હમેશા મેવાડના રાણાના પ્રધાન મંત્રી થતા હતા. ઝાલોરના રાવે ઉદયપુર આવી કૃષ્ણસિંહને પૂછ્યુ કે· “ જ્યેષ્ઠ પુત્ર જીવિત છતા કનિષ્ઠ જગમલને રાજ્ય આપવાના રાણાના વિચારને આપે અનુમોદન આપ્યુ છે !” રાવતે હાસ્ય કરતાં કહ્યું: “રોગીને

અંતને સમયે અભક્ષ્ય વસ્તુ ભક્ષણ કરવાની ઇચ્છા થાય તો શું તે ન આપવી ?" થોડી વાર સ્તબ્ધ રહ્યા પછી પુનઃ કહ્યું: "પ્રતાપ જ્યેષ્ઠ પુત્ર છે. વીર પ્રતાપજ અમને યોગ્ય જણાય છે. આપ ચિંતા કરશો નહિ. હું પ્રતાપની તરફેણમાંજ છું."

ત્યાર પછી બન્ને જણ પોતાનાં મનુષ્યો સાથે પ્રતાપને લઇ જગમલની સ્હામે જઈ ઉભા. ગ્વાલિઅરનો પદભ્રષ્ટ રાજા પણ તેમની સાથે હતો. જગમલે તેમને યોગ્ય સન્માન આપ્યું ખરૂ, પરંતુ કૃષ્ણસિંહ અને ગ્વાલિઅરના રાજાએ જગમલને બળપૂર્વક ગાદી પરથી ઉઠાડી મૂકી નીચે બેસાડયો અને મંત્રીએ કહ્યું: "મહારાજ! આપની ભૂલ થઇ છે. એ આસન આપને માટે નથી. એ આપના જ્યેષ્ઠ બંધુ પ્રતાપને માટે છે." તરતજ તેઓએ પ્રતાપને સિંહાસન પર બેસાડી રાજ–તરવાર ભેટ આપી, અને ત્રણ વખત પૃથ્વીની માટીને સ્પર્શ કરીને તેમને 'મેવાડના રાજા તરીકે પ્રસિદ્ધ કર્યા. એ જોઈ જગમલ સ્તબ્ધ થઇ ગયો! પ્રતાપનું ભાગ્ય ફર્યું. "મહારાણા પ્રતાપસિંહનો જય" ધ્વનિ થયો. બહુ દિવસ પછી અને બહુ ઉથલપાથલ પછી મેવાડના સિંહાસન ઉપર યોગ્ય વીર પુરૂષની પ્રતિષ્ઠા થઇ.

તે દિવસ "આહેરિયા" નો દિવસ હતો. પ્રતાપ સિંહાસને બેઠા પછી થોડી વારમાંજ સામન્ત વર્ગ સહિત મૃગયા રમવા ગયા. અસંખ્ય મૃગનો શિકાર કરવામાં આવ્યો. શિકારને પરિણામે તે વરસના યુદ્ધ–ફળની કલ્પના કરવામાં આવી.

## પ્રકરણ ૯ મું.

### કઠોર વ્રત.


તાપને ધન જન શૂન્ય રાજ્ય મળ્યુ ખરૂ પણ તેથી તેમનુ હૃદય એક ક્ષણને માટે પણ શૂન્ય થયુ નહોતું! તેઓ બાલ્યાવસ્થાથીજ બુદ્ધિમાન, ચપળ અને કાર્યદક્ષ હતા. તેમની નસેનસમાં બાપારાવળનુ ઉષ્ણ લોહી વહેતું હતું. બાલ્યાવસ્થાથીજ ન્હાનકડી

તરવાર સાથે રમત કરતાં અનેક વખત તેમના શરીર ઉપર ઘા પડ્યા હતા, અને તેમાંથી લોહીની ધારાઓ વહી હતી. સિંહાસન ઉપર બેસતાં પહેલાંજ તેમના હૃદયમાં મેવાડનું ગૌરવ વધારવાના વિચારો ઉદય પામ્યા હતા. "મેવાડમાં હિંદુ રાજ્ય સ્થાપન કરીશ. ચિતોડ નગરમાં પુનઃ સૂર્યવંશી રાજાઓની વિજય પતાકા ફરકાવીશ, અને ચિતોડના શત્રુઓને ભારતવર્ષની પેલે પાર હાંકી કહાડીશ." આ વાક્યો ત્હેમના હૃદયમાં વારંવાર ધબકારા મારી રહ્યાં હતાં. એ આશામાં ઉન્મત્ત બની, વીરવર પ્રતાપસિંહે, પોતાની જીવન-નૌકાને દારૂણ વિપદ્થી ભરેલા સંસાર-સાગરમાં ધકેલી દીધી!

ચિતોડનો ઉત્તમ કિલ્લો મોગલોના તાબામાં હતો. ચિતોડેશ્વર રાણા પ્રતાપ માર્ગમાં રખડતા ભિખારી જેવા હતા! સાગરનાં ઉછળતાં તરંગની પેઠે ચારે દીશામાંથી મોગલ લશ્કર ધીમે ધીમે મેવાડનાં જૂદાં જૂદાં સ્થાનોમાં એકત્ર થતું હતું. ભારતભૂમિનું અતૂલ ઐશ્વર્ય, પુષ્કળ પ્રમાણમાં અકબરશાહના તાબામાં ગયુ હતું. અકબરશાહે તેજ પૈસાનો, પ્રતાપના વિરૂદ્ધ ઉપયોગ કર્યો. જે જ્ઞાની પુરૂષો દ્વારા અકબરશાહની "નવ રત્ન" સભા શોભતી હતી, જેમના બુદ્ધિ બળ વડે, વિસ્તૃત સામ્રાજ્ય ઉપર રાજ્ય ચાલતું હતું, તેમનીજ દુષ્ટ મંત્રણાથી મેવાડનો ધ્વંશ કરવાના યત્ન થયા! જેમના બાહુબળ વડે શહેનશાહ અકબરનું રાજ્ય કાબૂલથી આરાવલી પર્યંત વિસ્તાર પામ્યુ હતું, તેઓજ અત્યારે મેવાડ ઉપર વિજય મેળવી તેને પરતંત્ર કરવા, મેવાડને મોગલ રાજશક્તિના પગ તળે દબાવી દેવા, તલપાપડ થઈ રહ્યા હતા. એ પ્રચંડ શત્રુઓના ભયંકર મુખમાંથી મેવાડનું કોણ રક્ષણ કરે?

વીરવર રાણા પ્રતાપ એ પ્રબળ શત્રુ સ્હામે આવી પર્વત પેઠે ઉભા રહ્યા! રાજપૂતોનું બાહુબળ, રાજપૂતોનું વીરત્વ, અને રાજપૂતોની સ્વદેશભક્તિ એજ તેમનો આધાર હતો; પરંતુ સમસ્ત રાજપૂતો તેમના પક્ષમાં નહોતા. રાજસ્થાનના આબાલ, વૃદ્ધ, વનિતા સર્વ વીર હોય છે. એ વીરમંડળ જેની આજ્ઞાને આધિન હોય છે તેને પછી ભય શો? પરંતુ નીતિ-નિપુણ અકબરશાહની ચતુરાઇથી રાજપૂતોનો ઘણો ભાગ પ્રતાપની વિરૂદ્ધ થઈ ઉઠયો હતો! મા-

સ્વાડનો ઉદયસિંહ મોગલોનો દાસ બન્યો હતો! બિકાનેરનો રાયસિંહ અકબરશાહની સાથે બેસી ભોજન જમતો હતો! અંબરનો માનસિંહ મોગલનો સેનાપતિ અને બાદશાહના જમણા હાથસ્વરૂપ હતો. બુંદિના રાજાએ અકબરશાહ સાથે સંધિ કરી હતી. અજમેર મોગલ સૈન્ય દ્વારા ઘેરાયલું હતું, એટલુંજ નહિ પણ મહારાણા પ્રતાપસિંહના બંધુ રાજપૂત શક્તસિંહ અને સાગર, પ્રચંડ શત્રુના પક્ષમાં ભળ્યા ગયા હતા. હવે પ્રતાપના પક્ષમાં રહી કોણ યુદ્ધ કરે?

મુસલમાનોના પ્રચંડ પ્રતાપ આગળ ભારતવર્ષના સમસ્ત રાજાઓ, એક પછી એક પરાજિત થઇ, ગૌરવ શૂન્ય થવા લાગ્યા હતા! જે સમયે બુદ્ધિમાન શહેનશાહ અકબર દિલ્લીની ગાદીએ બેઠો તે સમયે હિંદુ જાતિના વિશ્વાસપાત્ર ઘણા રાજપૂત રાજાઓએ, ધીમે ધીમે, મોગલોનો આશ્રય ગ્રહણ કર્યો અને તેમના ખંડિયા તાબેદાર થઈ રહ્યા! કોઇએ મોગલ બાદશાહનું વિશેષ માન અને પ્રીતિ સંપાદન કરવા પોતાની પુત્રી, ભગિનીઓ તેમને પરણાવી, કોઇએ તેમને અનુકૂળ પડતી સંધિઓ કરી અને કોઇએ તેમના દરબારમાં નોકરી સ્વિકારી, મુસલમાન રાજાઓના ઘોર અત્યાચારમાંથી મુક્તિ મેળવી! એ પ્રમાણે જેઓ જાતિય ગૌરવ ભૂલી જઇને, બળવાનના આશ્રયમાં ધન પ્રાણનુ રક્ષણ કરવા લાગ્યા, તેમાં અંબર દેશાધિપતિ મહારાજ માનસિહ, બિકાનેરના કુમાર પૃથ્વીરાજ અને મેવાડના મહારાણા પ્રતાપસિંહના બંધુ શક્તસિંહ પણ હતા; પરંતુ રાજપૂત-શ્રેષ્ઠ મેવાડના મહારાણાઓએ ભૂલે ચૂકે પણ, મુસલમાનોનું દાસત્વ સ્વીકાર્યું નથી! તેઓએ મુસલમાન રાજાઓને નમ્યું આપ્યુ નથી. રાજ્ય જાય તો ને જવા દેવા તૈયાર, ધન સમ્પતિ જાય તો તે જવા દેવા તૈયાર, અને અંતે પ્રાણ જાય તો તે પણ જવા દેવા તૈયાર, પણ કોઇનું અને ખાસ કરીને ભારતવર્ષના ચિર શત્રુ મોગલ બાદશાહોનું-દાસત્વ સ્વિકારી, પવિત્ર ઇક્ષ્વાકુ વંશમાંથી ઉત્પન્ન થયેલા રાજપૂત કુળમાં કલંક નહિ લગાડવામાં બાપારાવળના મહાન ધીર, વીર તેજસ્વી વંશધરો અહંકાર ધરાવતા હતા! તેમના એ અહંકાર અને એ ટેકને માટે તેમને અનહદ ક્લેશ-દુઃખ-સહન કરવાં પડયાં છે.

સમર ભૂમિ ઉપર રાજપૂતનાં શુદ્ધ લોહીની નદીઓ વહેવડાવવી પડી છે, છતાં તેઓ પોતાની દૃઢ પ્રતિજ્ઞામાંથી કદાપિ પણ ડગ્યા નથી! તેઓએ પોતાના ચિત્તને વિચલિત થવા દીધું નથી! શત્રુઓએ અનેક પ્રકારના લોભ-લાલચ બતાવ્યાં હતાં છતાં તે લોભ-લાલચને તેમણે ઠોકર મારી દીધી છે! ઇતિહાસ ત્હેની સાક્ષી પૂરે છે.

ભલે કોઇ યુદ્ધ નહિ કરે તો ત્હેની ચિંતા નથી પણ મહારાણા પોતે એકલા યુદ્ધ કરવા તૈયાર છે. યુદ્ધમાં કેવું ફળ મળશે તેનો પ્રતાપે વિચાર પણ કર્યો નહિ. પરાજય એજ જો યુદ્ધનું પરિણામ હોય તો તે ભલે મળે! જો મરણથી તે પરાજયની સમાપ્તિ થતી હોય તો તે મંગલજનક! **शरीरं वा पातयेम, कार्यं वा साधयेम ।** એજ પ્રતાપનો મૂળ મંત્ર થઈ પડયો. બાપ્પા-રાવળના પવિત્ર કુળમાં જન્મ ગ્રહણ કરીને, અને સમર તથા સંગ્રામસિંહનું પવિત્ર રક્ત શરીરની નસોમાં ધારણ કરીને, સિસોદીયા રાજપૂત કુલગૌરવનો નાશ કરવો એ પ્રતાપને માટે અશક્ય હતું. તેણે કઠોર પ્રતિજ્ઞા કરી કે, "દેહમાં પ્રાણ હશે ત્યાં સુધી મેવાડનો ધર્મ અને સ્વતંત્રતા વેચીશ નહિ. પ્રાણ હશે ત્યાંસુધી માતાનુ દૂધ કલંકિત કરીશ નહિ." આ કઠોર પ્રતિજ્ઞાની વાત સાંભળી, ભારતવર્ષના સમસ્ત રાજાઓ સ્તબ્ધ થઈ ગયા.

સર્વે રાજપૂતો આત્મવિક્રય કરી શકયા નહોતા. જેઓ દીર્ઘકાળથી રાજદરબારમાં, કિંવા સમર ક્ષેત્રમાં સલાહ આપીને કિંવા અસ્ત્ર ચલાવીને મહારાણાની સેવા કરતા હતા, તેઓ પ્રતાપનો ત્યાગ કરી શકયા નહિ. મોગલ સરકારની ધન સમૃદ્ધિ તેઓને લોભાવી શકી નહિ! રાણા ઉદયના સમયમાં સલુંબરના રાજા કૃષ્ણસિંહ સ્વામીધર્મ વિસ્મૃત થયા નહોતા. તેઓ ચંદાવત્ વીર યોદ્ધાઓ સહિત કમલમીરના ગિરિદુર્ગમાં, રાણા પ્રતાપની સાથે જઈ ઉભા હતા. બેદનોરના રાઠોડો પણ આવી મ્હોંચ્યા હતા. તેમના અધિશ્વર જયમલ્લે ચિતોડનુ રક્ષણ કરવામાં વીર વિક્રમ બતાવી દેહ ત્યાગ કર્યો હતો. તેમના યોગ્ય વંશજોએ તે ગૌરવ અમર રાખવાનો વિચાર કર્યો હતો. જે વીર બાળક ફત્તાનુ વીરત્વ જોઇને શત્રુઓ સુદ્ધાં હાર પામી ગયા હતા. તેના વંશના ભાયાતો કૈલવાડાથી લશ્કર સહિત આવી પહોંચ્યા

હતા; એ સિવાય દેલવાડા, કોટારી અને ઝાલોર વગેરે સ્થાનેથી ઝાલા, ચૌહાણ અને પરમાર વંશના વીર યોદ્ધાઓએ આવી ધર્મયુદ્ધમાં રાણા પ્રતાપને સહાયતા કરી હતી. સર્વેએ દેશોદયના યજ્ઞમાં સ્વાર્થનું બલિદાન દીધું હતું. એ પ્રમાણે આસરે બાવીસ હજાર રાજપૂત યોદ્ધાઓ કુંભમેરના કિલ્લા આગળ એકત્ર થયા હતા. યુદ્ધ વિક્રમમાં, કષ્ટ સહિષ્ણુતામાં, અને સ્વામિભક્તિમાં, રાણા પ્રતાપના યોદ્ધાઓ જેવા સૈનિકો અન્યત્ર મળવા મુશ્કેલજ હતા ! પરંતુ તેઓ મોગલ બાદશાહના વિરાટ લશ્કર આગળ જાણે મુઠ્ઠીભર હતા, તેથી રાણા પ્રતાપે એક કઠોરવ્રત ધારણ કર્યું.

મહારાણા પ્રતાપના હૃદયના અતિ ઉચ્ચ વિચારોનું વિવેચન કરવું અસાધ્ય છે. તેની કલ્પના કરવી એ પણ કઠિન જ ! અને એ સર્વ વિચારો પ્રકટ કરવા એ તો આ ક્ષુદ્ર લેખિનીને માટે સર્વથા અસમ્ભવિત જ ! પ્રતાપના હૃદયમાં ચિતોડની માયા એટલી બધી બળવાન હતી કે તેઓ એકાંતમાં બેસી ચિતોડની દુર્દશાનુ સ્મરણ કરી વારવાર અશ્રુપાત કરતા અને તેમનાં નેત્રમાંથી ચોધાર અશ્રુ ચાલ્યાં જતાં !

રાણા પ્રતાપની જન્મભૂમિ ચિતોડ એ તેમની જનની સ્વરૂપ હતી. જનનીના મૃત્યુ પછી સતાન જેમ કઠોરવ્રત અને શોકચિહ્ન ધારણ કરે છે તેમ ચિતોડનો ધ્વંશ થયા પછી પ્રતાપે પણ તેવાજ કઠોર વ્રતની દિક્ષા લઈ વિષાદ–ચિહ્ન ધારણ કર્યું ! તેમણે વ્રત લીધું કે: “ જ્યાં સુધી ચિતોડનો પુનરોદ્ધાર ન થાય–જ્યાં સુધી ચિતોડ પુનઃ પ્રતાપના હાથમાં ન આવે–ત્યાં સુધી તેઓ પોતે અને તેમના વંશજો દાઢી મૂછ મુડાવી શકશે નહિ, સુવર્ણ કે રૂપાના પાત્રમાં ભોજન–પાન કરી શકશે નહિ, પણ વૃક્ષનાં પાંદડાં ઉપર–પત્રાળા–પડીયામાં–ભોજન–પાન કરશે. કોમળ શય્યામાં શયન કરશે નહિ, રાણાજીને માટે ઘાસની શય્યા બનાવવામાં આવશે. રાણા સુંદર મહેલોમાં નિવાસ કરી શકશે નહિ. પર્ણકુટી એજ તેમનુ નિવાસ સ્થાન થશે. તે કોઇ પ્રકારના મહોત્સવ ઉજવાશે નહિ. યુદ્ધ સમયે પણ શોક–ચિહ્ન ધારણ કરવામાં આવશે.” પ્રથમ રણડંકો સૈન્યના આગલા ભાગમાં વગાડવામાં આવતો પરંતુ હમણાં નિયમ થયો છે કે: રાજપૂતોની દુર્દશાનુ

સ્મરણ કરાવી આપવા માટે રણડંકો લશ્કરની પાછળના ભાગમાં વાગશે. આ બધા નિયમો અદ્યાપિપર્યંત પાળવામાં આવે છે. હજુ પણ રણડંકો રાજસ્વારીના પાછલા ભાગમાં વાગે છે. રાણાના વંશમાં કોઈ દાઢી મૂછ મુડન કરાવતા નથી. જો કે કોઇક રાજવંશી ધાતુપાત્રમાં ભોજન-પાન કરે છે અને કોમળ શય્યામાં શયન કરે છે તેમ છતાં ભોજનપાત્ર નીચે વૃક્ષનું પાંદડું રાખે છે અને શય્યાની નીચે ઘાસનો કલ્લો રાખીને, સ્વદેશભક્ત વીર સંન્યાસી રાણા પ્રતાપની તે કઠોર પ્રતિજ્ઞાના કેટલાક અંશનું પ્રતિપાલન કરે છે.

જન્મભૂમિના ઉદ્ધારને માટે, બહુ દેશમાં બહુ મનુષ્યોએ કઠોર યુદ્ધ, કર્યા છે પરંતુ આવું કઠોર વ્રત કોઇએ અવલંબન કર્યું નથી! "**જન્મભૂમિ જનની સ્વરૂપા**" છે એ નીતિ સર્વે દેશમાં પ્રચલિત છે, પરંતુ રાણા પ્રતાપે દર્શાવી આપ્યુ કે: "જન્મભૂમિ એ જનની કરતાં પણ ગરીયસી છે. સાચા પુત્રો હોય છે તેજ જનની માટે શોક કરે છે, અને ધ્યેય પ્રાપ્ત થતાં સુધી શોક ચિહ્નો ધારણ કરે છે." સ્વદેશ પ્રેમી રાણા પ્રતાપે આજ્ઞા ફરમાવી હતી કે: "જન્મભૂમિને માટે વંશપરંપરા પર્યંત શોક ચિહ્ન ધારણ કરવું." ભારતના ઇતિહાસમાં કઠોર તપસ્વી સન્યાસીઓની ખોટ નથી પરંતુ રાજરાજેશ્વર થઇને કેવી રીતે કઠોર વ્રત પાલન કરીને, અનેક સંન્યાસીઓને પરાજિત કરી શકાય છે તે રાજર્ષિ પ્રતાપસિંહે બતાવી આપ્યુ છે.

સ્વદેશ પ્રેમી રાણા પ્રતાપે, ધન, જન શૂન્ય રાજ્યનુ સિંહાસન લીધા પછી જોયુ કે: "શત્રુનો પ્રબળ પ્રતાપ છે. અને તેમની સહાય સમ્મતિ અતિ હીન હોવાથી મેવાડનો અભ્યુદય થવાની કાંઇ આશા નથી. મેવાડ ધન ધાન્યથી પરિપૂર્ણ અને પ્રકૃતિ દેવીનું પ્રિય નિકેતન હોવાથી રાજ્ય લોભી મોગલોના મનમાં હમેશાં અતિશય લોભ ઉત્પન્ન કરશેજ તેથી આ સમયે અન્ય યાતના કરતાં કોઈ એવો ઉપાય યોજવો જોઇએ કે જેથી તેમને મેવાડ, મરૂભૂમિ જેવું નાલાયક અને નિરર્થક જણાય. વાંચક! સ્વદેશને માટે પ્રતાપ પોતે જાતેજ સંન્યાસી થયા હતા એમ નહોતું. તેમણે તેમની સર્વ પ્રજાને

સંન્યાસી બનાવી હતી, અને સમગ્ર દેશને શોક ચિહ્ન ધારણ કરાવ્યાં હતાં! રાણા પ્રતાપે આજ્ઞા ફરમાવી કેઃ "સમસ્ત પ્રજાએ ઘરબારનો ત્યાગ કરી પર્વતમાં નિવાસ કરવો. ઘરબાર ભસ્મીભૂત કરી દેવાં! કોઈએ રોજગાર વ્યાપાર કરવો નહિ કિંવા કોઈએ મોગલ રાજને કોઇ પ્રકારની મદદ કરવી નહિ. કોઇએ ખેતી કરવી નહિ કિંવા કોઇએ બકરાં પાળવાં નહિ. કોઈએ વિલાસ અથવા આનંદ ઉત્સવ કરવો નહિ. મોગલોનું ચિત્ત આકર્ષાય એવું એક પણ કાર્ય મનુષ્યની વસ્તીમાં કોઈએ રાખવું નહિ. જે કોઈ આ આજ્ઞાનું ઉલંઘન કરશે તેને મૃત્યુનો દણ્ડ દેવામાં આવશે!" આ કઠોર આજ્ઞાનો પ્રચાર થતાંજ રાજભક્ત પ્રજાએ તેનું તરતજ પાલન કરવા માંડયુ. કોઇ મહારાણાની આજ્ઞાનું ઉલંઘન કરે એમ નહતું. તેમની વાસના અતૃપ્ત રહે એમ પણ ન હતુ. ચિતોડની પ્રજા, ઘરબારને અગ્નિ લગાડી પર્વતની વિકટ, ભયંકર ગુહાઓમાં આનંદપૂર્વક નિવાસ કરવા ચાલી ગઈ! તેઓએ ઘોર અરણ્યમાં સસ્થાન વસાવ્યું.

આજ્ઞા પ્રચાર કરીનેજ રાણા પ્રતાપ શાંત થયા નહિ. તેઓ એકલા ઘોડેસ્વાર થઈ જુદે જુદે સ્થળે ફરીને પોતાની આજ્ઞાનું બરાબર પાલન થાય છે કે નહિ તેની ખાનગી તપાસ કરવા લાગ્યા. એક દિવસ તેમણે જોયુ કે એક ભરવાડ તેમની આજ્ઞાનું ઉલંઘન કરી બનાસ નદીને કિનારે નિશ્ચિંત જીવે બકરાં ચરાવે છે. પ્રજાની દુરાવસ્થાનું સ્મરણ કરી પ્રતાપનું દયાળુ હૃદય સર્વદા અશ્રુપાત કરતુ, પરંતુ તેઓ રાજદ્રોહી ભરવાડનો અપરાધ ક્ષમા કરી શક્યા નહિ! હતભાગી ભરવાડનું તરતજ માથું ઉડાવી દીધું! અને અન્ય સર્વ પ્રજાને ભય પમાડવા માટે તેનું મુડદું એક વૃક્ષની ડાળી સાથે લટકાવ્યું. રાણાજીની એ ભયંકર કઠોરતા જોઇને સર્વ પ્રજાએ માથું નમાવ્યું! તેમની આજ્ઞા સખ્તાઇથી પળાવા લાગી.

સુવર્ણ ભૂમિ મેવાડ, જનહીન, ધનહીન, શબ્દહીન, સ્મશાન ભૂમિ જેવું ઉજ્જડ થઈ ગયું! મેવાડનાં સમસ્ત નગર–ગામ–વાઘ, શિયાળ અને સર્પની આવાસ ભૂમિ થઈ. સુશોભિત મહાલયો ઝાંખા, જીવ વગરનાં ખોળિયાં જેવાં, આનંદહીન, "બેચેરાગ," દીપક વગરનાં, ભૂતખાનાં જેવાં ભયંકર જણાવા

લાગ્યાં ! થોડા સમયમાંજ મેવાડની જે શોચનીય અવદશા થઈ તે જોતાંજ મોગલશાહને ઘણો શોક ઉત્પન્ન થયો. તે સમયે અકબરશાહને જે દુઃખ થયુ તે અસહ્ય હતું. મેવાડની એવી અવદશા જોતાં ત્યાં કોઈ વસ્તુ શહેનશાહનુ મન લોભાવે તેવી રહી નહોતી ! ઉજ્જડ થયેલાં ગામ–નગરમાં રાજ કરવાથી સો લાભ ? જેઓ મેવાડના સંસ્થાપક નિમાયા હતા અને જેમનાં મકાનો કિલ્લામાં હતાં તેઓ એ કઠોર નિયમથી કંઈક અંશે લાભ મેળવી શક્યા હતા. તેઓ સમસ્ત દિવસ કિલ્લામાં નિવાસ કરતા હતા અને વિશેષ પ્રયોજન હોય તોજ બહાર નિકળવાની આજ્ઞા મેળવી શકયા હતા, પરંતુ એવા સંસ્થાપક અને પ્રજાની સંખ્યા ઘણીજ ન્હાની હતી. તેમને માટે પણ દિવસે બહાર ફરવાનું નિષિદ્ધ હતું જેથી મેવાડનાં ગામે ગામ, નગરે નગર અને દ્વારે દ્વારે ફરવા છતાં, માનવ કણ્ઠનો ધ્વનિ સાંભળી શકાય એમ નહોતું !

મહારાણા પ્રતાપસિંહ પણ સ્ત્રી પુત્રાદિ સ્વજન સહિત ઘોર અરણ્યમાં જઈ વૃક્ષ નીચે નિવાસ કરતા હતા. તેમને જે અસહનીય કષ્ટ વેઠવુ પડતું હતું તેનુ વર્ણન થઈ શકે તેમ નથી ! એવા અકથનીય, દુઃખપ્રદ, રાજસિંહાસન કરતા ફાટેલી કન્થાધારી ભિક્ષુકની અવસ્થા શ્રેયસ્કર ! યુવરાજ અમરસિંહ તે સમયે બાળક હતા.

પ્રતાપના પરિવારની દુર્દશા અતિ હૃદય વિદારક થઈ પડી હતી. જેઓને રાજકીય સુખવિલાસ ભોગવવાનો અભ્યાસ હતો તેઓજ આજે નીચ જાતિની પેઠે ગિરિ ગુહાઓમાં ભ્રમણ કરી રહ્યા હતા. રાજમહિષીને પોતાને હાથે રાંધવું પડતુ, અને વૃક્ષ નીચે ઘાસની પથારીમાં શયન કરવુ પડતુ હતુ. એટલુજ નહિ પણ અનેક પ્રકારનાં વિકટ કષ્ટ સહન કરી સમય વ્યતીત કરવો પડતો ! એ દ્રશ્ય બહુજ કઠોર હતુ તેમ છતાં પણ પ્રતાપની પ્રતિજ્ઞા, આરાવલ્લી પર્વતના જેવી અટલ અને અચલ હતી.

એવાં ઘોર દુઃખમાં પાંચ વર્ષ વીતી ગયાં છતાં રાજ્યની ઉન્નતિ થઈ નહિ. મહારાણાએ જોયું કેઃ "હમેશાં અરણ્યમાં નિવાસ કરવાથી અને મોગલોના હુમલાથી બચવાથી કંઈ મેવાડનુ સૌભાગ્ય પુનઃ પ્રાપ્ત થશે નહિ ! બળ, વિક્રમ વડે પ્રભાવ ફેલાવ્યા સિવાય અને તેમની સામે યુદ્ધ કરી તેમને

પાછા હઠાવ્યા સિવાય ઉન્નતિ થશે નહિ–મેવાડનો અભ્યુદય થશે નહિ.

પરંતુ જંગલમાં બેસી રહેવાથી એ ઇચ્છા શી રીતે પરિપૂર્ણ થાય? રાજધાનીમાં રહીને, હૃદય પાથરી, યુદ્ધને માટે તૈયાર થવાની આવશ્યકતા છે એવો વિચાર કરી, એ કાર્યની સિદ્ધિ માટે, રાણા પ્રતાપે, કમલમીર નામક કિલ્લાવાળું નગર, પુનઃ દુરસ્ત કરાવ્યુ, અને ત્યાં તેઓએ સ્વજન સહિત નિવાસ કરી રાજધાની સ્થાપી.

કેટલાક મુખ્ય સ્વદેશ ભક્ત રાજપૂતો, મહારાણા ઉપર અવિચલિત શ્રદ્ધા રાખતા હતા અને તેઓએ તેમની અવનતિ અને ઉન્નતિ સાથે પોતાની અવનતિ, અને ઉન્નતિનુ મિશ્રણ કરી દીધું હતું. તેમાં કુમાર અમરસિંહ અને કુમાર રતનસિંહ સિવાય બીજાં ત્રણ મનુષ્યો વિશેષ પ્રશંસાપાત્ર હતાં. તે ત્રણ મનુષ્યોમાં (૧) સલુંબરરાજ, (૨) દેવલવરરાજ, અને (૩) ઝાલારાજ હતા. સલુંબરના રાજા પ્રતાપ રાણાના સમાન વયના હતા. તે ઉભયના હૃદયમાં, કર્તવ્ય જ્ઞાનના બંધન ઉપરાંત આત્મીયતાનું દૃઢ બંધન હતુ. દેવલવરના રાજા વયોવૃદ્ધ હતા. તેના ધોળા વાળ અને ધીર કાર્ય; તેમના જ્ઞાનનો પરિચય આપતાં હતાં. જે સમયે મેવાડની હીનદશા ઉપસ્થિત થઈ તે સમયે એ વૃદ્ધ રાજાએ, પોતાના ધન, પ્રાણનું રક્ષણ કરવા માટે, મોગલોની અધિનતા સ્વિકારી હતી. પરતુ જે મનુષ્યના હૃદયમાં તેજનાં અંકુર હોય છે. તે એવી અધિનતા–દાસત્વપણામાં કેટલા દિવસ પરતંત્ર રહી શકે! ધન જાય તો જવા દેવુ તથાપિ મેવાડના હિત માટે જીવન વ્યતીત કરવાનું શ્રેયસ્કર ધારી દેવલવર રાજાએ પુનઃ મહારાણા પાસે આવી નમ્રતા પૂર્વક પ્રાર્થના કરી, પોતાની ભૂલ કબુલી અને તેમના પક્ષમાં ભળ્યા. ઝાલારાજ હમેશાં મહારાણાની પાસે રહેતા નહોતા પરંતુ પ્રયોજન વખતે મહારાણાને માટે તેઓ જીવન સમર્પણ કરવા ક્ષણનો વિલંબ કરે એમ નહોતું! એ સિવાય વળી એક અન્ય વ્યક્તિ, મહારાણાના સમસ્ત કાર્યમાં જોડાયલોજ રહેતો હતો. તે મંત્રી–ભામાશાહ અથવા ભવાનીસહાય હતો. તેની આકૃતિ જોતાં તે કુરૂપ હતો પરંતુ જગદીશ્વરે તેનું હૃદય કુરૂપ બનાવ્યું નહોતું! તે ઉદાર હૃદયનો હતો. તેના જેવું હૃદય લઈને મનુષ્યત્વ કરવુ

એ અલ્પ મનુષ્યના ભાગ્યમાં લખાયલું હોય છે! તે વણિક હતો. કંજુસાઇ તેનાજ બાપની હતી! છતાં મહારાણા ઉપર ભક્તિ અને દેશના કલ્યાણકારક કાર્ય કરવાં એજ ત્હેનું અતિ પ્રિય કાર્ય હતું. તે મંત્રી હોવાથી સલાહ આપવી એજ તેનું કાર્ય હોવા છતાં તરવાર ધારણ કરવામાં પણ ભામાશાહ પાછી પ્હાની કરે તેવો નહોતો! તે આજકાલના વણિક જેવો નહોતો પણ તે સમયના અસ્ત્રશસ્ત્ર વિદ્યા વિસારદ, યુદ્ધ પ્રિય, ધીર વીર વણિક જેવો બહાદુર, જવાંમર્દ અને શૂરવીર વણિક હતો!

મહારાણા પ્રતાપસિંહને રાજ્ય મળ્યા પછી પાંચ વર્ષ વ્યતીત થયાં છે. તે સમયનીજ આખ્યાયિકા આ નવલકથામાં સ્થળ પ્રાપ્ત કરશે.

---

## પ્રકરણ ૧૦ મું.

### ચારણ.



ર્ય અસ્ત થવાને હજુ થોડો વિલમ્બ છે. મહારાણા પ્રતાપસિંહ, સલુબરના રાજા અને મંત્રી ભામાશા કમલમીરના કિલ્લામાં બેઠા છે. વેગળે ઉદયપુર નગરના મહાલયના શિખર ઉપર અને મંદિર ઉપર ફરકતી પતાકા ઉપર, સોનેરી રંગનાં સૂર્ય કિરણો પ્રકાશી રહ્યાં હતાં. ઘોર કાળાં વાદળા જેવા આરાવલ્લી પર્વતો, ચારે દિશામાં ઉન્નત મસ્તક કરી ઉભા રહી, જગતની ગતિનું અવલોકન કરી રહ્યા છે! મેવાડના ભૂતકાળના સમસ્ત બનાવોની સાક્ષિ આપી રહ્યા છે. કારણ કે રાજવાડાના ચંચળ અદ્રષ્ટનું તેના સિવાય બીજું કોણ ઉત્કૃષ્ટ સાક્ષી હોઈ શકે? આરાવલ્લીના હૃદયમાં રાજવાડાની કેટલીએ ઉન્માદ–વાર્તા અંકિત થઈ રહી છે. રાજવાડાનાં ઉત્કૃષ્ટ રક્તબિંદુ, સમસ્ત આરાવલ્લીના પ્રત્યેક પત્થરમાં છંટાઈ રહ્યું છે. આરાવલ્લીએ, રાજવાડાના મુખ્ય વીર પુરૂષોના અને મુખ્ય વીરરમણીઓનાં પગલાનાં ચિહ્ન ચિરકાલ પોતાનું હૃદય પાથરી, તે ઉપર ધારણ કર્યાં છે!

આરાવલ્લીની પ્રત્યેક ગુહામાં અને પ્રત્યેક કન્દરામાં રાજવાડાની વીર કીર્તિનું નિદર્શન થાય છે. આરાવલ્લી પર્વતરાજ. એ રાજવાડાના દુર્ભાગ્ય અને સૌભાગ્યનો તથા સુખ અને દુઃખનો જીવન સાક્ષી છે.

મહારાણા પ્રતાપસિંહ અને તેમના બંધુઓ બેઠા બેઠા કર્ત્તવ્ય કર્મનો વિચાર કરતા હતા. કંઇક વિચાર આવતાં મહારાણા એકાએક ઉઠીને આમ તેમ ફરવા લાગ્યા. તેમની દ્રષ્ટિ, અતિ વેગળે આવેલા છાયાવત્ ચિતોડ નગરના ભાંગેલા–તૂટેલા શિખરવાળા દેવ મંદિર ઉપર તથા શ્રી ભ્રષ્ટ થયેલાં મહાલયો વગેરે અવશેષ રહેલી વસ્તુઓ તરફ આકર્ષાઈ. તેઓ તરતજ ઉન્મત્ત થઈ ઉઠયા અને જાણે જોવા લાગ્યા કેઃ "કોઈ છૂટા કેશવાળી, ફાટેલાં વસ્ત્રવાળી, ફિક્કા મુખવાળી, ભવાની કલ્યાણી દેવી, ભગ્ન મંદિરના શિખર ઉપર ઉભી રહી, વસ્ત્ર વડે મ્હોં ઢાંકી રોદન કરી રહી છે!" એ દેખાવ ઘણી વાર સુધી જોતાં જોતાં તેમના નેત્રમાંથી જળની ધારાઓ વહેવા લાગી. મહારાણાએ એક ઉંડો નિઃશ્વાસ નાંખી તે તરફથી દ્રષ્ટિ ફેરવી દીધી. તેજ સમયે એક સેવકે આવી નિવેદન કર્યું કેઃ "અન્તાલ નગરનો ચારણ દેવીસિંહ નીચે ઉભો છે અને આપ નામદારના દર્શન કરવાની આજ્ઞા માગે છે."

મહારાણાએ સર્વના સ્હામુ દ્રષ્ટિ ફેરવ્યા પછી ઉત્તર દીધોઃ "જા, તેને અહિં લઈ આવ."

થોડી પળમાં દેવીસિંહ ત્યાં હાજર થયો. મહારાણાએ અન્ય સર્વેએ તેને અતિ માનપૂર્વક આવકાર આપ્યો. દેવીસિંહે પણ મહારાણાને અને અન્ય જનોને સન્માન સૂચક પ્રણામ કર્યાં.

દેવીસિંહે સાઠ વર્ષ વ્યતીત કર્યાં છે. તેના માથાપર સુંદર શ્વેત મંડીલ જણાય છે. મંડીલની એક બાજુમાંથી કેટલાક ધોળા વાળ બહાર નિકળી વૃદ્ધાવસ્થાની સાક્ષી પૂરે છે. મ્હો ઉપર મૂછ નથી. હૃદયના કલેશને ઢાંકી રહેલી લાંબી દાઢી તદ્દન શ્વેત અને વિસ્તૃત જણાય છે. પાંપણ અને ભ્રમરના વાળ પણ શ્વેત રંગના થઈ ગયા છે. દેવીસિંહનું દેહ કંઇક જાડું છે અને તે ઉપર સફેદ વસ્ત્રો ધારણ કર્યાં છે. પીઠ પર એક મ્હોટી ઢાલ બાંધી છે અને સફેદ કમ્મરપટામાં એક તરવાર અને એક જમૈયો લટકી રહ્યાં છે.

દેવીસિંહનું દેહ હૃષ્ટ પુષ્ટ, ઉન્નત, મુખ ચિન્તાગ્રસ્ત, મૂર્તિ ગંભીર જણાય છે. તેનું વય ગમે તેટલું થયું હોય તોપણ સાધારણ શિથિલતાએ તેના ઉપર પોતાનો પ્રભાવ બેસાડયો નથી ! દેવીસિંહે મહારાણાને પૂછ્યું:—

"શો નિશ્ચય કર્યો મહારાજ ?"

પ્રતાપ: "બનતી ઉતાવળે યુદ્ધ કરીશ."

દેવીસિંહ: "ઉત્તમ."

ભામાશા: "પરંતુ આપણી પાસે શું છે ? જય મેળવવાનો આધાર શો ?"

વૃદ્ધ દેવીસિંહનાં નેત્રો રાતાં થયાં. તેણે કહ્યું: "શું કહો મત્રીજી ! બીજાઓની પાસે શુ હોય છે ? આપણે તો છીએ કે નહિ ? જો ના બની શકે તો આવું કલંકિત જીવન વ્યતીત કરવા કરતાં મરવું એજ બેહેત્તર છે !"

મહારાણાએ કહ્યું: "સત્ય છે, સત્ય છે. ભવાની જાણે છે કે શા માટે આટલા દિવસ કલંક વ્હોર્યું ? ધિક્—"

વચમાંજ દેવીસિંહે કહ્યું: "યત્ન કરવાથી શું નથી થતું ? તેજ, ઉદ્યમ અને વિશ્વાસ જોઈએ તો જ સર્વ પ્રાપ્ત થાય છે."

મહારાણાએ કહ્યું: "દેવ ! મ્હારૂ હૃદય તેજ, ઉદ્યમ અને વિશ્વાસ શૂન્ય નથી. હજુ પણ હું જોઈ શકુ છું કે ચિતોડના ભગ્ન મંદિર શિખર ઉપરથી, ફિક્કી પડેલી, છુટા વાળવાળી, કલ્યાણી દેવી મ્હને અભય વરદાન આપે છે અને કહે છે કે: "વત્સ ! મેવાડનો પુનરૂદ્ધાર ત્હારે હાથેજ થશે." મરતાં જીવતાં જોવુ છે કે મેવાડનો ઉદ્ધાર કરી શકાય છે કે નહિ ?"

દેવલવરરાજે કહ્યુ: "આપને હાથે તે નહિ થાય તો અન્યને હાથે એ કાર્ય થવાની આશા નહિ મહારાજ."

દેવીસિંહના નયનમાંથી અગ્નિ કણ વર્ષવા લાગ્યા. તેણે કહ્યું: "એક મનુષ્યે જે કર્યુ છે તે અન્ય મનુષ્ય શા માટે ફેરવી શકશે નહિ ? મેવાડની વર્તમાન અવસ્થા અતિ હીન હોવા છતાં પણ હજુ આશા અમર છે. એ પ્રમાણે ઘોર અંધકારમાં મેવાડ, વારવાર ઢંકાઈ ગયુ હતું, અને સુખ–સૂર્યનો સ્પર્શ થતાં પુનઃ પુનઃ પ્રકાશિત થઈ ઉઠયુ છે. આ સમયે પણ તેમ થશે

નહિ તેનું શું કારણ ? જો ચિતોડ પુનઃ પ્રાપ્ત નહિ કરી શકાય અને મેવાડ રાજપૂત રાજાના એક છત્ર તળે નહિ આવે તો તેથી આપણું હૃદયજ નિંદા-પાત્ર થશે. હાય ! હાય ! પૂર્વે રાજપૂતો, જે હૃદયને લીધે જગત્‌-પૂજિત થયા હતા, તેઓનું હૃદય હમણાં પૂર્વવત્‌ નથી ! રાજપૂતોમાં તેવો ઉદ્યમ નથી, તેવી સ્પૃહા નથી, તેવી ઉચ્ચ આશા-આકાંક્ષા નથી, તેથીજ આપણું અપમાન થાય છે ! હીનતા થઈ રહી છે ! અને તેથીજ આટલી બધી દુર્દશા થઈ રહી છે ! ”

એટલું બોલતાં બોલતાં તો વૃદ્ધનાં ચક્ષુ સતાંચોળ થઈ ઉઠયાં. તે ઉઠીને ઉભો થઈ ગયો, અને ઉન્મત્ત ચિત્તે બોલવા લાગ્યોઃ

“ મહારાજ ક્યાં છે તે રાજપૂત જાતીયના અહંકારના દિવસો ? જે દિવસે અહંકાર હતો તેજ દિવસે ભારતવર્ષ સુખી હતું ! અરેરે ! ક્યાં છે સ્વતંત્રતા ? ત્યાં તો મોગલોની લોખંડની બેડીઓ પડી છે ! આજે રાજમાતા કંગાલિનીના વેશમાં જણાય છે ! તેમના શરીર ઉપર મલીન વસ્ત્રો ! અલંકારનું તો નામજ ક્યાંથી ! તેમનું દેહ જીર્ણ શીર્ણ થઈ ગયું છે ! જાણે જીવતી છતાં મરણ પામેલીજ ! અહા ! રાજસ્થાનની લક્ષ્મી ! રાજસ્થાનની સમ્પત્તિ ! સર્વ ગયું ! સર્વ ગયુ ! સર્વ મોગલોએ લૂંટી લીધું છે ! મેવાડ અરે સમસ્ત ભારત, સ્મશાન સમાન, શુષ્ક મરૂભૂમિ સમાન, દુઃખદ-ભયદ્‌ અરણ્ય સમાન જણાય છે ! મહારાજ ! આપ વીર બાપ્પારાવળના વંશજ છો ! જૂવો, જૂવો, ચિતોડના સ્હામુ જૂવો ! અરેરે ! નગર ઝાંખુ જંગલ જેવું થઈ ગયું છે ! જ્યાં “ મહારાણાને ઘણી ખમા ” થતી ત્યાં કૂતરાં, શિયાળવાં આનંદ કલ્લોલ કરે છે ! જાણે સૌભાગ્ય અલંકાર વગરની, ચોટલા વગરની, સૌભાગ્ય ભ્રષ્ટ નારી ! જાણે કોઈ વિધવા કામિની રોદન કરી રહી છે" મહારાજ ! તેની ભૂતકાળની જાહોજલાલી યાદ આવે છે ત્યારે હૃદયના સહસ્ત્ર કટકા થઈ જાય છે ! તે યાદ કરતાં જાણે જળમાં ડૂબી મરવાનું કે વિષ ખાવાનુ કે પર્વતના શિખર પરથી ગબડી મરણ પામવાનુ મન થાય છે ! ”

ચારણ કવિના આ ઉત્તેજક શબ્દો સાંભળી મહારાણાના હૃદયમાં વીર-

રક્ત ધબકવા લાગ્યું. ચિતોડની વર્તમાન દશા જોઈ હૃદયમાં ઉછળતા શોક-પ્રવાહને શાંત પાડવા, હૃદય ઉપર વારંવાર બે હાથ દાબવા લાગ્યા. ચારણે પુનઃ હાથ ઉંચો કરી કરીને કહેવાનું શરૂ કર્યું:

"મહારાજ ! જે દિવસે ચિતોડ સ્વતંત્ર હતું તે દિવસનું સુખ વિચારી જૂવો. જે દિવસે મહા પ્રતાપી વીરવર બાપા રાવળનો જન્મ થયો હતો તે દિવસનું સ્મરણ કરો. વીરવર બાપ્પા રાવળ અરણ્યમાં જન્મ્યા હતા. ત્રિકુટ પર્વતપર નિવાસ કરતા હતા. ઉપર આકાશ અને નીચે ધરતીનો આશ્રય હતો તે સમયથીજ યશ પ્રાપ્ત કરવા, અને બાહુબળ બતાવવા જગતમાં ધાતા હતા ! એક દિવસ સોલંકિ રાજકન્યા છસો સખિયો સાથે ઝૂલન પૂર્ણિમાને દિવસે આમ્ર વનમાં રમત રમવા આવી હતી. વૃક્ષપર હિંડોળો બાંધવાને દોરડું નહિ હોવાથી તેઓ આકુળ વ્યાકુળ થઇ રહી. દરિદ્ર બાપ્પારાવળ ત્યાં ગાયો ચરાવવા ગયા હતા. રાજનંદિનીએ તેમની પાસે દોરડુ માંગ્યું. બાપ્પાએ તેને દોરડું લાવી આપવાનુ કહ્યું પરંતુ પ્રથમ પોતાની સાથે લગ્ન કરવાની માગણી કરી. સર્વ બાલિકાઓએ તે કબૂલ કરી, બાપ્પાનો હાથ રાજકુમારીના હાથમાં મૂકી બન્નેનો વિવાહ કર્યો. તેની સખિયો રાજકુમારીને ગાયોના ટોળામાં બાપ્પાને ત્યાં વિદાય કરી આવ્યા. રમતમાં ને રમતમાં લગ્ન થઈ ગયાં. આ વાત જ્યારે સોલંકી રાજાએ જાણી ત્યારે બાપ્પાને કેદ પકડી લાવવા માણુસો મોકલ્યાં. એ સાંભળી ભયવડે કંપતો બાપ્પો બે બાલ મિત્રો સાથે ગિરિગુહામાં સંતાઈ ગયો. ચિતોડમાં જેટલા મોરી રાજાઓ હતા તે સર્વ બાપ્પાને ચ્હાતા હતા. તેને સામન્તના પદ ઉપર નિમ્યો. મહારાજ ! ઇક્ષ્વાકુ વંશનું શુદ્ધ લોહી તેની નસેનસમાં વહેતું હતું, તે સમરભૂમિમાં અચલ પહાડ જેવો વીર યોદ્ધા હતો. તેણે પ્રબળ પ્રતાપને લીધે યવન શત્રુઓને હરાવી કાઢ્યા હતા. એટલુંજ નહિ પણ ગઝની જેવા યવન દેશોમાં પણ તેણે પોતાની રાજગાદી સ્થાપી હતી. અહા ! ધીમે ધીમે તેજસ્વી બાપ્પાએ ચિતોડની ગાદી ઉપર રાજછત્ર ધારણ કર્યું. સર્વ તેમના સન્મુખ નીચે મ્હોડે ઉભા રહેતા. તેમણે " હિંદુ સૂર્ય " અને " રાજગુરૂ " નો ખેતાબ ધારણ કર્યો હતો. અહા ! તે દિવસે રાજસ્થાન કેવું સુખી

હતું ! તે દિવસે ચિતોડ ઉપર દેવોની કૃપા થઈ હતી, એ આનંદને લીધે અંતરિક્ષમાં અપ્સરાઓ નાચ કરી રહી હતી. કિન્નરો ગાન કરી રહ્યા હતા. દેવતાઓએ પુષ્પની વૃષ્ટિ કરી હતી. ”

આ સમયે પ્રતાપસિંહ ચારણના મુખ સ્હામુ સ્થિર નેત્રે જોઇ રહ્યા હતા. દેવલવરના રાજાએ ઉંડો નિશ્વાસ નાંખી કહ્યું: “ દેવ ! શું તે દિવસો ગયા ? શું હવે તે પુનઃ દર્શન નહિ દે ? ”

દેવીસિંહે ભૂતકાળનું સ્મરણ કરતાં પુનઃ કહ્યું: “ મહારાજ ! એ ચિતોડની વીરવજ ભૂમિ ઉપર બાપ્પારાવળે જે નિશાન ફરકાવ્યુ છે તે લોપ પામે ત્યારે બાપ્પારાવળના નામને મહાન કલંક લાગે ! ચિતોડની ભૂમિ ઉપર અનેક ઉથલ પાથલ થઈ છે. સમરસિંહ, પૃથારાણી, રાણી કર્મદેવીએ કેવાં પરાક્રમો કર્યાં છે ? તેમાં રાણી કર્મદેવીએ તો બાપ્પારાવળના કુળને ઉજવળ કર્યું છે. અમ્બરના રણ મેદાનમાં તેણે મહામાયા કલ્યાણીની પેઠે યવનો સાથે યુદ્ધ કર્યું છે, અને પોતાના બાહુબળ વડે તેમને અટકને પેલે પાર ન્હસાડી મૂક્યા છે ! એ સમયે સમસ્ત ભારત ધીમે ધીમે યવનોના ચરણ તળે દબાઈ ગયુ હતું. અરે ! અન્ય સર્વે રાજાઓએ મુસલમાન રાજાઓનું દાસત્વ સ્વિકાર્યું હતું પરંતુ મહારાજ ! કેવળ રાણી કર્મદેવીના વીર બળ વડેજ ચિતોડની સ્વતંત્રતા અખંડ રહેવા પામી છે ! અહો ! તેણે જે યુદ્ધ કર્યું છે તે વડે શત્રુઓ પર અનંતકાળ સુધી સહે બેસાડી છે ! હજુ પણ મોગલોને કર્મદેવીના કોમળ કર દ્વારા પડેલા ઘા યાદ હશે ! હજુ પણ કર્મદેવીની ભયંકર, વિકાળ, રણ ચંડી મૂર્તિ તેમના હૃદયને ધબકાવી રહી હશે ! શુદ્ધ ક્ષત્રાણિનું દુધપાન કરનાર વીરનારી કર્મદેવીનું નામ ભારતના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાઈ રહ્યું છે. એ વીર રમણીનું નામ સ્મરણ કરતાં હજુ પણ આનંદથી પ્રાણ નાચી ઉઠે છે, અને મૃત હૃદયમાં હર્ષ, તિરસ્કાર, અને દેશ પ્રેમની લાગણી પુનઃ જાગ્રત કરી આપે છે. અહા ! એ વીર રમણીના હૃદયમાં જે તેજ હતું તે આજે ક્યાં ગયું ? ખરેખર તે વીર બળ, વીર તેજ જતું રહ્યું છે ! હવે તો તેના નશીબમાં પરતંત્રતા અને રોદન રહ્યું છે ! અરેરે ! ચિતોડના અદ્રષ્ટમાં એવુંજ હશે ! ”

આ શબ્દો સાંભળી મહારાણા પ્રતાપસિંહ દાંત પીસવા લાગ્યા. હાથમાંની તરવાર ઉંચી કરી પૃથ્વી ઉપર પગ પછાડી બોલ્યાઃ "મૃત્યુ! ઓ મૃત્યુ! તું શા માટે સત્વર આવી પહોંચતું નથી! મ્હારી માતૃભૂમિ! માતા-માતા, ત્હારો ઉદ્ધાર, અહો! ત્હારો ઉદ્ધાર, એજ મ્હારૂ જીવન વ્રત! એજ મ્હારી પ્રતિજ્ઞા!"

પુનઃ દેવીસિંહે આગળ ચલાવ્યુઃ—

"મહારાજ! ચિતોડના ભાગ્યમાં દુઃખજ લખાયલુ છે. પરંતુ તે દુઃખનું મોચન કરવા માટે એકાદ વીર પુરૂષ કે વીર રમણીનો જન્મ પણ તે સાથેજ લખાયલો છે! સાંભળો! એક દિવસની કથા સાંભળો! સિંહલદ્વિપ નિવાસી ચોહાણ તનયા પદ્મિની અતિ સુંદર રૂપવાન હતી. ચિતોડના મહારાણા ભીમસિંહના અંતઃપુરને શોભાવતી હતી. તેનું રૂપ ચિતોડનું શત્રુ થઈ પડયુ. શોભાનો ભંડાર, પદ્મિનીના રૂપની વાત જગતમાં ફેલાઈ ગઈ. દિલ્હીના બાદશાહ અલાઉદ્દીને પણ એ વાત સાંભળી. તે પદ્મિનીના રૂપ ઉપર મોહ પામ્યો, તે દિવાનો થયો. દુરાચારી લમ્પટ અલાઉદ્દીને લાજ-શરમ તજી ભીમસિંહને પદ્મિનીનાં દર્શન માટે કહાવ્યુ. એ સાંભળતાંજ શુદ્ધ ક્ષત્રિય બીજ ભીમસિંહનું હૃદય ક્રોધાગ્નિથી ભડભડ બળવા લાગ્યુ, અને બન્ને વચ્ચે મહાન ઘોર યુદ્ધ થયુ. મહારાજ! એ યુદ્ધની વાત યાદ કરતાં હજુ પણ મ્હારાં રૂવાડાં ઉભાં થઈ જાય છે! એ યુદ્ધમાં રાણી પદ્મિનીએ જે ધૈર્ય અને બુદ્ધિ ચાતુર્ય બતાવ્યુ તેની તુલના થઈ શકે એમ નથી. વળી બાદલ અને ગોરા નામક બે બાળકોએ રાણીની સાથે રહી જે વીરત્વ બતાવ્યુ તે જોતાં ગમે તેવા કાયરને પણ શૂર ચ્હડે એમ હતું. તે સાથે અન્ય વીર યોદ્ધાએ પ્રાણ પર્યંત યુદ્ધ કર્યું હતું. એ યુદ્ધમાં અનેક મહારથી યોદ્ધાએ રણભૂમિ ઉપર મરણ શય્યા કરી દીધી! અનંત નિદ્રામાં પહોડી ગયાં! રાણા ભીમસિંહ ધીર વીરની સાક્ષાત્ મૂર્તિ હતા! અદ્રષ્ટમાં લખેલુ કોણ મિથ્યા કરે છે? ઉદય અને અસ્તનુ ચક્ર સર્વત્ર ફરતું રહે છે! એક એક સમયે સ્થાવર અને જંગમ વસ્તુઓની સ્થિતિ બદલાયાજ કરે છે! જય અને પરાજય એ તો વિધિની રમત છે! તેમ છતાં આશા અમર છે. જયની

આશા રાખી યુદ્ધ કરવું એજ ક્ષત્રિયોનો પરમ ધર્મ છે! રાણા ભીમસિંહે ઘનઘોર યુદ્ધ કર્યું, અનેક શત્રુઓને કાપી નાંખ્યા છતાં છેવટે રણ શય્યામાં સૂતા! બાદશાહી લશ્કરે તે સમયે લોહીથી ખરડાયલા શરીરે ગઢમાં પ્રવેશ કર્યો. બાળક બાદલે સતી પદ્મિનીને એ સમાચાર આપ્યા. તે સમયે તેણે ધૈર્યથી પોતાના પતિએ કેવી વીરતાથી યુદ્ધ કર્યું તેજ પ્રશ્ન કર્યો! બાળક વીરે ઉત્તર દીધો કે: રાણી બા! એ હાથમાં તરવાર લઈ રાણાજીએ જેવું યુદ્ધ કર્યું છે અને ઘાસની કાપણી પેઠે શત્રુઓને કાપી નાંખ્યા છે તેવું વીરત્વ મ્હેં અન્ય વીરોમાં જોયું નથી! તેઓ પોતાના મેવાડનું ગૌરવ અખંડ રાખી અમર લોકમાં ગયા છે. માતા! જો કોઈ નિષ્પક્ષપાતી દુશ્મન રણભૂમિમાં હોત તો રાણાજીનો યશ ગાયા વગર રહેત નહિ!" વિધવા રાણીએ હાસ્ય કરી, બાદલને આશિષ દઇ, વિદાય કર્યો. રાણીજીના આવેશથી બાદલે વિશાળ ચિતા સળગાવી. ચિતાનો અગ્નિ લાલ જિહ્વા કહાડી ભડભડાટ બળવા લાગ્યો. તે સમયે નગરની ક્ષત્રિય સતી નારીઓ, નવાં વસ્ત્ર ધારણ કરી, એકે એક ત્યાં આવી પહોંચી. મહારાજ! તે સમયે તે વીર બાળાઓનાં પ્રફુલ્લિત મુખ કમળ કેવાં સુંદર જણાતાં હતાં! તેમના ગળામાં પુષ્પમાળાઓ લટકી રહી છે! હાથમાં પુષ્પાંજલીવડે અને ઘૃતની આહૂતિવડે અગ્નિ દેવની પૂજા કરે છે. એક તરફ વાજિંત્રોમાંથી વીર સંગીત ગવાય છે. વાજિત્રનો ગગનભેદી નાદ દશે દિશાને કમ્પાવી રહ્યોછે. વીર મહિલાઓ ચિતાને વિંટળાઇને હાથ જોડી ઉભી છે. નદન કાનનમાં બિરાજેલા દેવતાઓ એ સંગીત સ્તબ્ધ ચિત્તે સાંભળે છે. પશુ–પક્ષીઓ જાણે જીવન વિનાનાં સ્થિર થઈ રહ્યાં છે! જાણે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ કમ્પાયમાન થઈ રહ્યાં છે! વાયુ સ્થિર–નિશ્ચલ થઈ રહ્યો છે! વૃક્ષનાં પલ્લવો શોકમાં સ્તબ્ધ થઈ મદ પડી ગયાં છે! સરિતાના વેગ શિથિલ થયા છે! તેમનુ કલ્ કલ્ નાદ કરતું મધુર સંગીત લુપ્ત થઇ ગયુ છે! જાણે સતીઓના લલાટમાંથી અગ્નિની શિખા નિકળવા લાગી છે! ચિતા તરફ દ્રષ્ટિ ફેરવતાં જણાય છે કે જાણે મહેશ અનેક ભૈરવોને સાથે લઈ નાચી રહ્યા છે! એ જોઈ જાણે પાર્વતિજી પણ અજબ થઈ ગયાં છે! જગતની અમૂલ્ય, અ-

તુલ વસ્તુ સતીત્વનું રક્ષણ કરવાને જે ક્ષત્રાણીઓ તૈયાર થઈ હતી તેમને પાર્વતિજીએ, "ભારતવર્ષની આર્ય નારીઓની કીર્તિ અખંડ રહે" એવો આશિર્વાદ આપ્યો. અનેક રમણીઓએ આનંદ ભરેલે ચિત્તે ચિતામાં પોતાના દેહની આહૂતિ આપી દીધી! તે સમયના હૃદય વિદારક દેખાવનુ સ્મરણ કરતાં હૃદય કમ્પાયમાન થાય છે! અને તે પરમ આરાધ્યા દેવીઓ પ્રત્યે પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે! એ ચિતાની ભસ્મે, દશે દિશામાં ઉડી પવિત્રતા પ્રસારી દીધી છે. હજુ પણ તે શુદ્ધ વીર ક્ષત્રિયો અને વીર ક્ષત્રાણીઓના બાહુબળની જગતમાં તૂલના થઇ શકે તેમ નથી. સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમાં ભારત નારીઓનો જય જયકાર ગવાય છે; અને સૂર્ય, ચંદ્રનુ અસ્તિત્વ રહેશે ત્યાં સુધી તેમનો જયજ ગવાશે. ધન્ય તે વીર ક્ષત્રિઓને! ધન્ય તે વીર ક્ષત્રાણીઓને!"

દેવીસિંહના એ શબ્દો સાંભળી મહારાણા પ્રતાપસિંહના નેત્રમાં આનન્દાશ્રુનો પ્રવાહ વહેવા લાગ્યો. ઉંડો નિશ્વાસ મૂકી સલુંબરરાજ બોલ્યા કે: "હાય! હાય! તેજ આ મેવાડ?"

દેવીસિંહે પુન: કહેવા માંડયુ:–

"મહારાણાજી! ચિતોડની દુર્દશા થઈ ગઇ. રૂપનો તરસ્યો, કામાંધ, અલાઉદ્દીન જે કાર્ય માટે આવ્યો હતો તે કાર્ય સફળ થયુ નહિ. ચિતોડ સ્મશાનવત્ થઇ ગયુ. એક પણ કુળ કામિનીનુ મુખ જોવા પામ્યો નહિ ચિતોડ પરવશ થયુ પરંતુ થોડા સમય પછી વીર હમીરે યવનો સાથે ઘનઘોર યુદ્ધ કરી ચિતોડને સ્વતંત્ર કર્યું. ત્યાંની પ્રજા પુનઃ સૌભાગ્ય, સુખ, સમ્પતિ મેળવવા ભાગ્યશાળી બની, ચિતોડના મેહેલ ઉપર પુનઃ હિંદુરાજાનુ નિશાન ફરકવા લાગ્યુ. મહારાજ! મ્હે પ્રથમજ કહ્યું છે કે જગતમાં દ્રષ્યમાન થતી પ્રત્યેક વસ્તુઓ પરિવર્તનશીલ છે. આજે જેની જે સ્થિતિ છે તે કાળાંતરે બદલાયા સિવાય રહેશે નહિ. આશા અમર છે. સમસ્ત વિશ્વ ઉચ્ચ આશામાં ને આશામાંજ જીવન વ્યતીત કરે છે. કોઇની એકની એક સ્થીતિ રહેતી નથી એ નિશ્ચયજ છે. તે સર્વ શક્તિમાન પરમાત્માએ એવો નિયમ રાખ્યો છે કે જેથી પ્રત્યેકની સ્થિતિ બદલાયાજ કરે! સૂર્ય અને ચંદ્રનો

ઉદય અને અસ્ત એ પ્રત્યક્ષ પ્રમાણુ છે ! ચિતોડની પવિત્ર ભૂમિ ઉપર થઇ ગયેલાં અનેક સ્વદેશ પ્રેમી નર–નારી રત્નોનુ સ્મરણુ કરતાં હૃદય ચિરાઇ જાય છે, અને આજે ચિતોડની દુર્દશા જોતાં, તેને સ્મશાનવત્ જોતાં, હૃદયના અનેક કટકા થઇ જાય છે ! મહાવીર રાણાજી ! જુવો, જુવો ચિતોડ જાણે વિધવા સ્ત્રી જેવુ અનાથ થઇ અશ્રુપાત કરી સહાયતા માંગી રહ્યું છે ! ઉઠો–ઉઠો, મહારાજ ! ધિક્ ઉદયસિંહ ! એમના સમયમાંજ ” આ શબ્દો બોલાતા હતા એટલામાં મહારાણા પ્રતાપે બારોટનો હાથ પકડી કહ્યું: “ બસ થયું કવિરાજ ! બસ થયુ. હવે એ વાતનુ સ્મરણુ કરશો નહિ.”

એટલુ કહી મહારાણા, નીચુ માથુ રાખી વિચારમાં ગુંથાયા. થોડીવારે ઉચ્ચ સ્વરે કહ્યું: “ ઉદયસિંહ ! ઉદયસિંહ ન જન્મ્યા હોત તો કોની મકદુર હતી કે તે ચિતોડની આવી દુર્દશા કરત ? ”

સલુબરરાજે કહ્યું: “ સન્ધ્યા સમય થઇ ગયો છે. સાય સન્ધ્યા–વંદન કરવાનો સમય વીતી જાય છે. ”

દેવલરાજ અને દેવીસિંહે કહ્યું: “ હા, મહારાજ. સત્ય છે. ચાલો, સર્વે સાયંસધ્યા કરીએ. ”

મહેલના છજામાથી એક પછી એક સર્વે નીચે ઉતર્યા.

## પ્રકરણુ ૧૧ મું.

## તું તેજ ભુવનમોહિની કે ?



સમયે સમયે, કોઇક બનાવ ચિત્તને એવું આકર્ષણુ કરે છે કે તે બનાવો, મનમાંથી ભૂલી શકાતા નથી. તે હૃદય સાથે એવી રીતે મિશ્રિત થઇ જાય છે કે જેથી તેની છાંયા ભૂસાઇ જતી નથી. શયનમાં, સ્વપ્નમાં અને પ્રત્યેક કાર્યમાં તે બનાવ જૂદી જૂદી આકૃતિ ધારણુ કરી, ચિત્તક્ષેત્રમાં ઉપસ્થિત થાય છે. શ્રીનાથદ્વાર નગર સ્હામે, બનાસ નદીને કિનારે, પેલી મદોન્મત્ત વીર કીશોરીની નિરૂપમ મધુ-

રતા અને તેના હૃદયની અસાધારણ ઉદારતાએ, અમરસિંહના ચિત્તને એવું આકર્ષણ કર્યું હતું કે એ બનાવને આજ કેટલાક દિવસો થઇ ગયા છતાં તે બનાવ એક ક્ષણને માટે પણ તેનાથી ભૂલાયો નહોતો ! પિતાની પાસે ઉભા રહી રાજકાર્યની મંત્રણામાં ભાગ લેતી વખતે, માતા પાસે ભોજન કરતી વખતે, અને શત્રુઓનો વિનાશ કરવાના વિચારો કરતી વખતે, સર્વ સમયે, તે ભુવનમોહિનીનું આશ્ચર્યકારક સાહસ, અપરિસીમ સ્વદેશપ્રેમ, અનુપમ સ્વદેશ ભક્તિ, અને અસાધારણ સૌંદર્ય, સજીવન ચિત્રની પેઠે વારંવાર તેની દ્રષ્ટિ આગળ તરતું હતું. પરંતુ તેમ થવાથી શું અમરસિંહ દેશની સ્થિતિના વિચારો કરવામાં ઉદાસીન બન્યો હતો ? ના, ના. યુદ્ધ અવશ્ય થવાનું હતું. તેને માટે સાવચેત રહેવાની જરૂર હતી. સિસોદિયા વંશ કુલભૂષણ મહારાણા પ્રતાપસિંહનો પુત્ર સર્વ જાણતા હતા. તેથી દિવસે કિંવા રાત્રે તે યુદ્ધ કરવાની સામગ્રી ભેગી કરવામાંજ ગુંથાયલા રહેતા.

રાત્રિ એક પ્રહર વ્યતીત થઈ છે. જ્યોત્સ્નામયી રજની વિશ્વભૂમિ ઉપર ઉતરી રહી છે. કાળા પત્થરનો બનેલો ગોગુન્ડાનો કિલ્લો, ઘણે વેગળે, આકાશ પર્યંત મસ્તક ઉન્નત કરી રહ્યો છે. ચંદ્રના પ્રકાશને લીધે કિલ્લો જાણે, આરાવલ્લી પર્વતની એકાદ શાખા હોય તેવું અનુમાન થાય છે. આ સમયે યુવરાજ અમરસિંહ ઘોડેસ્વાર થઇ ગોગુન્ડાના દુર્ગ તરફ જતા હતા. હજુ બે ગાઉ જવાનુ હતું. ચંચળ અશ્વરાજ ચપળતાપૂર્વક દોડતા હતા. એવામાં પાસેના વનમાંથી એકાએક કોઈનો શબ્દ ધ્વનિ સભળાયો, ઘોડાએ કાન ઉંચા કર્યા અને પૂછડું હલાવી, મુખેથી હણહણાટ કર્યો. અમરસિંહે ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવી પરંતુ કાંઈ જોઈ શક્યા નહિ. કોનો શબ્દ થયો તે જાણ્યા સિવાય આગળ વધવાની ઇચ્છા થઈ નહિ. પાછળથી શબ્દ સંભળાયોઃ—"આજે હવે છૂટકો થશે નહિ. જો જીવનની ઇચ્છા હોય તો બાદશાહનું દાસત્વ સ્વિકાર નહિ તો મોતને શરણ થા."

અમરસિંહે ઘોડો ફેરવ્યો. પાછળ જોતાં જણાયું કેઃ "ચાર મુસલમાનો તીર કામઠાં ચઢાવી તેના તરફ નેત્ર તાકી રહ્યા છે. અમરસિંહનો ઘોડો, એકે કુદકે તેમની નજીક જઈ ઉભો. મુસલમાનોએ તીર છોડયાં પરંતુ લક્ષ્ય

ભ્રષ્ટ થવાથી તેમાંનું એકે અમરને લાગ્યુ નહિ. વીર અમરે કમ્મરે લટકતી ચળકતી તરવાર વડે એક મુસલમાનપર આઘાત કર્યો કે તરતજ તે મ્હોટી ચીસ પાડતો ઘોડા પરથી પૃથ્વી પર પડયો. ત્રણ મુસલમાનોએ અમરસિંહ પર હુમલો કર્યો, પરંતુ અમરે તેમના પર હુમલો નહિ કરતાં આત્મરક્ષણ કર્યું. કોઈનો ઘા તેને લાગ્યો નહિ. યવનો મનમાં ને મનમાં જ તેની યુદ્ધવિદ્યાની પ્રશંસા કરવા લાગ્યા. આ પ્રમાણે હુમલો કરવાથી કાર્ય સિદ્ધિ નહિ થાય જાણીને તેઓ ઘણે વેગળે સુધી પાછા હઠી ગયા. આ સમયનો લાભ લઈ અમરસિંહે પોતાના ધનુષ્યમાંથી એક કામઠું ફેંકયું. તે વડે એક મુસલમાનનો એક હાથ વિંધાઈ ગયો ! તેથી તે આગળ વધી શક્યો નહિ. અન્ય બે મુસલમાનોએ ગુસ્સામાં જ ઉતાવળે દોડી આવી, અમર ઉપર સમ્મુખ અને પશ્ચાત્ એમ બે દિશામાંથી હુમલો કર્યો. પરંતુ વિચિત્ર યુદ્ધ શિક્ષાને પ્રતાપે, અમરે તે બન્નેની તરવારના ઘાના બરોબર ઉત્તર આપ્યા. બે હાથમાં બે તરવાર પકડી અમર બન્નેને પહોંચી વળ્યો. યુદ્ધ કરતાં અમર અત્યંત થાકી ગયો. તેણે વિચાર્યું કેઃ " થોડે વેગળે ગયા સિવાય જયની આશા નથી." પગની સહજ એડી મારતાં તેનો ઘોડો વીશ હાથ વેગળે જઈ પડયો. અમરે ત્યાંથી બે મુસલમાનો પર એક પછી એક કામઠાંનો વર્ષાદ વર્ષાવ્યો. એક કામઠા વડે પ્રથમ જેનો હાથ વિંધાઇ ગયો હતો તેનુ આ વખતે માથુ વિંધાઈ ગયું, અને તરતજ મરણને શરણ થયો. હવે માત્ર બે શત્રુ બાકી રહ્યા હતા. તેમાંનો એક જણ આગળ આવી અમર સાથે યુદ્ધ કરવામાં ગુંથાયો. બીજો વેગળે જ ઉભો રહ્યો. તેનુ નામ મહોબ્બતખાં હતું. પળના આરામ વગર સતત તરવાર ફેરવવાથી અમરસિંહ અત્યંત થાકી ગયો છતાં વિશ્વમયી ભવાનીના ચરણનુ ધ્યાન ધરી, ઉત્સાહપૂર્વક યુદ્ધ કરવા લાગ્યો. એ સમયે મહોબ્બતખાં ગુપચુપ અમરસિંહની પાછળ આવ્યો. અચાનક આવી પડનાર વિપત્તિ સબંધી અમરને ખબર પડી નહિ. તે સમયે જગત્ હિતપરાયણા દેવી માતાની દૈવ વાણીની પેઠે, મૃત સંજીવની મંત્રની પેઠે, ઉંડા સમુદ્રમાં ડૂબતા મનુષ્યને બચવાના ઉપાયની પેઠે, અતિ વેગળેથી શબ્દ થયોઃ " રાજપુત્ર ! પાછળ ફરો ! સાવચેત ! "

પળ વારમાં રાજપુત્રે પાછું ફરી જોયું, તો જણાયું કે જીવન વિસર્જન થવાની અણિ પર છે. પાછળ ઉભેલા મહોબ્બતે તરવાર ઉંચકી છે, માત્ર ગળા પર પડે એટલીજ વાર છે. એ સમયે બન્ને મુસલમાનોએ અમર ઉપર હુમલો કર્યો પરંતુ શુદ્ધ ક્ષત્રાણીના દુધનું પાન કરનાર, વીર અમર ગભરાયો નહિ. તેણે પણ તરવાર ઉંચકી યુદ્ધ કરવા માંડયુ. પરતુ એકાએક એક મુસલમાન મ્હોટી ચીસ પાડી અશ્વ પરથી પૃથ્વિ પર પડયો. તત્ક્ષણાત્ તેના પ્રાણ નિકળી ગયા. અમર વિસ્મયતાથી જોવા લાગ્યો કે; “તેને કોણે માર્યો?” હવે માત્ર મહોબ્બતખાં જીવતો રહ્યો હતો. તેણે યુદ્ધ કરવુ અનુચિત જાણી ઘોડાની લગામ પાછી ફેરવી. અમરે પોતાનો ઘોડો તેની પાછળ ચલાવી તીરમાંથી કામઠાં છોડયાં. મહોબ્બતખાં ન્હાસતો ન્હાસતો કહેવા લાગ્યો કે. “પાછા જાઓ રાજકુમાર, આજના યુદ્ધમાં તમારો જય થયો છે. તમારી યુદ્ધ કળા જોઈ મ્હોટા મ્હોટા વીર પુરૂષોને પણ શરમાવું પડે તેમ છે! કેટલાક મુસલમાનોનુ વીરત્વ બાદશાહ પણ જાણે છે. છતાં તમારૂ યુદ્ધ કૌશલ જોઈને તેમને આશ્ચર્ય થયા વિના રહે તેમ નથી. ધન્ય ત્હમારી યુદ્ધ કળા! પરંતુ અમર! એમ ના સમજશો કે આવુ સૌભાગ્ય હમેશાં પ્રાપ્ત થશે! એક દિવસ પણ મુસલમાનોનુ દાસત્વ સ્વિકારવુ પડશે. આજે નહિ તો કાલે, ને કાલે નહિ તો પરમ દહાડે!”

અમરે કહ્યુ· “એક વખત અકબરશાહને મ્હારા સ્હામે યુદ્ધ કરવા મોકલજો ત્યાં તેમને વિધિના લેખનો અર્થ સમજાવીશ!”

અમરના અશ્વ જેટલો મહોબ્બતખાંનો ઘોડો થાકયો નહોતો. તેથી તે ત્વરિત ગતિએ ન્હાસી છૂટયો. અમરનો થાકેલો ઘોડો તેની પૂઠ પકડી શકયો નહિ. અમરસિંહે નિરાશ થઈ પોતાનો ઘોડો પાછો ફેરવ્યો. મહોબ્બતખાં જંગલની ગીચ વૃક્ષ ઘટામાં અદ્રષ્ય થઈ ગયો. થોડો વખત થાક ખાવાની ઇચ્છાથી અમર અશ્વ પરથી નીચે ઉતર્યો. સ્હામેના વૃક્ષ તરફ દ્રષ્ટિ કરતાં જોયુ કે ત્યાં એક ધનુષ્ય ધારિણી, શ્વેતાંબર શોભિતા, ભુવનમોહિની પ્રતિમા ઉભી છે! ચંદ્રના પ્રકાશમાં રમણીનુ વદન જોઈ શકયો. આશ્ચર્ય પામી કહ્યું: “શું તમે તેજ કે?”

કિશોરીએ મંદ હાસ્ય કરી, માથું નમાવી અમરસિંહને પ્રણામ કર્યા. અમરે કહ્યું: "હવે સમજાયું. હમણાં તમારી દૈવ વાણીથી જ મ્હારા પ્રાણ બચ્યા છે. તમારા બાણ વડે જ એક મુસલમાને પ્રાણ ત્યાગ કર્યા છે. આ જન્મમાં તમારૂ ઋણ ફેડી શકીશ નહિ !"

સુંદરીએ કહ્યુ: "એ શું બોલો છો ? મ્હે શુ કર્યુ છે યુવરાજ ?"

યુવરાજે ઉત્તર દીધો: "પુનઃ તમારાં દર્શન કરવાની તીવ્ર ઇચ્છા હતી. જીવ આકુળ વ્યાકુળ થતો હતો. તમારા સદ્ગુણ કદી પણ ભૂલી શકીશ નહિ, એ નક્કી સમજજો."

એ સાંભળી કિશોરીએ શરમને લીધે મસ્તક નીચું નમાવ્યુ.

અમરસિંહે કહ્યું· "આજ ત્હમે આ સ્થળે શી રીતે આવી પહોંચ્યાં ?"

સુંદરીએ હસતાં હસતાં ઉત્તર દીધો: "હુ ક્યાં નથી ? રાજકુમાર ! તમે ત્યાં હુ અવશ્ય હોઉ છુ. આપ અત્યારે ક્યાં પધારો છો ?"

અમર: "હુ ગોગુન્ડાના કિલ્લામાં જાઉ છું."

કિશોરી· "આપને બહુ થાક લાગ્યો છે. થોડી વાર વિશ્રામ કરો, પછી કિલ્લામાં જજો. હુ હવે રજા લઇશ."

અમર: "હમણાંજ જવુ છે ? તમારી સાથે કેટલી બધી વાતો કરવાનુ મનમાં ધાર્યું છે. જેના મહદ્ ઉપકાર–બધનમાં જીવન બધાયુ છે તેમની સાથે, અજાણ્યા મનુષ્યોની પેઠે થોડો વખત સાક્ષાત્ કરવાથી મન તૃપ્ત થતું નથી."

અમરસિંહ વાત કરતો હતો તે સમયે વીરસુંદરી સ્થિર નેત્રે તેના વદન સ્હામુ જોઇ રહી હતી. વાત પૂરી થતાં અમરસિંહે સુંદરીના મુખ સ્હામુ જોયુ. બન્નેની દ્રષ્ટિ એક થઇ. બે ને બે ચાર નેત્રોનું અમૃત એક બીજાના હૃદયમાં ઉતરવા માંડયું. સુંદરીએ મસ્તક નમાવી પોતાના હૃદયનો નિર્મળ પ્રેમ બતાવી આપ્યો. અમરસિંહે કહ્યું: "દેવી ! ત્હમારી સાથે હવે સત્વર મેળાપ થશે નહિ."

સુદરી, પોતાના હાથના કામઠાંની અણી વડે પૃથ્વી ઉપરની માટી ખોતરતાં ખોતરતાં બોલી: "આ દાસી ઉપર કુમારની અતિશય કૃપા જણાય

છે એજ મ્હારૂં પરમ સૌભાગ્ય, પરંતુ કદાચ–" એટલું કહીને દાંત તળે જીભ દાબી દીધી. જે વાત કહેવાની હતી તે નહિ કહેતાં બોલી: "રાત્રિ અધિક થઇ છે. હવે હું રજા લઉં છું."

યુવરાજે ઉત્તર દીધો: "તમારી સાથે પુનઃ ક્યારે સાક્ષાત્કાર થશે તે શી રીતે કહી શકાય?"

કિશોરી: "સાક્ષાત્કારની સતત ઇચ્છા થયા કરે તે સ્વાભાવિકજ છે પરંતુ યુવરાજ, હું કુલિન કામિની છું—"

યુવરાજ: "માર્ગમાં શત્રુઓનો નિવાસ છે. માટે ચાલો, હું તમારી સાથે આવું છું."

કિશોરી: "હું જૂદેજ માર્ગે જઇશ."

યુવરાજ: "કિલ્લા તરફ નહિ જતાં હું તમારી સાથે જૂદેજ માર્ગે આવું છું."

કિશોરીએ નીચે મસ્તકે કેટલીક વાર સુધી વિચારો કર્યા. ત્યાર પછી કહ્યું: "આપના આશિર્વાદથી ઉર્મીલાકુમારી કદી કોઇનો ભય રાખે એમ નથી."

અમરસિંહ તેનો ઉત્તર સાંભળી તેના સુંદર વદનમંડળ સ્હામું જોઇ રહ્યા. કિશોરી તેમના મુખ સ્હામું જોતી ઉભી હતી. ત્યાંથી એકાએક આગળ ચાલવા લાગી. તેમ છતાં વારવાર પાછું વાળી અમરસિંહના તરફ જોતી હતી. અમરસિંહે બહુ વાર સુધી સ્થિર નેત્રે કિશોરીના જવાના માર્ગ તરફ જોયાં કર્યું. અંતે દીર્ઘનિઃશ્વાસ નાંખી ચાલવા માંડયું. તે મન સાથેજ બોલ્યો: "કુમારી ઉર્મીલા! તે કદી પણ માનવી હોઇ શકે નહિ! તે દેવી છે દેવી!"

અમરસિંહે વૃક્ષ નીચેથી ઘોડો છોડી લાવી સ્વારી કરી. મધ્યરાત્રે, જનશૂન્ય અરણ્યમાર્ગે, વીર અમરસિંહે એકલાએજ પ્રયાણ કર્યું. તે સમયે બાહ્ય પ્રકૃતિ તેના હૃદયમાં પ્રવેશ કરી શકતી નહોતી. સંસાર, યુદ્ધ, યવન, ધર્મ અને સ્વદેશ, એ સર્વ રાજકુમાર આ સમયે ભૂલ્યો છે! આ સમયે માત્ર એકજ વિષયની ચિન્તામાં તેનું મન રોકાયું છે. કુમારી ઉર્મીલા

સંબંધી અનેક વિચારો તેના હૃદયમાં ઉદયાસ્ત પામે છે. તે દિવસથી અમરસિંહના હૃદયમાં, એકાએક વિજળીનો પ્રવાહ વહેવા લાગ્યો. તે દિવસથી અમરસિંહે પોતાનુ ચિત્ત ખોઇ દીધુ. તેજ દિવસથી તેના ચિત્ત ઉપર કોઇ અન્ય મનુષ્યે અધિકાર જમાવ્યો !

# પ્રકરણ ૧૨ મું.

## યુવક-યુવતી.


ધ્યાહ્નનો સમય થયો છે. સખ્ત તાપથી તપેલી પૃથ્વી જાણે ચમ્ ચમ્ કરી રહી છે. સૂર્યનાં પ્રચણ્ડ કિરણો ભડભડતા અગ્નિ જેવાં જણાય છે. પક્ષીઓ વૃક્ષનાં શીતળ પલ્લવમાં ભરાઇ ગયા છે. ભાગ્યેજ માર્ગમાં કોઇ મનુષ્ય જતું જણાય છે. પૃથ્વી બળી બળી થઇ ગઇ છે ! ઘરની ભીંતો, છાપરાનાં નળીયાં, મહાલયનાં ઝરૂખાં, અને પહેરવાનાં વસ્ત્રો ખીંટીએ હોવા છતાં બળ્યાં બળ્યાં થઇ રહ્યા છે ! જ્યાં ત્યાં તાપ, તાપ ને તાપ ! ઠંડી જગ્યામાં બેઠેલાં મનુષ્યોના શરીર ઉપરથી પરસેવાના રેલા ચાલ્યા જાય છે ! અસહ્ય તાપથી ઘોડીઆમાં પડેલાં બાળકો ચીસે ચીસ પાડી રહ્યાં છે ! બાપ રે ! આજના સખ્ત તાપથી સમસ્ત જીવ જંતુઓ ગભરાઇ ઉઠયાં છે !

આ સમયે કુમાર રત્નસિંહ, દેવલવર નગરના રાજદ્વારમાં આવી ઉભા રહ્યા. પાંચ વર્ષ થયાં, મહારાણા અથવા તેમના ખંડીયા રાજાઓ, દેવલવરરાજ સાથે મિત્રતાનો સબંધ રાખતા નહોતા. અનેક કારણોને લીધે, મહારાણા, વૃદ્ધ દેવલવરરાજ ઉપર ક્રોધે ભરાયા હતા. જે કારણને લીધે તેમને ક્રોધ ચઢયો હતો તેજ કારણને લીધે તેમના ખંડીયા રાજા વગેરે આપ્ત જનોને પણ તેના પર ક્રોધજ હતો, પરંતુ હમણાં તેમના વચ્ચેનો કલેશ દૂર થઈ બન્ને વચ્ચે સ્નેહ બંધાયો છે. વૃદ્ધ રાજા ઉપર દયા લાવી મહારાણાએ તેને મિત્ર રૂપે સ્વિકાર્યો છે. તેથી હમણાં તેના ઉપર

કોઇની અવકૃપા નથી. મહારાણાની અપ્રીતિ ઉત્પન્ન થતાં પહેલાં રત્નસિંહ પ્રસંગોપાત દેવલવર જતા હતા, પરંતુ મહારાણાની અપ્રીતિ થઈ ત્યારથી પાંચ વર્ષ સુધી કોની મકદૂર હતી કે તેની સાથે મિત્રતા રાખે? પાંચ વર્ષ પછી આજે રત્નસિંહે દેવલવર નગરના રાજદ્વારમાં આવી દ્વારપાળને પૂછ્યુ કેઃ "રાજા ક્યાં છે?"

દ્વારપાળે સવિનય ઉત્તર દીધો "રાજાજી તો ત્રણ દિવસથી આ સ્થળે નથી. ક્યાં ગયા છે તે અમે જાણતા નથી."

કુમારે કહ્યુંઃ "તેઓ આજે આવવાના છે એવું સાંભળ્યુ હતું. કેમ આવ્યા નહિ તે સમજી શકાતું નથી."

ક્ષણ વાર વિચાર કર્યા પછી પુનઃ બોલ્યાઃ "હુ થોડોક વખત અહિં જ વિશ્રામ કરીશ."

દ્વારપાળે કહ્યુઃ "કૃપા કરી મ્હારી સાથે આવો." એમ કહી તે રત્નસિંહને રાજમેહેલમાં લઈ ગયો.

કુમાર રત્નસિંહે મહેલમાં પ્રવેશ કર્યો. તેમને જોતાંજ દેવલવર રાજાના મુખ્ય પ્રધાને તેમનો આદર સત્કાર કર્યો અને એક દિવાનખાનામાં ઉતારો આપ્યો. દિવાનખાનામાં એક પલંગ હતો. રત્નસિંહે તેના ઉપર વિશ્રામ કર્યો. બે સેવકોએ આવી તેમને પવન નાંખવા માંડયો. કુમાર ધીમે ધીમે ત્યાંજ નિદ્રાવશ થઇ ગયા, સાંજ પડવા પહેલા કુમાર જાગ્રત થયા. નેત્ર ઉઘાડીને જોતા જણાયુ કેઃ સન્ધ્યા સમય થવા આવ્યો છે. રાજા વગરના મહેલમાં વધારે વખત થોભવુ ઉચિત નહિ જાણી કુમારે હાથ મુખ ધોઇ ત્યાંથી જવાની તૈયારી કરી. એ સમયે એક દાસીએ આવી કહ્યુંઃ "કુમારી યમુનાદેવીએ કહાવ્યુ છે કે તેમના પિતા દેવલવરરાજ કંઈ કામને લીધે વિદેશ ગયા છે. આપના આગમનથી આ ભુવન પવિત્ર થયું છે. આપનુ સન્માન કેવી રીતે કરવુ તે તેઓ જાણતાં નથી. જેથી ક્ષમા કરશો."

કુમારે દાસીને પૂછ્યુઃ "યમુના કુમારીની તબીયત કેવી છે?"

દાસીઃ "સારી છે મહારાજ."

કુમારઃ "કુમારીના સૌજન્યથી મ્હને ઘણો આનંદ થયો છે. આજકાલ

અમારી જે સ્થિતિ છે તે દેવલવર-રાજ-તનયાથી અજાણ્યું નથી. હું તેજ કારણથી હમણાં તેમની પાસેથી જવાની રજા લઉં છું."

દાસીએ કહ્યું: "મહારાજ! હું રાજકુમારીને આપના સમાચાર કહી હમણાંજ પાછી આવુ છું."

એમ કહી દાસી અંતઃપુરમાં ગઇ. ત્યાંથી પાછી આવી અને રાજકુમારને કહ્યું: "યુવરાજ! સન્ધ્યા સમય થયો છે. રાત્રિના અંધકારમાં આપને મુસાફરી કરવી કઠીન થઈ પડશે, તેથી રાજકુમારીની પ્રાર્થના છે કે: "આપે આપનાં પદાર્પણ કરી જેઓને પરમ આનંદિત કર્યા છે તેઓનુ આતિથ્ય ગ્રહણ કરી પવિત્ર કરો."

કુમારે થોડો સમય વિચાર કર્યા પછી કહ્યું: "દાસી, રાજકુમારીને કહો કે તમારી એવીજ ઇચ્છા છે તો આજની રાત્રિ પુજ્યપાદ દેવલવર રાજના ભવનમાંજ વ્યતીત કરીશ. વળી યમુના દેવીનો યત્ન અને આગ્રહ!"

દાસીએ વચમાં કહ્યુ: "રાજપુત્ર! રાજકુમારી આપનેજ યત્ન આગ્રહ કરે છે એમ નથી. અતિથિ સત્કારનુ કાર્ય તેમને અત્યંત પ્રિય છે. મહારાજનુ અર્ધું ઘર કામ કુમારીબા ઉપાડી લે છે. રાજ્યનાં દીન, દુઃખી, દરિદ્ર, આશ્રિત આદિ જનો તેમને સાક્ષાત્ લક્ષ્મી સ્વરૂપ, અન્નપૂર્ણા જાણે છે."

રત્નસિંહે ઉત્તર દીધો "શા માટે નહિ દાસી? દેવલરાજ ધર્મ પરાયણ છે, તેમની કન્યા પણ તેવીજ હોવી જોઇએ. કુમારીમાં એટલા બધા સદ્‌ગુણ જાણી મ્હને અત્યંત આનંદ થાય છે. હું કુમારીથી અજાણ્યો નથી. પૂર્વે હું આ સ્થળે હમેશાં આવ જા કરતો હતો. ગત પાંચ વર્ષથી આ સ્થળે આવ્યો નથી. શા માટે નથી આવ્યો તે કુંવરી સારી પેઠે જાણે છે."

દાસીએ બે હાથ જોડી કહ્યું: "એ વાત તો આ દાસીથી પણ અવિદિત નથી મહારાજ."

એમ કહી દાસી ત્યાંથી ચાલી ગઇ. અંતઃપુરમાં જઇ પાછી આવી અને કહ્યું: "સાયંસન્ધ્યાની સર્વ સામગ્રી તૈયાર છે. આપ પધારો એટલીજ વાર."

દાસી આગળ ચાલી. કુમાર તેની પાછળ ચાલ્યો. એક મ્હોટા સુ-

સજ્જિત દિવાનખાનામાં સંધ્યાવંદન કરવાની સર્વ સામગ્રી તૈયાર હતી. કુમારે ત્યાં જઇ ભક્તિ ભાવપૂર્વક આહ્નિક–ઉપાસના સમાપ્ત કરી. દાસીએ તરતજ એક સુવર્ણ પાત્રમાં નાના પ્રકારનાં સ્વાદિષ્ટ મિષ્ટાન્નો લાવી કુમાર સમક્ષ મૂક્યાં. થોડીવારમાં રૂપ લાવણ્યનો ભંડાર, રાજકુમારી યમુના પણ ત્યાં આવી પહોંચી.

યમુના સોળ વર્ષની યુવતી હતી. તેના માંસલ હૃષ્ટ પુષ્ટ, સુકોમળ શરીર ઉપર રૂપ લાવણ્ય પ્રકાશિત થઇ રહ્યું હતું. ચંપકવર્ણ, મુક્તામાળા ગુંથેલા કાળા, ચળકતા અને લીસા વાળની લટો પીઠ ઉપર લટકતી હતી, અણીઆળાં, ગોળ મ્હોટાં નેત્રો, સ્થિર, શાંત, ઉજ્વળ અને અસાધારણ બુદ્ધિનો પરિચય આપતાં હતાં. નેત્રની વચમાં બે તારા ચળકતા હતા. સુંદર સુકોમળ તીણું નાક, એક તરફથી વિંધેલું હતું, તેમાં મૂલ્યવાન મોતીની નાજુક વાળી લટકી રહી છે. બે કાનમાં હિરાજડિત કર્ણફુલ ધારણ કર્યાં છે. શંખચુડ જેવું મનોહર ગળુ, તેમાં હિરા, મુક્તાજડિત સુવર્ણ કણ્ઠહાર ચળકી રહ્યો છે. બન્ને સુડોળ સુકોમળ ગોળ હાથમાં પહેરેલાં હિરક કંકણો શરીરની શોભા, સુંદરતામાં વધારો કરે છે. શરીર પર ધારણ કરેલુ સુંદર વસ્ત્ર તેના વદનમણ્ડલને અતિ આકર્ષક અને મનોહર બનાવી રહ્યું છે.

યમુના એ દેવલવરના રાજાની એકની એક કન્યા હતી. સો પુત્રોથી તેમને જે આનદ ના મળત તેથી અધિક આનંદ માત્ર આ એક કન્યાથી તેમને મળે છે. રાજકુમારી પિતાના રાજકાર્યની સહાયક, આનંદનુ કારણ, વિપદ્‌માં બુદ્ધિ, અને ગૃહકર્મમાં સર્વોપરી સ્વરૂપ હતી યમુનાની પાંચ વર્ષની વય થઇ તે સમયે તેની માતા તેને આ લોકમા મુકી સ્વર્ગસ્થ થઇ હતી. તેના પિતાએ બીજી વખત લગ્ન કર્યું નહિ. યમુના માતૃહીન અને તેમાં પણ એકનું એક સન્તાન હતી. વળી તેનામાં અનેક સદ્‌ગુણોએ તેના શરીર–મનમાં નિવાસ કર્યો હતો. તેથીજ તે પિતાની અસાધારણ સ્નેહપાત્ર થઇ પડી હતી.

કુમારી યમુના, લજ્જાને લીધે નીચું મુખ રાખી ત્યાં આવી પહોંચી. તે મનોહર, સુંદર મુખ જોતાંજ રત્નસિંહ મોહ પામ્યો ! તેણે જોયું કે પોતાની પંદર વર્ષની વયે દીઠેલી અગીઆર વર્ષની યમુના આજે સંપૂર્ણ યુવતી

થઇ છે. તેણે હમણાં યૌવનના સૌગંધપૂર્ણ-પુષ્પમય માર્ગમાં પ્રવેશ કર્યો છે. તે સમયે યમુના બાલિકા હતી. તે સમયે તેના મુખ ઉપર સરલ હાસ્ય ફરકતુ હતું. તે સમયે યમુના દોડતી આવી રત્નસિંહના બે હાથ વચ્ચે ભરાઇ જતી હતી. તે સમયે યમુના રત્નસિંહના ખોળામાં બેસી કેટલાએ પ્રશ્ન કરતી હતી. તે સમયે યમુનાની કોમળ દેહલતા રમતાં રમતાં રત્નસિંહના ખોળામાં પથરાઇ જતી હતી અને આજે? આજે તેજ યમુના મૃદુ મંદહાસ્ય કરે છે. આજે તેના મુખ ઉપર લજ્જાએ ઘેરો ઘાલ્યો છે. આજે કોણ જાણે કઇ અદ્રષ્ય શક્તિએ તેના બન્ને પગને આગળ વધતા અટકાવ્યા છે. આજે તે એકદમ દોડતી રત્નસિંહના બે હાથ વચ્ચે ભરાઇ જતી નથી. આજે તે રત્નસિહના ખોળામાં વૃક્ષલતિકા પેઠે સુઇ જતી નથી! આજે તે ડાવકી બની છે. આજે તે ગંભીર બની છે. આજે તે શાણી બની છે. આજે તે યુવતી થઇ છે તેથીજ એ બધું તેના શરીર-મનમાં આવી એકત્ર થયુ છે! રત્નસિંહ આજે રમતીઆળ બાળક નથી. પાંચ વર્ષ પહેલાં રમત એજ જેનું મુખ્ય કાર્ય હતું તે આજે માતૃભૂમિના કલ્યાણ માટે, સ્વદેશ-મેવાડના ઉદ્ધાર માટે વ્યાકુળ થઇ રહ્યા છે. પાંચ વર્ષ પ્હેલાં જેઓને બાળક, બાલિકા કહેવામાં આવતાં તે બન્ને આજે યુવક અને યુવતી બન્યાં છે.

યમુના, નીચું મુખ રાખી, લજ્જાને લીધે ૠ્રગ સંકોચી પરમ રમણીય ભાવે ઉભી રહી છે. દિવાલ ઉપર લટકતા દીપકમાંથી નિકળતો પ્રકાશ, યમુનાના કાનના હીરા પર, નાકનાં મોતી પર, અને ગળામાં પહેરેલા મણિમુક્તાના હાર પર પડી સર્વત્ર પ્રતિબિંબિત થવાથી, સુંદરી યમુનાની સુંદરતામાં અતિ વૃદ્ધિ કરવા લાગ્યો. રત્નસિંહ ત્યાં શા માટે બેઠો હતો તે પણ ભૂલી ગયો! રાજકુમારી શા માટે ત્યાં આવી છે તે કહી શકી નહિ! બન્ને એક બીજાને ઓળખે છે છતાં આજે જાણે નવીન-પ્રથમ જ-મળ્યાં હોય તેમ અજાણ્યાં થઈ ગયાં છે! તેમના સમય-ભાણ્ડારમાંથી પાંચ વર્ષ ચોરાઈ ગયાં છે! તેથીજ તેઓ એકબીજા સાથે બોલતાં સંકોચાય છે. પૂર્વે જે બાળક અને બાલિકા હતાં તે આજે યુવક અને યુવતી થયાં છે.

કેટલીક વાર પછી રત્નસિંહે કહ્યું: "કુમારી ! શું તમે મ્હને ઓળખી શક્યાં નથી ?"

યમુનાએ નીચું મુખ રાખી શરમાતાં શરમાતાં ઉત્તર દીધો: "આપે ઘણે દિવસે અમારૂં મહાલય પવિત્ર કર્યું."

રત્નસિંહ: "શું તેથીજ તમે મ્હને ભૂલી ગયા છો ?"

કુમારીએ મંદહાસ્ય કરતાંજ ઉત્તર દીધો: "ખરૂં જોતાં તો આપજ અમને ભૂલી ગયા હતા. પ્રથમ તો આપને આ સ્થળે નિવાસ કરવાનો આટલો આગ્રહ કરવો પડતો નહતો."

રત્નસિંહ: "દેશમાં જે તોફાન ઉઠયુ છે અને અમારી જે સ્થિતિ થઇ છે તે તો તમે જાણો છો."

કુમારી: "ગમે તેમ હોય તોપણ એક વખત દર્શન દીધા વગર બહારો-બહાર ચાલ્યા જવુ એ તો જાણે પરસ્પર કંઈ ઓળખાણ જ ના હોય એમ કહેવાય."

રત્નસિંહનો અપરાધ હતો તેથી તેનો જ પરાજય થયો. એ સમયે દાસી સ્ત્રી આવી પહોંચી. યમુનાએ તેને કહ્યુ: "કુસુમ ! પિતા ઘેર નથી તેથી કુમારના જેવા મ્હોટા પુરૂષનુ યોગ્ય આદરાતિથ્ય થતુ નથી. કોણ જાણે આપણા કેટલાએ અપરાધ થતા હશે ?"

રત્નસિંહે કહ્યું: "તમે મ્હારી સાથે અત્યંત શિષ્ટાચાર દર્શાવ્યો છે. એક રાજાને છાજે એવું દરેક આદરાતિથ્ય કર્યુ છે. મ્હને દરેક પ્રકારનુ માન આપ્યું છે. કુમારી, રાજાજીની ગેરહાજરીમાં તમે તેમની ગરજ સારી છે. ધન્ય છે ત્હમારા આતિથ્ય સત્કારને ! તમે તો મ્હને નવીન પ્રકારનું જ માન આપ્યું છે."

યમુના: "નવીન કેમ રાજકુમાર ? આપ તો તદ્દન અપરિચિત–પ્રાહુણા છો તેથી એટલું માન આપવું ઘટે."

રાજકુમારનો પરાજય થયો. રત્નસિંહે કહ્યુ: "પાંચ વર્ષથી આ સ્થળે આવ્યો નહોતો તેથી એકાએક આવતાં કદાચ ત્હમે મ્હને ઓળખી ના શકો તો પછી—?"

રાજકુમારીએ વચમાંજ ઉત્તર દીધો: " જેઓ પોતાનો સ્નેહ શિથિલ થએલો માને છે તેઓ અન્યનો સ્નેહ દ્રઢ છે એમ જાણતા નથી. આપને પાંચ વર્ષ પછી ના ઓળખી શકુ ?

રત્નસિંહનો ત્રણ વખત પરાજય થયો. તેણે ધાર્યું હતું કે: આટલા બધા દિવસ પછી રાજમેહેલમાં જતાં દેવલવરરાજની સમક્ષમાંજ કુમારી સાથે વાતચિત થાય તો તેજ યોગ્ય કહેવાય. કારણ કે એટલા સમયમાં કુમારીનુ વય વધવા સાથે કદાચ તેના મનમાં પણ અનેક ફેરફારો થયા હશે. કદાચ બાલિકા યમુના સાથે યુવતી યમુનાના માનસિક વિચારો બદલાયા હશે. દેવલવરરાજ મહેલમા નહિ હોવાથી કુમારે યમુનાને મળવાની માંગણી કરી નહોતી તેથીજ યમુના તેને અત્યારે આટલો બધો ઠપકો દેછે. યમુનાએ કહ્યું: "આપ જરા નાસ્તો કરી લ્યો. રાત્રિનુ ભોજન તૈયાર થાય છે."

રત્નસિંહે વિચાર્યું કે: " યમુનાએ ઘણો ઠપકો દીધો છે—લજ્જાયમાન કર્યો છે. ત્યારે હવે હુ પણ એને એક બાબત યાદ કરી આપુ. શા માટે છોડું ? " તેણે કહ્યું: "દેવલવર-રાજકુમારી, જેઓ રાજવાડાના સમસ્ત નિયમો જાણે નહિ અથવા જાણ્યા છતાં તેનુ પાલન કરે નહિ એ તો આશ્ચર્યજ."

કુમારીએ શંકા પામી કુમારના મુખ તરફ જોયુ. તેના કાનમાંનું હીરાજડિત કર્ણફુલ હાલવા લાગ્યુ. એ અપૂર્વ શોભા જોઇ કુમારનું ચિત્ત ત્યાંજ ચોંટયું. થોડી વારે ઉત્તર દીધો: " અમે મહારાણાની પ્રતિજ્ઞા અને આજ્ઞાનુસાર પત્રાવળીમાં ભોજન કરીએ છીએ. એ શુ તમે જાણતાં નથી ?"

એ શબ્દો સાંભળતાંજ કુમારી ચમકીને બે પગલાં પાછાં હઠી ગઇ, અને ઉંચે દ્રષ્ટિ કરી ગદ્‌ગદ્ સ્વરે કહ્યું: " ભગવન્ ભૈરવેશ ! તમેજ જાણો છો કે આ હ્રદયમાં મહારાણા પ્રતાપના આદેશ અને પ્રતિજ્ઞાનુ કેટલુ મૂલ્ય છે ? મ્હારૂ ક્ષુદ્ર જીવન સમર્પણ કરી દઉ તો પણ મહારાણાની આજ્ઞાનુ ઉલ્લંઘન કરતાં જે પાપ થાય તેનું યોગ્ય પ્રાયશ્ચિત થઇ શકે નહિ." રાજકુમાર તરફ જોઇને કહ્યું: " માતૃભૂમિનુ સન્માન જાળવવા અને તેને સ્વતંત્ર રાખવા માટેજ મહારાણાની પ્રતિજ્ઞા છે, તે હુ જાણું છુ. પરંતુ ક્ષમા કરો રાજકુમાર ! મ્હારી ભૂલ થઇ નથી પરંતુ દાસીની ભૂલ થઇ છે. ગમે તેમ

થયું છતાં અપરાધ મ્હારોજ કહેવાય, માટે મ્હનેજ ક્ષમા કરો. મહારાણાની આજ્ઞા શિરોધાર્ય. દેશના કલ્યાણને માટે ગમે તેવી કઠિન પ્રતિજ્ઞા હોય તો પણ તેનું પાલન થવુંજ જોઇએ."

કુમારે મનમાંજ કહ્યું કે: "એક સુકોમળ રાજકુમારીના કોમળ અંતઃકરણમાં પણ રાજભક્તિ અને સ્વદેશ પ્રેમની અનંત લહરો રેલાઇ રહી છે. ધન્ય છે રાજકન્યા! ધન્ય ત્હારો દેશ પ્રેમ! આ દેશ કદી પણ અધોગતિને પામશે નહિ."

દાસીએ તરતજ એક પત્રાવલી લાવી રાજકુમારની પાસે મૂકી. યમુનાએ પાત્રમાંની ભોજન સામગ્રી પત્રાવળીમાં પીરસી અને સુવર્ણપાત્ર વેગળું હડસેલી મૂક્યું. આહાર સમાપ્ત થયો. રત્નસિંહે રાત્રે ભોજન કરવાની ના પાડી. વાર્તાલાપ ચલાવ્યો: "રાજકુમારી! ઘણે દિવસે તમારાં દર્શન કરવાથી બહુ આનંદ થયો."

કુમારીએ ઉત્તર આપ્યો નહિ. તેણે મુખ સહજ ઉંચુ કરી, પ્રીતિપૂર્ણ દ્રષ્ટિએ રત્નસિંહના મુખ સ્હામે જોયું. તે દ્રષ્ટિએ રત્નસિંહને અનેક ઉત્તર આપી દીધા! ખિલેલા કમળ જેવું સુંદર મુખ જોતાં જોતાં રત્નસિંહ લુબ્ધ થયો.

રત્નસિંહે કહ્યું: "કાલે પ્રાતઃકાળમાં જવાની અત્યારથીજ રજા માગુ છું. કદાચ પુનઃ તમારાં દર્શન થાય કે ના થાય."

કુમારી: "ન કેમ થાય?"

રત્નસિંહ: "જે ભયંકર યુદ્ધ થવાનુ છે, તેમાં કોણ મરશે અને કોણ જીવશે તે શી રીતે કહી શકાય? એક તરફ અકબરશાહનુ સમુદ્રની ઉછળતી છોળો જેવુ વિશાળ લશ્કર, બીજી તરફ મહારાણાનુ તેનાથી ઓછું લશ્કર છતાં રાજપૂતોના હૃદયનો ઉત્સાહ, મેવાડને સ્વતંત્ર રાખવાની ઉગ્ર ઉત્કંઠા અને સ્વધર્મ જાળવવાનો સુદ્રઢ પ્રયાસ જોતાં મેવાડનોજ જય થાય એવું અનુમાન થાય છે પરંતુ અનેક યોદ્ધાનો ભોગ અપાશે એ તો નિશ્ચયજ!"

રાજકુમારી હોઠે આંગળી લગાડી સ્તબ્ધ થઈ ઉભી હતી. તેણે ધીમે ધીમે ઉત્તર દીધો: "ભવાનીની કૃપા વડે મેવાડનો જ જય થશે."

કુમાર ઉભો થયો. કુસુમ તેને બહાર લઈ ગઇ. બહાર આવતાં જ મહેલના મુખ્ય સરદારે તેને નમન કરી એક સુસજ્જિત દિવાનખાનામાં લઈ ગયો. દિવાનખાનામાં અન્ય સામગ્રી સાથે એક પલંગ પડયો હતો. તેના-પર ઘાસની પથારી પાથરી હતી. કુમાર તે ઉપર આડો પડયો. સરદાર તેની પાસે ભોંય પર બેઠો અને મહારાણા, યુદ્ધ, યવન ઇત્યાદિ અનેક વિષય સંબંધી વાર્તાલાપ કરવા લાગ્યો. ધીમે ધીમે રાત્રિ અધિક થઇ. સરદાર તેની રજા લઇ ચાલ્યો ગયો. કુમારે શયન કર્યું. કોને માટે ? નિદ્રાને માટે કે વિચારોને માટે ? જેને તે હમેશાં મળતો હતો તેને આજે પાંચ વર્ષ પછી જોયાથી તરવારના વ્યવસાયી યુવકના હૃદયમાં એક અપૂર્વ ભાવનાનો સંચાર થયો હતો. આજે તેની શય્યા, વિચારનું સદન બની ગઈ. આજે તે સંસારને નવીન નેત્રે જોવા લાગ્યો. આજે કુમારી યમુના, તેના અંતરમાં અને બહાર વિરાજી રહી હતી. નેત્ર ઉઘાડતાં કુમારીનાંજ મુખનાં દર્શન થાય છે ! નેત્ર મિચતાં તેજ કુમારીની મનોહર પ્રતિમા હૃદયમાં દર્શન દે છે ! આજે કુમારને બરોબર નિદ્રા આવી નહિ. એક બીજા નિર્દોષ પ્રાણીના હૃદય-માં પણ આજે ઉથલ પાથલ થઇ રહી હતી. આજે તેનું શાંત જીવન અશાંતિમય બન્યું હતું ! આજ તેના સ્વચ્છ હૃદયમાં કોઈની મૂર્તિનું ચિત્ર ચિતરાયું હતું. આજે તેને પણ શાંત નિદ્રા આવી નહિ. તે પ્રાણી કોણ ? તે રાજકુમારી યમુના.

રાત્રિનો અંધકાર દૂર થયો છે. આકાશમા હજુ બે ચાર તારાનાં દર્શન થાય છે. બે ચાર પક્ષીઓ માળામાંથી ડોકાં કહાડી મધુર સંગીત કરી રહ્યાં છે. હજુ સૂર્ય નારાયણના દર્શન થયા નથી. હજુ જગત્‌જનો સંસાર વ્યવ-હારમાં પડયા નથી. માત્ર દેવાલયમા શંખનાદ અને ઘંટનાદ-થાય છે. હજુ પરોઢીઉજ છે. રત્નસિંહે શય્યા ત્યાગ કરી પ્રાતઃકૃત્ય કરી લીધું. વસ્ત્રો ધારણ કરી દિવાનખાનામાંથી બહાર નિકળતાંજ તેણે જોયું કે સ્હામે યમુના અને તેની પાછળ કુસુમ ઉભી છે. યમુના પ્રેમ ભરેલે નેત્રે કુમાર સ્હામું જોઈ રહી. કુમારે નમ્રભાવે જવાની રજા માંગી. તેથી યમુનાનાં સુંદર નેત્રને ખુણે બે ઝીણાં મુક્તાફળે દર્શન દીધાં ! કુમારે પ્રેમ ભરેલા શબ્દો વડે આશ્વાસન

આપણે પ્રમાણ કર્યું. ઇતિહાસમાં એ વૃત્તાન્ત લખ્યું નથી પરંતુ અમે સાંભળ્યું છે કે બન્નેનાં હૃદય પ્રેમથી ઉછળતાં હતાં. બન્ને ભાન ભૂલ્યાં હતાં. પ્રેમે તેમનાં નેત્ર, જીભ અને મન ઉપર એટલો બધો અધિકાર જમાવ્યો હતો કે જેથી તેઓ પણ પોતપોતાનો ધર્મ ભૂલ્યાં હતાં! વિદાય થતી વખતે રત્નસિંહે "પત્તન નગર જઇશ." એવું કહેવાને બદલે "પ્રતાપસિંહ નગર જઇશ." એવું કહી દીધું હતું! પ્રેમનો એવોજ ધર્મ છે. તે એક પ્રકારનો અજબ નિશો ચડાવે છે! તે દેહનું ભાન ભૂલાવે છે! અને તે સંસારમાં સર્વત્ર પોતાના "પ્રેમી" નાંજ દર્શન કરાવે છે! અરે કહો કે ઉભયને ગાંડાં બનાવે છે! રત્નસિંહ તેવાજ પ્રેમમાં સપડાયો હતો. રાજકુમારી પાસેથી વિદાય થયા પછી પણ તેનું ચિત્ત પરવશજ હતું. માર્ગમાં ઘોડાને અવળે માર્ગેજ ચઢાવી દીધો હતો. ઘણી વારે તેને તેનું ભાન થયું હતું! કુસુમે લોકોને કહ્યું હતું કેઃ "રત્નસિંહના ચાલ્યા ગયા પછી રાજકુમારી યમુના દેહનું ભાન ભૂલી હતી! તેણે કુસુમનેજ ચાર પાંચ દિવસ સુધી "રાજકુમાર, રાજકુમાર" કહીને બૂમ પાડી હતી! અને પોતાના ન્હાનકડા પ્રિય હરણને ત્રણ દિવસ સુધી આહાર આપ્યો નહોતો! ધન્ય પ્રેમ!

ગમે તેમ હો પણ આ વાત માત્ર અમે સાંભળી છે. ઈતિહાસમાં તેનું પ્રમાણ નથી. પ્રેમને વળી પ્રમાણ શાં?

## પ્રકરણ ૧૩ મું.

### મસ્તક-વેદના.



ઉદયસાગરની આસપાસ, પત્થરની અતિ ઉચ્ચ દિવાલ છે. તેને પશ્ચિમ કિનારે પચાશેક તંબુ સ્થાપવામાં આવ્યાં છે. તેમાંના બે તંબુઓ ઉત્કૃષ્ટ બનાત વડે રચવામાં આવ્યાં છે. તેના ઉપર શોભીતા સુવર્ણ-કલસ, સૂર્યનાં કિરણો વડે ઝળકી રહ્યા છે. તંબુ ઉપર બાદશાહનું નિશાન પતપત્ શબ્દ કરતુ ઉડી રહ્યું છે. અન્ય તંબુઓ વિશેષ

સુંદર નથી. બાદશાહ અકબરનો પ્રધાન સેનાપતિ મહારાજા માનસિંહ, સોલાપુર જય કરીને આવતો હતો. ઉદયપુરની પાસે આવતાંજ, મહારાણા પ્રતાપસિંહને મળવાની તેમે ઇચ્છા થઈ. તેની એ છાવણી હતી. ઇતિહાસ પ્રેમી મનુષ્યો જાણે છે કે: માનસિંહે, બાદશાહ અકબરના પુત્ર સલિમ સાથે પોતાની ભગિનીનો વિવાહ કર્યો હતો ! તેથી રાજપૂતો તેને અતિશય તિરસ્કારની દ્રષ્ટિએ જોતા હતા, અને દેશવિદેશમાં સર્વત્ર તેમે અત્યંત ધિક્કાર-ફિટકારે મળતો હતો ! તે ઉચ્ચ વંશનો હોવા છતાં, તેના સ્વજાતી બંધુઓ તેને પતિત, ધર્મભ્રષ્ટ, અને કલંકિત કહી તેની નિન્દા કરતા ! અસાધારણ બુદ્ધિમાન માનસિંહ, જન સમાજનો મનોભાવ જાણવા અશક્ત નહોતા. તેને મળેલું કલંક દૂર કરવાનો માત્ર એકજ ઉપાય હતો. તે ઉપાય મહારાણા પ્રતાપસિંહની કૃપા ! મહારાણા રાજપૂત કુળમાં સૂર્ય સમાન હતા. તેમનુ કાર્ય અથવા તેમની ઇચ્છામાં દોષ બતાવે, એવું કોઈ સાહસ કરી શકે તેમ ન હતું. અરે ! એવી કોઇને બુદ્ધિ પણ સુજે એમ નહોતું ! મહારાણા પ્રતાપસિંહ માનસિંહ સાથે એક પંક્તિમાં બેસી ભોજન કરે તો પછી કોની મકદૂર છે કે તે માનસિંહ-નો તિરસ્કાર કરે અથવા તેને ધર્મભ્રષ્ટ કહીને ધિક્કાર આપે ! એવા અનેક વિચારો કરીને જ માનસિંહે નિશ્ચય કર્યો કે: "મહારાણાને ત્યાં અતિથિ થઇને જવાથી અવશ્ય તેઓ દયા કરશે. માનસિંહે દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી કે મહા-રાણાની કૃપા મેળવવી જ. સમસ્ત રાજપૂત જાતિનો ધિઃક્કાર, તિરસ્કાર, અપમાન અને નિંદા હવે સહન થતી નથી ! જે ભૂલ થઈ તે તો થઈ. ભવિષ્યમાં તેમ ન બને તેની સાવચેતી રાખવી. ગમે તેમ થાય પણ હવે તે કલંક ધોઇ નાંખવું. મહારાણાની કૃપા મેળવી રાજપૂત જાતિને દેશના કલ્યાણનાં કામોમાં મદદ કરવી. મેવાડને સ્વતંત્ર બનાવવું અને સિસોદીયા કુળનું મુખ ઉજવળ રાખવું !"

માનસિંહે છાવણીમાંથી ઉદયપૂર સમાચાર કહાવ્યા કે: તેમને મહા-રાણાનાં દર્શન કરવાની ઇચ્છા છે અને હમણાં તેઓ તેમના દ્વારમાં અતિથિ સ્વરૂપ આવી ઉભા છે આ સમાચાર સાંભળતાંજ ધર્મભીરૂ, અતિથિ વત્સલ મહારાણા પ્રતાપસિંહ, પોતાના પુત્ર અમરસિંહ સહિત ત્યાં આવી પહોંચ્યા

અને માનસિંહનો આદર સત્કાર કર્યો. સંપૂર્ણ વિરૂદ્ધ વિચારના બન્ને મનુષ્યોનો મેળાપ થયો છે. એક મનુષ્ય, ગૌરવ અને તેજ વિક્રય કરી, ધન, સમ્પત્તિ અને સત્તા પ્રાપ્ત કરી ' આનન્દ પામે છે અને બીજો મનુષ્ય, ધન, સમ્પત્તિ અને સત્તાને તુચ્છ જાણી પોતાના અસીમ બળ–ગૌરવ અને તેજના બળવડે બળવાન બની, પોતાની સ્વતંત્રતામાંજ આનંદ માને છે ' એક મનુષ્ય, અતિ પ્રતાપી મોગલ બાદશાહના જમણા હાથ સ્વરૂપ થઇ તેમની વિપત્તિમાં સહાય કરે છે, આનંદમાં સુહૃદ બંધુ સમાન છે, મંત્રણામાં સચિવ જેવો છે અને અભ્યુદયનુ મૂળ થઈ પડયો છે! ત્યારે બીજો મનુષ્ય, બાદશાહનો પરમ શત્રુ, તેની પદવીનુ અપમાન કરનાર, તેનો પ્રતાપ જોઈ ઇર્ષ્યા કરનાર, અને તેનો અહંકાર ઉતારવાનો યત્ન કરનાર છે ' એક મનુષ્ય, અતિ સમ્પદવાન, અતિ ઉન્નતપદ પ્રાપ્ત કરનાર, અને અસાધારણ સમરનિપુણ હોવા છતાં ભરતખડને પરતત્ર કરનાર, આર્ય ધર્મનો લોપ કરવાનો યત્ન કરનાર પરદેશી મોગલ બાદશાહનો તાબેદાર બન્યો છે ' અને બીજો મનુષ્ય, ધન, જન, ગૃહ શન્ય, રસ્તામાં ભટકતા ભિખારી જેવો થવા છતાં પણ પરધર્મી મોગલ બાદશાહને માથુ નમાવતો નથી ' પરતત્ર થતો નથી ' એક મનુષ્ય, રાજપૂત કુલની દ્રષ્ટિએ ભ્રષ્ટ અને પાપી જણાય છે અને બીજો મનુષ્ય, તેજ કુલની દ્રષ્ટિએ સ્વર્ગના દેવતાની પેઠે ભક્તિપૂર્વક, માનપૂર્વક, પૂજાય છે ' એક મનુષ્યે જે ગુમાવ્યુ છે તે આ જીવનમાં તેને પુનઃ પ્રાપ્ત થવાની આશા નથી અને બીજા મનુષ્યે જે ગુમાવ્યુ છે તેનો પુનરૂદ્ધાર કરવાના સેકડે–હજારો માર્ગ છે. એકે એક વસ્તુ ગુમાવીને કલંક વ્હોર્યું છે ' બીજાએ એક વસ્તુ ગુમાવીને ચિરયશ પ્રાપ્ત કર્યો છે ' એકે ગુમાવ્યુ છે તે ગયુજ છે ' બીજાએ ગુમાવ્યુ છે તે પુનઃ પ્રાપ્ત થવાનો સભવ છે ' એકે જીવતાં જીવત નિંદારૂપી નરક પ્રાપ્ત કર્યું છે. બીજાએ જીવતાં જીવત સ્તુતિરૂપી સ્વર્ગ પ્રાપ્ત કર્યું છે ' એકે સુખ મેળવવા ખાતર ધર્મ ગુમાવ્યો છે ' બીજાએ અતિ દુઃખ ભોગવવા છતાં ધર્મ રાખ્યો છે. અત્યારે એ બન્ને જૂદા જૂદા પક્ષવાળાનો પરસ્પર સાક્ષાત્ થયો છે. અત્યારે બાદશાહ અકબરનો પ્રધાન સેનાપતિ, અંબર રાજયનો અધિશ્વર મહારાજ માનસિંહ,

રાજ્યહીન, અરણ્યવાસી, દરિદ્ર મહારાણા પ્રતાપસિંહને બારણે અતિથિ થઇને આવ્યો છે અને તેમની કૃપા ભિક્ષા ચાહે છે' સર્વે મહેલમાં ગયા.

સાક્ષાત્, શિષ્ટાચાર, અને વાતચિત થયાં. માનસિંહે કહ્યું: "મહારાણા રાજપૂત કુલના ગૌરવરવિ છે. આપનાં દર્શન થતાંજ હૃદયમાં એક પ્રકારનો અતુલ આનંદ ઉદય પામે છે."

મહારાણાએ મંદહાસ્ય કરતાં કહ્યું: "મ્હારા જેવા ધન, જન શૂન્ય, દરિદ્ર, દુર્ભાગીને જોઇ, દિલ્લીશ્વરના પ્રધાન સેનાપતિ અને અતુલ સમ્પત્તિના અધીશ્વર અબરરાજને આનંદ પામવાનુ કોઇ કારણ હુ જોઇ શકતો નથી!"

એ સાંભળી મહારાજ માનસિંહ જરા ઝંખવાણા પડી ગયા. તેના મ્હો ઉપર ફિક્કાસ છવાવા માંડી. તેમણે કહ્યુ: "તુચ્છ ધન સમ્પત્તિ તો ભૂમણ્ડલમાં ઘણીએ મેળવી શકાય પરંતુ મહારાણા પાસે જે ધન અપૂર્વ ભણ્ડાર છે તેવો ભણ્ડાર મેળવવાનુ કેટલા મનુષ્યના ભાગ્યમાં લખેલુ હોય છે?"

પ્રતાપસિંહે હસીનેજ ઉત્તર દીધો: "શુ બધાં મનુષ્યો એનો મર્મ જાણી શકે છે?"

માનસિંહે વગર વિચારે તરતજ ઉત્તર દીધો: "એ જે ન સમજે તે મૂઢ–મૂર્ખ!"

મહારાણાએ તેને બરોબર વાક્જાળમાં સપડાવ્યો અને કહ્યુ: "આપ જ્યારે એટલું બધું સમજો છો ત્યારે એટલું પણ અવશ્ય સમજતાજ હશો કે, મ્હેં જે અમૂલ્ય ધન મેળવ્યુ છે તેવું, ઇચ્છા કરવાથી, અન્ય મનુષ્યો પણ મેળવી શકત!"

સુચતુર માનસિંહ સમજી ગયા કે મહારાણા ધીમે ધીમે તેના ઉપર જ હુમલો કરે છે. હવે શો ઉત્તર દેવો તેની સમજણ પડી નહિ. મુખ ઉપર લજ્જાદેવીએ પ્રભાવ જમાવ્યો, પરંતુ અત્યારે તેમણે દૃઢ પ્રતિજ્ઞા કરી છે. અત્યારે અપમાન જનક શબ્દો હસવામાં ઉડાવી દેવાનો નિશ્ચય કર્યો છે. અત્યારે ક્રોધને વશ થઇ ધારેલા કાર્યમાં હાનિ કરવી નથી. તેમણે ઉત્તર દીધો: "જેણે આપના જેવું ધન મેળવ્યું નથી તે સુવર્ણમણિ મુક્તાના

ભંડારવાળો છતાં દરિદ્ર છે ! તે જીવતાં મરણ પામ્યા જેવો છે ! પરંતુ મહારાજ ! આપ આવી સ્થિતિમાં કેટલા દિવસ વ્યતીત કરશો ?"

મહારાણાઃ "જેટલા દિવસ જીવન હશે તેટલા દિવસ ! બીજો ઉપાય પણ શો ?"

માનસિંહઃ "શુ કોઈ ઉપાય જ નથી ?"

મહારાણાએ થોડીવાર વિચાર કર્યા પછી ઉત્તર આપ્યો: "હા, ઉપાય છે. તમારી વર્તણુકનું અનુકરણ કરૂ તો ઉપાય થાય એમ છે, પરંતુ એ ઉપાય પ્રતાપસિંહને માટે, પ્રાણાંત પર્યંત સ્વિકારાશે નહિ ! પવિત્ર અને શુદ્ધ રાજપૂતોની કન્યા ભગિની પરધર્મી મોગલોને પરણાવવી અને ધન યશ પ્રાપ્ત કરવો એના કરતાં મરવું એજ ઉત્તમ ! એના કરતાં રાજપૂત કુલનો ઉચ્છેદ થાય એજ ઉત્તમ ! પ્રતાપસિંહ જીવન પર્યંત કદી પણ તેમ કરશે નહિ. બાપ્પા રાવળના વંશનો શુદ્ધ ક્ષત્રિય કદી પણ તેમ કરશે નહિ."

આ સમયે માનસિંહનુ મુખ ઉતરી ગયુ. તેના કપાળ ઉપર પ્રશ્વેદના બિંદુ જણાવા લાગ્યાં. તેના નેત્રમાં ઝળઝળીયાં ભરાઇ આવવાથી તે કઇક ઉજજવળ થયા. અકબરશાહ સાથે સગપણનો સંબધ બાંધવામાં તેણે જે અયોગ્ય કર્યું હતું તે તેને સમજાયુ. તેજ સ્વાર્થાધતાને પ્રતાપે તેને અત્યારે સમસ્ત રાજપૂત જાતિમાં અસહ્ય કલક મળે છે તેની વેદના થવા લાગી. પ્રતાપસિહના શબ્દો એક રીતે તેને ઉપદેશજનક જણાયા પણ બીજી રીતે તે મ્હેણાના શબ્દોએ તેના હૃદયમાં તીક્ષ્ણ બાણ માર્યું હોય તેમ અસહ્ય થઈ પડયા ! છતાં તેણે દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી કે ગમે તેટલુ અપમાન સહન કરીને પણ પ્રતાપસિંહની કૃપા મેળવવી ! કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તેમણે કહ્યું "આપજ વિચારી જૂવો કે હવે શુ કર્તવ્ય છે ? હવે બીજો કયો ઉપાય બાકી છે તે આપજ કહો ! આપ કયા ઉપાય વડે આપનું–સમસ્ત રાજપૂત જાતિનું–માન જાળવશો ?"

પ્રતાપસિંહે હસતાં હસતાં ઉત્તર દીધો: "અંબર નરેશ ! ઉપાય પૂછો છો ? શું મોગલોનું દાસત્વ સ્વિકારવું એજ ઉપાય આપની દ્રષ્ટિમાં તરે છે ? શું મોગલોને ભગિની અને કન્યાઓ પરણાવી પરધર્મી થવું એજ ઉપાય

આપને ઉત્તમ જણાય છે ? ક્ષત્રિયકુળ દીપક મહાવીર બાપ્પારાવળે જે ધર્મનું રક્ષણ કરવા માટે અનંત પરિશ્રય કર્યો છે અને દાસત્વ નહિ સ્વિકારવા માટે મુસલમાનોને સિંધુને પેલે પાર ન્હસાડી, તેમના રાજ્યમાં રાજગાદી સ્થાપન કરી, ભારતવર્ષમાં એક ક્ષત્રિરાજ વિસ્તાર્યું છે તેનાજ વંશમા ઉત્પન્ન થયેલા, આપના જેવા ક્ષત્રિયો મોગલોનું દાસત્વ સ્વિકારે, અને તેમને ભગિની કન્યાઓ પરણાવી ધર્મ ભ્રષ્ટ થાય તો તેનાથી વિશેષ ખેદની વાત બીજી કઈ હોઇ શકે ? અંબરાધિપતિ ! બીજો ઉપાય છે. જીવન પર્યંત યુદ્ધ કરીશ, જય મેળવીશ, અને મેવાડને સ્વતંત્ર બનાવીશ. પવિત્ર આર્ય ધર્મનું રક્ષણ કરીશ. એજ ઉપાય ! એજ વિશ્વાસ ! બાહુબળ, મનોબળ અને સાહસથી શુ નથી થતું ?

માનસિંહે મનમાંજ મહારાણાની પ્રશસા કરી છતાં તેમના વિચારો બદલવાની ઇચ્છાથી કહ્યુ: " સ્વિકારૂં છુ કે બાહુબળ, મનોબળ અને સાહસથી અનેક મહત્ કાર્ય થઇ શકે છે. પરતુ મહારાણા, એક વખત સમયનો વિચાર કરી જૂવો. દેશ, કાળ જોઇને વર્તન રાખવું જોઈએ એજ સુજ્ઞોનો ધર્મ છે."

મહારાણાએ ઉશ્કેરાઈ જઈને કહ્યુ: " માનસિંહ, સેનાપતિ, ત્હમે શુ બોલો છો ? સમય જોઇને વર્તવુ એ સત્ય છે પણ મનુષ્યનો નબળો સમય આવે ત્યારે પવિત્ર ધર્મનો ત્યાગ કરવો એવું કયા ધર્મશાસ્ત્રમાં, અને કયા નીતિ શાસ્ત્રમાં કહ્યું છે ? એટલે શુ સમય નબળો હોય ત્યારે મનુષ્યે પરધર્મ ગ્રહણ કરવો ? સમય નબળો હોય ત્યારે પવિત્ર કુળમાં કલંક લાગે એવાં અધમ કૃત્યો કરવાં ? સેનાપતિ, એ કદી પણ બને નહિ ! જેણે વિપત્તિમાં ધૈર્ય અને ધર્મનો ત્યાગ કર્યો તેણે આલોક અને પરલોકનું સર્વસ્વ ગુમાવ્યું એમજ સમજવું ! વારૂં, એક બીજી વાત. જો સમય નબળો આવ્યો હોય તો તે પણ તમારે જ લીધે ! તમે જો અમારો પક્ષ ત્યાગ ના કર્યો હોત તો આપણે વીર રાજપૂતો, ક્ષુદ્ર અકબરશાહને ઘાસના તણખલા પેઠે ઉડાવી દેત ! જ્યાં ફાટફુટ થાય છે ત્યાં જ નબળો વખત આવે છે ! જ્યાં ભાઇઓ ભાઇઓમાં વેર થાય છે ત્યાંથી જ ધન, સમ્પત્તિનો નાશ થાય છે !

જ્યાં હિતાહિતનો વિચાર થતો નથી અને પોતાના ક્ષુદ્ર સ્વાર્થને ખાતર અનેક મનુષ્યોનાં ગળાં રહેંસવાના યત્નો થાય છે ત્યાં જ દરિદ્રતા, દુઃખ અને અનેક પ્રકારના કલેશ જણાય છે ! ભારતવર્ષમાં અકબરશાહે જેટલો રાજ્ય વિસ્તાર કર્યો છે અને જે ધન ભાણ્ડારો મેળવ્યા છે તેમાંનો મ્હોટો ભાગ તમારા બાહુબળનુ જ પરિણામ છે ! અંબરરાજના એ પરાક્રમી હાથ, વિધર્મી યવન રાજસેવામાં રોકાયા ના હોત તો અકબર રૂપી જળનો પરપોટો, સમય રૂપી જળ પ્રવાહમાં જ મળી જાત ! તેનું નામ નિશાન પણ રહેત નહિ ! વીર ક્ષત્રિય સિંહોની ગર્જના સાંભળીને મોગલ—બકરાં ક્યારનાંએ પારકાના આશ્રયમા જઈ ભરાત ! ક્યારનાંએ અદ્રષ્ય થઈ જાત ! "

માનસિંહે એ સર્વે વાત સ્વિકારી લીધી. તેને પોતાનાં દુષ્કૃત્ય માટે અંતઃકરણમાં ઘણોએ પશ્ચાત્તાપ થયો પરતુ હવે અન્ય ઉપાય નહોતો તેણે કહ્યુ: "મહારાણાજી ! જે થવાનુ હતું તે થયુ છે હવે તે મિથ્યા થાય એમ નથી. હવે તો—"

મહારાણાએ વચમાંજ તેને અટકાવી હસતાં હસતા કહ્યુ: ' હવે શું ? બધા સિહને પુછડા વગરના જોવા ઇચ્છો છો ? "

માનસિંહથી કઇ ઉત્તર અપાયો નહિ. તે નીચે મ્હોડે બેસી રહ્યા. કારણ કે તેમણે મહારાણાની કૃપા મેળવવાની દ્રઢ પ્રતિજ્ઞા કરી છે. ઘણીવાર પછી કહ્યુ: "મહારાણાનુ વીરત્વ બાદશાહ બહાદુરથી અવિદિત નથી. તેઓ હમેશાં મહારાણાની પ્રશસા જ કરે છે"

પ્રતાપસિંહે કહ્યું: "યવન બાદશાહની એ ગુણગ્રાહ્યતાને લીધે હુ તેમનો ઘણો ઉપકાર માનુ છુ, પરતુ તેમને મ્હારૂં ખરૂં બળ બતાવવાનો લાગ મળતો નથી એથી મ્હને દિલગીરી જ થાય છે ! "

માનસિહ: "પરંતુ મહારાણાજી ! બાદશાહનો પક્ષ એટલો બધો બળવાન છે કે તેથી તેમને જય મળવાની વિશેષ આશા રાખી શકાય છે."

મહારાણા: "મ્હારો જય નહિ થાય તો ચિન્તા નહિ પણ માનની આશા તો છે જ ? સિસોદિયાનુ કુળ, આજ સુધી જે ગૌરવનુ રક્ષણ કરતું આવ્યુ છે તે કોની મકદૂર છે કે નષ્ટ કરશે ? "

માનસિંહ: “ તે તો હું પણ સ્વીકારૂ છુ, પરંતુ એ ગૌરવનું રક્ષણ કરવા માટે જે સાધનોની અગત્ય છે તે મહારાણા પાસે કયાં છે ?”

મહારાણા: “ અન્ય સાધનો નહિ હોય તો તેની દરકાર નથી. હું મ્હારી જાતે છુ એટલુંજ બસ છે. જ્યાં સુધી મ્હારૂં શરીર છે ત્યાં સુધી સૂર્ય વંશનુ ગૌરવ અખંડ રહેશે. વીર બાપ્પારાવળના નામને કલંક નહિ લાગવા દઉં. પ્રાણ જાય તો ભલે જાય પણ એ ગૌરવનું રક્ષણ કરીશ.”

માનસિંહ: “ ઇશ્વિર પાસે પ્રાર્થના કરૂ છું કે આપની મનોવાંચ્છના ફળિભૂત થાઓ. જ્યાં સુધી મહારાણાનુ જીવન છે ત્યાં સુધી રાજપૂત જાતિને મ્હોટો આધાર છે પરંતુ મહારાણા ચિરકાળ અમર રહે એમ નથી.”

મહારાણા: “ મ્હારી પાછળ શુ થશે તેની કલ્પના થઇ શકતી નથી. પવિત્ર રાજપૂતોનાં હૃદય પાપી થયાં છે તેથી ભવિષ્ય કહી શકાય નહિ. અમૃતમાં વિષ ભળવા માંડયુ છે તેથી ભાવિ કલ્પના થઇ શકશે નહિ, કદાચ સિસોદિયાનુ ગૌરવ લુપ્ત થાય પરતુ તે પાપથી પ્રતાપ પાપી કહેવાશે નહિ.”

માનસિહ: “ આપ કહો છો તે સત્ય પરતુ મ્હારૂ કહેવુ એ છે કે જે ચિર દિવસ રહેવાનું નથી એમ જાણો છો તેને માટે આપને આટલો બધો ક્લેશ–દુ:ખ સહન કરવાની શી જરૂર ? ”

પ્રતાપસિંહનાં ચક્ષુ ઉજ્જવળ થઈ ઉઠયા. હૃદયમાં ક્રોધનો જુસ્સો ઉછળી આવ્યો તેમ છતાં તેને દબાવી હસતે મુખે કહ્યું: “ સેનાપતિ ! એ શબ્દો તો આપના મુખમાંજ શોભે ! ધન્ય છે આપની બુદ્ધિને ! જેવું અન્ન તેવું મન અને જેવાં કર્મ તેવી બુદ્ધિ ! યવનનું નિમક ખાધાથી આપની બુદ્ધિ કેવી થઈ છે તેનો આપજ વિચાર કરો. આપના એવા શબ્દો, મેવાડ-નો પ્રતાપરાણો કાને સાંભળે એમ નથી ! પ્રભુ આપને સદ્‌બુદ્ધિ આપો. ”

મહારાજ માનસિંહ સ્તબ્ધ થયા. તેમણે બે હાથની વચમાં મ્હો ઢાંકી દીધું. તેમને ઘણુંએ લાગી આવ્યું પરતુ શું કરે ? તેમણે દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી કે: “ મહારાણાની કૃપા મેળવવીજ. ”

એક દ્વારપાળે આવી સમાચાર આપ્યા કે: "જમવાનો સમય થયો છે."

પ્રતાપસિંહે માનસિંહના મુખ સ્હામે જોયું. માનસિંહે કહ્યું: "અડચણ શી છે ?"

પ્રતાપસિંહે ઉત્તર દીધો: "પ્રથમ હું જાતે જોઇ આવું. આપ થોડો વખત અહિંજ થોભો."

ઘણા વખત પછી અમરસિંહે આવી માનસિંહને સમાચાર કહ્યા: "મહારાજ ! ભોજન તૈયાર છે."

માનસિંહ અમરસિંહની પાછળ પાછળ ગયા.

મહેલના સ્હામે એક મનોહર મકાન હતુ. તેમાંજ રાજ અતિથિને ઉતારો આપવામા આવતો. એક સુંદર ઓરડામા માનસિંહને માટે સુવર્ણ પાત્રમાં મિષ્ટાન પિરસ્યાં છે. તેનાથી થોડે વેગળે પત્રાવળીમાં તેવુંજ ભોજન પિરસ્યું છે. તે જોતાજ માનસિંહે અનુમાન કર્યું કે: "પત્રાવળી મહારાણાને માટે હોવી જોઈએ. મહારાણાથી વેગળે બેસી ભોજન કરવુ એ ખરેખર અપમાન છે. એવું અપમાન કેમ સહન થાય ?" ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવી જોતાં જણાયું કે મહારાણા ત્યાં નથી. મનમાં શકા ઉત્પન્ન થઇ. તેમણે કહ્યું· "રાજકુમાર ! ત્હમારા પિતા કયા છે ?"

અમરસિંહે સુવર્ણપાત્ર બતાવી કહ્યુ: "મહારાજ ! આપ જમવા માંડો. પિતાજી આવે છે."

માનસિંહ: "મહારાણા વૃક્ષપત્ર ઉપર ભોજન કરશે અને મ્હને સુવર્ણ પાત્ર શા માટે ?"

અમરસિંહ: "તેમાં અડચણ શી છે મહારાજ ? મહારાણા જે કારણથી પત્રાવળી ઉપર ભોજન કરે છે તેવું આપને માટે કોઇ કારણ નથી."

માનસિંહ જમવાના આસન પર બેઠા. ભોજન સામગ્રી ઉપર દ્રષ્ટિ ફેરવી. અમરસિંહને પૂછ્યું: "યુવરાજ ! મહારાણા શા કામમાં રોકાયા છે ?"

અમરસિંહ: "આપ જમવાનું શરૂ કરો. હું તેમને તેડી લાવું છું."

માનસિંહે થોડીવાર વિચાર કરીને કહ્યું: "એમ કેમ બને યુવરાજ ?"

જો કે ત્યાં અતિથિ વિના તેમને જમવું એ તો ઉચિત ના કહેવાય ! તમે તેમને બોલાવી લાવો."

અમરસિંહ ત્યાંથી ચાલ્યો ગયો, અને થોડીવારે આવી કહ્યું: "મહારાણાએ કહ્યું છે કે આપ જમવા બેસો. તેઓ થોડીવાર રહીને આવશે. જરૂરના કાર્ય પ્રસંગે તેઓ સ્હામેના મહાલયમાં ગયા છે. સત્વર આવી પહોંચશે."

માનસિંહના મનમાં સંદેહ ઉત્પન્ન થયો. તેમણે ધાર્યું કે: "મન વાંચ્છના પરિપૂર્ણ થશે નહિ. મહારાણાને માટે પત્રાવળી પીરસી છે તે માત્ર શિષ્ટાચાર અને કૌશલજ છે ! મ્હને સમજાવવા ચહાય છે કે, તેમની પત્રાવળી સુદ્ધાં પીરસી હતી. સાથે આહાર કરવામાં આપત્તિ નહોતી. એકાદ અગત્યના કામમાં રોકાઈ જવાથી સાથે ભોજન થઇ શકયુ નહિ ! હાય ! હાય ! આટલુ બધું અપમાન સહન કરવા છતાં, તેમને દ્વારે આવી કૃપા ભિક્ષા કરવા છતાં, આશા સફળ થઇ નહિ ! માનસિહનું હૃદય અતિશય ખિન્ન થયુ. આ સમયે મહારાણાએ તેનું જે અપમાન કર્યું તે અસહનીય થઇ પડયુ. મહારાણાના તિરસ્કાર સૂચક શબ્દો યાદ આવ્યા. મહારાણાની સાથે એક પંક્તિમાં ભોજન કરવાની ઇચ્છાએ તો તેમના આટલા બધા શબ્દો સહન કર્યા તેમ છતાં છેવટે તો આ અપમાન ! માનસિંહના હૃદયમા ક્રોધાગ્નિ ભડભડી ઉઠયો. તેમણે આચમન કરી, એક કોળીઓ અન્ન માથે ચ્હડાવ્યુ, અને અન્નદેવતાને પ્રણામ કરી ક્ષમા માંગી, થોડીવાર મહારાણાની વાટ જોઇ પરંતુ પ્રતાપસિહ કયાં ? તેમનાં દર્શન થયાં નહિ. ભોજન સામગ્રી ઠંડી થઇ ગઇ નષ્ટ થઇ ગઇ !

માનસિંહે કહ્યું: "યુવરાજ, ફરીથી એક વખત જાઓ. મકાન કાંઇ વેગળે નથી. તેમને કેમ વિલંબ થયો તે જોઇ આવો."

અમરસિહ પુનઃ બહાર ગયો અને થોડીવારે પાછો આવી કહેવા લાગ્યો: "મહારાજ ! પિતાશ્રીનું માથું સખ્ત દુઃખે છે. તેથી તેઓ સત્વર આવી શકશે નહિ. તેમને માથે અત્યંત વેદના થાય છે. આપ ભોજન કરો."

માનસિંહે જાણી લીધું કે: "મહારાણા તેમની સાથે એક પંક્તિમાં

બેસી ભોજન કરશે નહિ. માથુ દુઃખવાની વાત માત્ર પ્રપંચજ છે. અપમાન તો ખૂબજ થયુ છતાં મ્હારો મનોરથ પૂર્ણ થયો નહિ ! આટલું બધું ધૈર્ય અને આટલી બધી સહનશક્તિ વ્યર્થ ગઇ. દ્રઢ પ્રતિજ્ઞાનુ સુફળ મળ્યુ નહિ." અનેક ક્ષણ સુધી ગંભીર ગ્હેરે વિચારોમાં ને વિચારોમાં બેસી રહ્યા. અમરસિંહે જોયુ કે જગત્ ઉપર વિજય મેળવનાર, વીરશ્રેષ્ઠ મહારાજ માનસિંહનાં નેત્રમાં આંસુ આવી ગયાં છે. માનસિંહ મનમાંજ વિચાર કરે છે: "આ અપમાનનો બદલો લેવોજ જોઇએ." તત્ક્ષણાત્ ક્રોધને લીધે તેમની છાતી ફુલી ઉઠે છે. વળી પાછુ અસાધારણ ધૈર્ય ધારણ કરી ક્રોધને હૃદયમાંજ સમાવે છે. ઘણીવાર સુધી નિઃસ્તબ્ધ બેસી રહ્યા પછી માનસિંહે કહ્યુ: "કુમાર ! તમે અતિશય બુદ્ધિમાન હોવા છતાં પણ બાળક છો. મ્હારાણાનુ માથુ કેમ દુઃખે છે તેનુ કારણ તમે સમજી શકતા નથી. પરંતુ મહારાણાએ વિચાર કરવો જોઇતો હતો કે જે થયુ છે તે નહિ થાય એમ નથી. જે ભૂલ થઈ છે તેનુ સંશોધન કરવુ અનુચિત છે મહારાણા રાજપૂત જાતિના શિરોમણિ છે. તેથીજ મ્હેં આશા રાખી હતી કે: મહારાણા મ્હને ક્ષમા કરશે, પાપનુ પ્રાયશ્ચિત આપશે અને પુનઃ જાતિમાં લેશે કારણ કે મહારાણાએ નિર્ણય કર્યા પછી અન્ય કોઈ વાંધો લઈ શક્ત નહિ, પરંતુ જ્યારે મહારાણાએજ મ્હારી સાથે પંક્તિ ભોજન કર્યું નહિ અને પાપનુ પ્રાયશ્ચિત પણ આપ્યુ નહિ ત્યારે હવે અન્ય રાજપૂતો મ્હારી સાથે ભોજન કરશે નહિ. વિચાર કરી જુવો રાજકુમાર ! એમા મહારાણાને શો લાભ થયો ? માનસિંહ સાથે મિત્રતાને બદલે શત્રુતા બાંધવી એ યોગ્ય નથી. માનસિંહની સત્તા મહારાણાથી અજાણી નથી. અત્યારે જો મ્હારૂ અપમાન ન થયુ હોત તો આ માનસિંહ એમના ચરણનો દાસ થઈ રહેત. એમ થવાથી દિલ્લીશ્વર સાથે જે વેર ચાલે છે તે મહારાણાની ઇચ્છાનુસાર બંધ થાત અને ખબર પણ ન પડત એવી રીતે તેમને પુનઃ સૌભાગ્ય પ્રાપ્ત થાત. મહારાણાનો ટેક રહેત, તેમનુ ગૌરવ રહેત અને મેવાડનું નાક રહેત, અને હવે ? હવે હૃદયમાં અપમાનના ઘાથી ઘવાયલો, નસેનસમાં દુઃખ પામેલો, શબ્દ બાણથી વિંધાયલો, માનસિંહ મહારાણાનો આત્મીય નથી ! હવે હુ

તેમનો મિત્ર નથી. તેમનું જે થવાનું હોય તે થાય. હવે માનસિંહ તે તરફ લક્ષ્ય આપશે નહિ! તેમ થવાથી શુ થશે તેનું ચિત્ર બતાવવાની હમણાં મ્હારી ઇચ્છા નથી!"

માનસિંહ શાંત પડયો. ધન્ય છે માનસિંહની સહન શક્તિને! સમસ્ત હિંદુસ્તાનનો વિધાતા જેવો મહાપુરૂષ આજે મહારાણાના ચરણમાં આવ્યો છે! મહારાણાના અનેક શબ્દ બાણ સહન કરીને પણ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ચ્હાય છે. પોતાની રાજપૂત જાતિમાં ભળવા ચ્હાય છે. ખરેખર! માનસિંહની સહન શક્તિને ધન્ય છે! હજુ પણ તેમની વાતચિતમાં ક્રોધ કરતાં પશ્ચાતાપ અને દુઃખ જ વિશેષ જણાય છે. આ સમયે એક ઉચ્ચ કર્મચારીએ આવી કહ્યું: "મહારાજ! મહારાણાએ મ્હારી સાથે કહાવ્યું છે કે તેમના માથામાં સખ્ત દુઃખ થાય છે. તેથી તેઓ અત્રે આવી શકયા નહિ તે માટે અંતઃકરણપૂર્વક બહુ દિલગીર છે. તેમણે વિશેષમાં કહ્યું છે કે—"

કર્મચારી બોલતો બંધ પડયો. માનસિંહે કહ્યુ: "હેં, શું કહ્યું છે તે કહો."

કર્મચારી અચકાતાં અચકાતાં બોલ્યોઃ "અને તેમણે કહાવ્યું છે કે જે રાજપૂતોએ પોતાની બ્હેનનો વિવાહ મોગલ સાથે કર્યો છે અને કલ્પના પ્રમાણે જે રાજપૂતે મોગલો સાથે એક પંક્તિએ બેસી ભોજન કરે છે તેની સાથે મેવાડેશ્વર કદી પણ એક પંક્તિએ બેસી ભોજન કરી શકશે નહિ! આર્યધર્મ શાસ્ત્ર પ્રમાણે યવનોને કન્યાઓ આપવી એ મહા પાપકર્મ છે. એ પાપનું પ્રાયશ્ચિતજ નથી. એક વખત મોગલોનું અન્ન પેટમાં ગયુ તે શરીરની નસેનસમાં, લોહીનાં પ્રત્યેક અણુમાં, મળી જાય છે. તે મરણાંત સુધી પાછુ નકળતું નથી, અને તેથી એવા વટલેલા મનુષ્યો પુનઃ પવિત્ર આર્યધર્મમાં આવી શકે નહિ. આર્યધર્મની પવિત્રતામાં કિંચિદ્ પણ અપવિત્રતા ન ભેળવવી હોય તો એવા વટલેલા મનુષ્યોને પુનઃ આર્યધર્મમાં ભેળવી શુદ્ધ ધર્મમાં સકરતા કરવી નહિ. એજ મહારાણાનો અભિપ્રાય છે. મહારાજ! આપે પુનઃ રાજપૂત જાતિમાં પ્રવેશ કરવાની આશા રાખવી એ પણ અનુચિત છે. એક તરફથી મોગલોના સાળા થવું, તેમની સાથે એકત્ર થઇ આહાર વિહારનો વ્યવહાર રાખવો અને બીજી તરફથી શુદ્ધ ક્ષત્રાણીના

દુધમાં વર્ણસંકરતા ભેળવવાની ઇચ્છા રાખવી એ બનવા યોગ્ય જ નથી!"

આ શબ્દો સાંભળી માનસિંહની સહનશક્તિનું બંધન શિથિલ થઈ ગયું. હવે તે ક્રોધને દબાવી શકયા નહિ. તેમનું મુખ તેજસ્વી ગંભીર થઇ ઉઠયું. હજુ પણ તેઓ જમવાના આસન ઉપરજ બેઠા હતા. હિંદુ ધર્મ પ્રમાણે તેઓએ પત્રાવળીમાંથી ફક્ત એક કોળીઓ અન્ન લઇ માથે મંડીલમાં મૂકયું, અને અન્નદેવને નમન કરી આસન ત્યાગ કર્યું! જતાં જતાં કહ્યું:—

"અમરસિંહ, તમારા પિતાને કહેજો કે અમે અમારી પુત્રી, બહેન વગેરે મોગલો સાથે પરણાવી છે તેથીજ હજુ સુધી રાજપૂતોનું સન્માન જળવાઈ રહ્યું છે, પરંતુ હવેજ જણાશે! પ્રતાપસિંહ પોતાના કલ્યાણના કાર્યમાં હજુ અંધ જણાય છે. ધારૂ છું કે હવે હિંદુ જાતિના જયની આશા નથી. મોગલોના પ્રબળ પ્રતાપ સામે સર્વને નીચુ માથુ નમાવવુંજ પડશે! ભગવાનની એવી ઇચ્છાનું કોણ ખણ્ડન કરી શકશે?"

મહારાજ માનસિંહ તરતજ ઘોડેસ્વાર થયા. એજ સમયે મહારાણા પ્રતાપસિંહ ત્યાં આવી પહોંચ્યા. તેમને જોઇ માનસિંહે અહંકાર સહિત કહ્યું: "પ્રતાપસિંહ! નિશ્ચય જાણજો કે આ અપમાનનો બદલો લઇશ. તમે મ્હારૂ અપમાન કર્યું છે તેનો તમને સંપૂર્ણ બદલો ન મળે તો જાણજો કે મ્હારૂ નામ માનસિંહ નહિ."

પ્રતાપસિંહે હસતાં હસતાં કહ્યું: "માનસિંહ! શુ તમે મ્હને ભય બતાવો છો? એવી ધમકીથી ભય પામી, શુદ્ધ રાજપૂત કુળમાં વર્ણસંકરતા ભેળાવા દેવાની ઇચ્છા નથી. જેણે એક વખત મદ્ય અને માંસાહારી યવનોનું અન્ન જળ ગ્રહણ કર્યું તે તેમના શરીરમાંથી કદી પણ નિકળી શકાતું નથી. મદ્ય માંસનો આહાર કરનાર વ્યક્તિનું કિંચિદ્ અન્ન જળ પણ મનુષ્યની બુદ્ધિ ભ્રષ્ટ કરે છે! ધર્મ ભ્રષ્ટ કરે છે! શ્રેષ્ઠ પ્રાયશ્ચિત્ત તમારે માટે એજ છે કે જીવન પર્યંત અરણ્યમાં જઈ તપસ્યા કરવી, પરંતુ તે તમારાથી બનશે નહિ. તમારે તો ભોગ વિલાસ ભોગવવા છે. મોગલોના સાળા સસરા કહેવાઇને ગૌરવ વધારવું છે; ત્યાં પછી આ જન્મે તો રાજપૂત જાતિમાં આવી શકાશે નહિ એવી ખાત્રી રાખજો. બાપ્પારાવળના વંશજો

ભયને ઓળખતાજ નથી. તમારી ઇચ્છામાં આવે ત્યારે યુદ્ધ કરવા આવી પહોંચજો. પ્રતાપસિંહ સર્વદા તૈયારજ છે."

પ્રતાપસિંહની પાછળ દેવલવરરાજ ઉભા હતા તે બોલી ઉઠયા: "અને બને તો તમારા અકબર વ્હેવાઈને પણ સાથે લેતા આવજો !"

માનસિંહ સિવાય અન્ય જેટલાં મનુષ્યો ત્યાં ઉભાં હતાં તે સર્વ ઉચ્ચ હાસ્ય કરી ઉઠયાં. માનસિંહનાં નેત્રમાંથી જાણે અગ્નિનો વર્ષાદ વર્ષવા લાગ્યો. તેણે ઘોડાને એડી મારી. ચપળ ગતિનો ઘોડો પળવારમાં ત્યાંથી અદ્રષ્ય થઇ ગયો.

અમરસિંહે કહ્યુ: "માનસિંહનુ સારી પેઠે અપમાન થયુ છે. તેના હૃદયમાં સખ્ત દુ:ખ થયુ છે. ધારૂ છું કે એનુ પરિણામ સારૂ નહિ આવે."

પ્રતાપસિંહે હસીને ઉત્તર દીધો: "અમર ! ભય શો છે ?"

અમર: "પિતાજી ! ભયની વાત નથી. હુ ધારૂ છું કે માનસિહ, પોતાને થયેલા અપમાનનો બદલો લેવા, પ્રાણાંત પર્યંત યત્ન કરશે."

પ્રતાપ: "સારી વાત છે. દેવલવરરાજ ! તમે ઠીક કહ્યું. ક્ષુદ્ર હૃદયના માનસિંહને સારી શિખામણ મળી છે."

* * * * *

માનસિંહ જે સ્થળે જમવા બેઠો હતો તે સ્થળે થોડું થોડું ખોદાવી નંખાવી, પવિત્ર ગંગાજળ છાંટી સ્વચ્છ કરાવ્યું. ત્યાં જે જે મનુષ્યો ઉભાં હતાં તેમણે વસ્ત્રો બદલી નાંખી, સ્નાન કરી, ગંગાજળ પાન કરી શુદ્ધ થયાં ! કહો કે દેહ શુદ્ધિ પ્રાયશ્ચિત કર્યુ ! ધન્ય છે એ જાતિ ગૌરવને ! ધન્ય છે એ ધર્મને ! ધન્ય છે એ વીરત્વને ! ધન્ય છે એ ક્ષાત્રને તેજને ! એક અસમ સાહસી, અસાધારણ બુદ્ધિમાન, મોગલ રાજકુટુબને કન્યાઓ આપી, તેમની સાથે આહાર વિહાર કરનાર રાજપૂતો સાથે આહાર વિહાર કરવામાં, શુદ્ધ આર્ય પુત્ર–રાજપૂતોએ પોતાને અપવિત્ર માની લીધા ! સંસર્ગ અને સ્પર્શ દોષ વડેજ મ્હોટા મ્હોટા ભયંકર બનાવો બને છે, ગુણ કર્મ બદલાઈ જાય છે, ત્યાં પછી પરધર્મી, મદ્ય માંસાહારી મનુષ્યોને કન્યાઓ આપી તેમની સાથે

એક પંક્તિએ ભોજન કરવા બેસનાર પવિત્ર આર્યોની પવિત્રતા ક્યાં રહે? આવા વિચારો કરીને જ મહારાણાએ તેને અન્ય પ્રાયશ્ચિત્ત આપ્યુ નહિ. અમૃતમાં કિંચિદ્ પણ વિષ નહિ ભેળવવા ચ્હાનાર મહારાણા પ્રતાપે ભાવિ સંકટનો લેશ પણ વિચાર કર્યો નહિ!

# પ્રકરણ ૧૪ મું.

## પરિચય.



સન્ધ્યા સમયે, ચાંદેરી નદીના કિનારાપર આવેલા મૈત્ર્ય નામક કિલ્લાના દ્વાર આગળ યુવરાજ અમરસિંહ, પોતાના અશ્વ ઉપરથી નીચે ઉતર્યો. ચાંદેરી નદીનો પટ વિશાળ છે, પરંતુ પ્રતાપના કઠિન શાસનને લીધે, અત્યારે તેમા એક પણ નૌકા નથી. ચારે દિશા જનશૂન્ય થઇ રહી છે. જનશૂન્ય નદીને કિનારે, ચારે દિશામાં ઘોર અરણ્યની વચમાં, કાળા પત્થરવડે બંધાયલો કિલ્લો, ભયાનક દ્રશ્ય બતાવી રહ્યો છે! એ કિલ્લો દુરસ્ત કરાવવાનું તથા ત્યાં યોગ્ય બંદોબસ્ત રાખવાનુ કામ અમરસિંહને સોંપવામા આવ્યુ છે કુમાર, કિલ્લાના દ્વાર આગળ આવી પહોંચતાંજ, ત્યાંના રક્ષકોએ મશાલથી અજવાળુ કર્યું અને તેમને માનસહિત કિલ્લામાં લઇ ગયા. કિલ્લામા પ્રવેશ કર્યા પછી અમરસિંહને આશ્ચર્ય થયુ તેણે જોયુ કે એક બાજુમાં એક મ્યાનો, કેટલાક ઉચકનાર, અને કેટલાક સિપાહીઓ ઉભા છે. કુમારે વિસ્મય સહિત કિલ્લાના રક્ષકોને પૂછ્યું "આ બધુ શુ છે?"

કિલ્લાના રક્ષકો મ્હોટી વિપદ્‌મા પડયા. મહારાણાની આજ્ઞા લીધા વગરજ, તેઓએ કિલ્લામાં કોઇને સ્થાન આપ્યુ છે એ સાંભળતાંજ કુમાર ગુસ્સે થશે એમ જાણી કોઇએ ઉત્તર આપ્યો નહિ.

કુમારે પુનઃ પૂછ્યુ: "આ બધુ શું છે? હું સમજી શકતો નથી. ઉત્તર આપતા શા માટે સંકોચાઓ છો?"

સર્વમાંથી એક વૃદ્ધ રક્ષક આગળ આવ્યો. તેણે બે હાથ જોડી પ્રાર્થના કરીઃ " અન્યાયનું કાર્ય કર્યું છે મહારાજ ! ક્ષમા કરજો. નાથદ્વાર નગરના રાજા રઘુવરરાયની કન્યા સલુંબર જાય છે. સન્ધ્યા સમય થવાથી અને નજીકમાં અન્ય કોઇ ઉતરવાનુ સ્થાન નહિ હોવાથી અમે તેમને આ સ્થળે એક રાત ઉતારો આપ્યો છે. તેમને વિપદમાં પડેલાં જોઇ અમે સહાયતા કરી છે. તેમણે છેડેના એક દિવાનખાનામાં નિવાસ કર્યો છે. "

અમરસિંહે પૂછ્યુઃ " તે બધાં મળીને કેટલાં માણસ છે ? "

વૃદ્ધઃ " એક યુવતિ અને એક તેની દાસી તથા બીજા આ માણસો છે તે. "

" રાજા રઘુવરરાય. " આ શબ્દનો ધીમે ધીમે ઉચ્ચાર કરતાં કુમાર અમરસિંહે કિલ્લાની દક્ષિણ દિશામાં આવેલા એક ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાં એક વિરામાસન ઉપર બેઠા પછી મનમાંજ કહેવા લાગ્યાઃ " રાજા રઘુવર એ મેવાડના મહારાણાના પ્રિય મિત્ર નહોતા. " થોડીવાર પછી વળી કહ્યુંઃ " અને શત્રુ પણ નહોતા. વળી તે તો હમણાં આ જગત્‌માં નથી. " કુમારે કિલ્લાના મુખ્ય કર્મચારીને બોલાવી મંગાવ્યો. તેના આવ્યા પછી કિલ્લાનાં જે જે કાર્યો હતાં તે સબંધી સલાહ મસલત ચલાવી, અને બીજે દિવસે પ્રાતઃકાળમાંજ, આવશ્યકીય કાર્યોનો આરંભ થાય એવી વ્યવસ્થા કરી. આ બધી વાતચિત કરતાં કરતાં રાત્રિ બે પ્રહર વીતી ગઇ. કર્મચારી આદિને રજા આપી કુમારે શયન કર્યું, પરંતુ સખ્ત તાપને લીધે નિદ્રા આવી નહિ. નિદ્રાને માટે પથારીમાં આળોટયાં કરવુ અને નિરર્થક સમય ગુમાવવો એ રાજપૂત જાતિનો સ્વભાવ નથી. કુમારે પથારીમાંથી ઉઠી અગાશીમાં જઈ, વાયુનું સેવન કરવા માંડયુ. રાત્રિનો ત્રિજો પ્રહર ચાલે છે. હવે પહેલાના જેવો અંધકાર નથી. ચંદ્રની નિર્મળ જ્યોતિ વડે સમસ્ત પદાર્થ સુંદર રૂપેરી રંગે રસાઈ ગયા છે. સૌગંધિત વાયુની મંદમંદ લહેરો વડે મસ્તક શાંત થઈ રહ્યું છે. પ્રકૃતિ શાંત છે. સ્હામે ચાંદેરી નદી, ભગવા રંગના કિનારાનાં ચરણ ધોતી, ચંદ્ર અને નક્ષત્રની છાયા, હૃદયપર ધારણ કરી કલ્ કલ્ નાદ કરતી વહન કરી રહી છે. અમરસિંહ અગાશી ઉપર ભ્રમણ કરવા

લાગ્યો. તેનુ ચિત્ત, નાથદ્વાર નગર નિવાસિની કુમારી ઉર્મિલાના વિચારોમાં ગુંથાયુ હતું. તેથી કોઈ દિશામાં તેની દ્રષ્ટિ નહોતી. એક વખત તેણે બાજુની દિશામાં દ્રષ્ટિ ફેરવી. નેત્રે તેને એક રમણીની મૂર્તિનુ ભાન કરાવ્યુ. તેણે જોયુ કે સળંગ લાંબી અગાશીમાં થોડે વેગળે એક યુવાન સ્ત્રી વાયુ સેવન કરે છે. તેણે અનુમાન કર્યું કે: " તે કિલ્લામા આવેલી રાજા રઘુવરરાયની કન્યા હોવી જોઇએ. " અમરસિહના મનમાં પ્રશ્ન ઉઠયો: " કુમારી ઉર્મિલા નાથદ્વાર નગર નિવાસી છે. શુ એજ રાજા રઘુવરની કન્યા ? " નિર્ણય થયો: " હોય કદાચ. " વળી શકા ઉત્પન્ન થઈ: " ત્યારે, પિતા રઘુવરથી અસતુષ્ટ શા માટે ? " અમરસિહનુ હૃદય શુષ્ક, અને અતઃકરણ શૂન્ય થઈ ગયુ. તેણે વિચાર્યું: " અદ્રષ્ટમાં જે હોય તે થાય. પરતુ હુ તે દેવી મૂર્તિ મ્હારા હૃદયમાંથી ભૂલી શકીશ નહિ. " કોઇએ જાણે તેને કહ્યું: " એજ રમણી ઉર્મિલા. " તેના બન્ને પગ અણધાર્યા તે દિશામા જવા લાગ્યા. ઉર્મિલાની નજીક આવી પહોંચતાં કુમારે જોયુ કે: તેની શકા સત્ય છે. તેજ ઉર્મિલા છે. અમરસિહનુ માથુ ફરવા લાગ્યુ. પૃથ્વી શૂન્ય જણાવા લાગી.

વાંચકોને અત્યાર પ્હેલાં, રાજકુમારી ઉર્મિલા સાથે બે વખત પરિચય થયો છે, તે તેઓ ભૂલી ગયા નહિ હોય. એ બન્ને વખત ઉર્મિલાએ સૈનિકનાં વસ્ત્રો ધારણ કર્યા હતાં. અત્યારે ત્હેણે સ્ત્રીનાં વસ્ત્રો ધારણ કર્યા છે. યોદ્ધાને દીપે એવાં ઢાલ, તરવાર, ધનુષ્યબાણ અને બખ્તર વગેરેને બદલે અત્યારે તેના શરીર ઉપર મણિમુક્તા જડિત સુવર્ણના અલકારો જણાય છે. તે સમયે તે એક વીરને છાજે તેવી શોભાયમાન જણાતી હતી. અત્યારે એક સર્વાંગ સુદરી પેઠે શોભી રહી છે. તેના મુખકમળ ઉપર, શાંતિ, સરલતા, પવિત્રતા અને અસાધારણ બુદ્ધિ ક્રીડા કરી રહી છે. તેના સર્વાંગ ઉપર કોમળતા પથરાઈ ગઇ છે. કોઈ કહી શકશે કે આ કોમળ ભુવનમોહિની, મધ્ય રાત્રે, એકલી ઘોર અરણ્યમાં ધનુષ્યબાણ ધારણ કરી' ભ્રમણ કરી શકે ? અથવા કોણ કહી શકશે કે આ કોમલાંગીની કોમળ કાયા ઉપર, સુદર અલકારો કરતાં રણનાં આયુદ્ધ વિશેષ શોભશે ? "

ઘણીવાર પછી અમરસિહનુ ચિત્ત સ્વસ્થ થયુ. તેમણે કહ્યું: " કુમારી '

અત્યારે આ સ્થળે તમારાં દર્શન થશે એવું સ્વપ્ને પણ ધાર્યું નહોતું.”

ઉર્મિલાએ ધીમે ધીમે ઉત્તર દીધો: “આપ આ સ્થળે પધાર્યા છો એ મ્હને કોઈએ સમાચાર આપ્યાજ નહિ.”

રાજકુમાર: “તમે કિલ્લામાં આવ્યા પછી મ્હારૂ આવવું થયુ છે. તમારાં દર્શન કરવાની આશામાં મ્હે અનેક કષ્ટ સહન કર્યા છતાં મ્હારી આશા ફળીભૂત થઈ નહિ.”

ઉર્મિલાએ માથા પરના વાળ ઉચા ચ્હડાવતાં અને તે સાથે કુમાર સ્હામુ મીઠી દ્રષ્ટિએ જોતાં ઉત્તર દીધો: “આપે કૃપા કરી મ્હને અંતઃકરણમાં યાદ રાખી છે એજ મ્હારૂં સદ્‌ભાગ્ય સમજુ છું.”

અમરસિંહ ઘણા વખત સુધી નિઃસ્તબ્ધ થઇ તેના મનોહર મુખ સ્હામુ જોઈ રહ્યો. ચંદ્રનાં સ્નિગ્ધ કિરણો પડવાથી તેનુ મુખકમળ વિશેષ સુંદર દેખાતુ હતું. કમળને ખિલેલુ જોઇ ભ્રમર મોહ પામ્યો હતો-લુબ્ધ થયો હતો. તેણે કહ્યું: “આટલા દિવસ પછી આજે તમને ઓળખ્યાં. તમે રાજા રઘુવરરાયની કન્યા છો. ગમે તે હો પણ તમે મેવાડના પરમ હિતૈષી છો.”

સુંદરી ઉર્મિલા નીચું માથું કરીને ઉભી હતી ખરી પરંતુ યુવક રાજકુમારના મનોહારક મુખ તરફ વારવાર આડી નજરે જોયા કરતી હતી. તેના હૃદયમાં લોહી જોસબંધ દોડતું હતુ. કયા આનંદથી, કયા વિચારથી, તે તો તેજ જાણે. તેણે મનોભાવ ગુપ્ત રાખી કહ્યુ: “યુવરાજ! હું તો આપની દ્રષ્ટિએ પાપિણી છું. હુ રઘુવરરાયની કન્યા છુ. સર્વે મનુષ્યો એમજ જાણે છે કે મ્હારા પિતા મેવાડેશ્વરથી વિરૂદ્ધ હતા. તેથી મહારાણા પણ તેમને પાપી સમજતા હતા. મનુષ્યો ગમે તેમ કહે, અને આપ ગમે તે કલ્પના કરો, પરંતુ મ્હને જે વાત ઉપર વિશ્વાસ છે તે હું મુક્ત કણ્ઠે જગત્‌ને વિદિત કરીશ. મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે મ્હારા પિતૃદેવના હૃદયમાં રાજભક્તિ કિંવા મેવાડેશ્વરની કલ્યાણ-કામના કિંચિદ્ અંશે પણ ઓછી નહોતી. મનુષ્યો જેને દેશ-હિતૈષીતા કહે છે તે મ્હારા પિતાના હૃદયમાં દશગણી વધારે હતી. તેમ છતાં તેમના હૃદયમાં એક મ્હોટી ભ્રાંતિ ઉત્પન્ન થઈ હતી. તેઓ જાણતા હતા કે અનેક યત્ન કરવા છતાં મેવાડનો હવે

પુનઃ અભ્યુદય થશે નહિ. મેવાડનું પતન થવાનું શરૂ થયું છે. એ ઘણે લાંબે કાળે અટકશે. હમણાં એ વિધિ–લેખની વિરૂદ્ધ યત્ન કરવો અને પ્રબળ વેગે વહેતી નદીને રેતીની પાળ બાંધી અટકાવવાનો પ્રયત્ન કરવો એ બન્ને સરખુંજ તેઓ જાણુતા હતા. મેવાડને સ્વતંત્ર કરવાના યત્નો ફળિભૂત થશે નહિ એવી તેમના હૃદયમાં ખોટી ભ્રાંતિ ઉત્પન્ન થઈ હતી. એ ભ્રાંતિને લીધેજ તેઓ પોતાની રાજભક્તિના ચિહ્ન સ્વરૂપ શત્રુઓ સ્હામે કોઇ પણ યત્ન કરતા ન હતા! અદ્રષ્ટની ગતિ વડેજ મેવાડના ભાગ્યનું પરિવર્તન થશે એમ જાણી અદ્રષ્ટની કૃપાની વાટ જોતા બેઠા હતા અને તેથીજ મહારાણા સાથે મનોમાલિન્ય થયુ છે ' પરંતુ રાજકુમાર, આ સત્ય વાત હું કોને કહું ? હમણાં એ વાત ઉપર કોને વિશ્વાસ ઉપજે ? "

પ્રેમે પોતાનો ધર્મ બજાવવા માંડયો. પ્રેમ પ્રેમીજનોના દોષ જોતો નથી. રાજકુમારે દોષ વેગળા કર્યા અને કહ્યું: " કેમ વિશ્વાસ ના ઉપજે ? મ્હેં અથવા અન્ય કોઈએ કદી પણ સાંભળ્યું નથી કે તેમણે અમારૂં કોઈ પ્રકારે અનિષ્ટ કર્યું છે. "

કુમારી ક્ષણ વાર નિઃસ્તબ્ધ રહી. છાતીએ હાથ મૂકી એક ઉંડો ઉષ્ણ નિઃશ્વાસ મૂકયા પછી કહ્યું: " જનસમાજ વિશ્વાસ કરશે નહિ. મહારાણાને વિશ્વાસ આવશે નહિ, પરંતુ આ પિતૃહીન, ક્ષિણાંગી, ક્ષુદ્ર કુમારી પિતૃ ઋણ ફેડશે જ. પિતા ઉપરનો અણવિશ્વાસ દૂર કરશે જ કરશે યુવરાજ ! એ મનોમાલિન્ય હુ ફિટાડી શકીશ. હુ દેશને માટે, રાજપૂતોના ધર્મને માટે, ક્ષત્રિઓના ટેકને માટે, અને મેવાડના ગૌરવને માટે મ્હારા ક્ષુદ્ર પ્રાણ વેચી દઇશ. દેશના હિતને માટે મ્હે સકલ પ્રકારની ભોગ–વાસના વિસર્જન કરી છે. મેવાડના શત્રુઓનો વધ કરવો એજ મ્હારા જીવનનુ વ્રત જાણ્યુ છે. મેવાડની સ્વતંત્રતા એને જ મ્હારૂ જીવનનુ–સાફલ્ય ધાર્યું છે, અને તીક્ષ્ણ ધારવાળી તરવાર, ભાલા, અને ધનુષ્ય બાણ એ જ મ્હારા શરીરનાં સુંદર આભૂષણો છે એવી દઢ પ્રતિજ્ઞા કરી છે. યુવરાજ ' શત્રુઓ સાથે પ્રાણાંત પર્યંત યુદ્ધ કરીશ, અનેક શત્રુઓને રણ શય્યામાં સુવાડી દઇશ, તો પણ શું મહારાણાને વિશ્વાસ ઉત્પન્ન થશે નહિ ? તેમ કરવાથી પણ શું તેઓની કૃપા મેળવી

શકીશ નહિ? મ્હને ખાત્રી છે કે રાજપૂતો એટલા નિષ્ઠુર નથી. તેમને ખરા ખોટાની પરીક્ષા છે. મહારાજા સમક્ષ હુ પરિક્ષા આપીશ. યુદ્ધ ભૂમિમાં ઝઝૂમીશ. દેશને માટે પ્રાણ ત્યાગ કરતા સુધી યુદ્ધ કરીશ. તેમ કરવા છતાં પણ જો મહારાણાની કૃપા નહિ પ્રાપ્ત કરૂ તો તેમના ચરણમાં આ ક્ષુદ્ર પ્રાણ વિસર્જન કરીને અમારી રાજભક્તિનુ દૃષ્ટાંત બતાવી આપીશ! રાજપુત્ર! એમ થશે તોપણ જનસમાજ એમ નહિ કહે કે: રાજા રઘુવરરાયની કુમારિકાના દેહમાં અતિ પવિત્ર રાજભક્તિ, અતિ જ્વલત દેશભક્તિનું રક્ત પ્રવાહિત થતું હતું?"

અમરસિંહ ત્હેના મુખમાંથી નિકળતા શબ્દો, તેમા મુખ ઉપર ફરકતું વીરત્વ, તેના નેત્ર પરથી જણાતી રાજભક્તિ વગેરે ભાવો જોઈ રહ્યો હતો. તે મનમાં જ ઉર્મિલાને ધન્યવાદ આપતો હતો. થોડી વારે કહ્યું: "ઉર્મિલાદેવી! મહારાણા જે સમયે તમારા એવા અસાધારણ સદ્‌ગુણ જોશે તે વખતે તમારી પૂજા કરશે. આવી અકૃત્રિમ રાજભક્તિ, અને આન્તરિક સ્વદેશ પ્રેમ કોઈએ કદી ભાગ્યેજ જોયો હશે! હુ તો કહી શકુ છુ કે તમે મનુષ્ય નથી પણ દેવી છો! ઈશ્વરની ઈચ્છાથી તમારી જે ઉચ્ચ મનોવૃત્તિ તમે મ્હને કહી સંભળાવી છે તે એક રાજપૂત મહિલાને માટે અતિ આદરસત્કારને પાત્ર છે. દેવી ઉર્મિલે! હુ મ્હારી વાત કહું છું. હુ તમને જીવન પર્યંત પરમ શ્રદ્ધાની દૃષ્ટિએ જોઈશ, અને તમારી આ પવિત્ર મૂર્તિ, જીવન પર્યંત હૃદયમાં કોતરી રાખીશ. ધન્ય છે તમારી રાજભક્તિને! ધન્ય છે તમારી દેશભક્તિને!"

રાજકુમારના આ શબ્દો સાંભળતાં ઉર્મિલાના હૃદયમાં એક પ્રકારનો આનંદ ઉત્પન્ન થયો. એ આનંદ કયા પ્રકારનો હતો તેનુ પ્રથક્કરણ કરવા માટે તો કુશળ મનઃતત્વ જાણનાર વૈદ્યની જ જરૂર છે! તેણે સ્મિતહાસ્ય કરતાં માથું નીચું નમાવી દીધું, અને પગના અંગુઠા વડે જમીન પર લીંટા ખેચવા લાગી.

અમરસિંહે પૂછ્યુ: "સાંભળ્યુ છે કે ત્હમે સલુબર જાઓ છો. સલુબરના રાજા તમારા મામા થાય છે તે પણ હું જાણું છું. મહારાણાના ભયથી તેમણે અત્યાર સુધી તમારી સાથે સંબંધ ત્યાગ કરી દીધો હતો

એમ પણ કહી શકાશે. શું હજુ પણ તેઓ તમાંરી સાથે એવી જ રીતે વર્તે છે કે ?"

કુમારીએ ઉત્તર આપ્યો: "જે કારણને લીધે તેમને મહારાણાનો ભય લાગતો હતો તે કારણ જ જગત્માં નથી એટલે પછી મામાની તેવી વર્તણુક પણ નથી. પિતા પરલોકમાં ગયા પછી મામા જ મ્હારી સર્વે સંભાળ લે છે. મ્હારા ઉપર તેમનો અતિશય સ્નેહ છે. તેમને સંતાન નથી. હું જ મામા અને મામીના વાત્સલ્યનુ સ્થાન થઇ પડી છું તેમની આજ્ઞાથીજ હું હમણા તેમને ત્યાં જાઉ છુ."

અમરસિંહ આનંદ પામીને બોલ્યો: "ઘણું સારૂં થયુ. હવે પ્રસંગોપાત તમારાં દર્શન કરી શકીશ એવું અનુમાન થાય છે. મહારાણાના જમણા હાથ જેવા સલુંબરરાજ, મ્હારા પર પોતાના પુત્ર જેટલો સ્નેહ રાખે છે. તેમનું સ્થળ એ હુ પારકાનુ સ્થળ માનતો નથી."

ઉર્મિલાએ કહ્યુ: "કુમારની એટલી બધી કૃપા રહેશે કે શુ ? શુ આપ કોઇ દિવસ ઇચ્છાપૂર્વક આ અભાગિનીને દર્શન દેશો ?"

કુમારે વિસ્મય પામતાં કહ્યુ· "એવી આશકા શા માટે કરો છો ઉર્મિલા! શુ હું માણસ નથી ? શુ હુ તમને ભૂલી જઇશ ?"

ઉર્મિલા મંદમંદ હાસ્ય કરતી બે હાથ મસળતી બોલી: "કુમારને કેટલાંએ બધાં કાર્ય છે. કેટલા બધા વિષય ઉપર દેખરેખ રાખવાની હોય છે એ બધાં કાર્ય અને વિષય સાગરમાં આ ક્ષુદ્ર હૃદયની, મંદ–ભાગિની ક્યાય ડૂબી જશે તો ?"

યુવરાજ: "અનેક કાર્ય અને અનેક વિષય હૃદયની એક દિશામાં અને કુમારી ઉર્મિલા હૃદયની બીજી દિશામાં રહેશે, પછી કાંઈ ?"

બન્ને શાંત થયાં. કોઈ બોલતું નથી. વાક્ય પ્રવાહને આગળ વધવા દેવાનું કોઈ સાહસ કરી શકયુ નહિ.

રાત્રિ હવે થોડી બાકી છે. પૂર્વમાં સિંદુરીયા રંગનો પ્રકાશ જણાવા લાગ્યો. એ પ્રકાશે પ્રાતઃ સમયની વધામણી આપી. આકાશમાં હજુ બે ચાર ઝાંખા તારા વખતે ઝબકી ઉઠે છે. મધુર પવન મંદ ગતિએ વૃક્ષનાં પલ્લવો

હલાવી, પર્વતના માથા ઉપર થઈ, સૌગંધિત પુષ્પોમાંથી સૌગંધ લઈ યુવક યુવતીના મસ્તકને તૃપ્ત કરે છે. પવનની લહેરો આવતાં પક્ષીઓ વૃક્ષની ઘનઘોર ઘટામાંથી ડોકીયાં કહાડી મધુર ગાયનો ગાઈ રહ્યાં છે. અહા ! કેવી મધુર ઉષા !

ઉર્મિલાએ કહ્યું: " યુવરાજ, જોત જોતામાં રાત્રિ વીતી ગઈ. મ્હારે જવાનો સમય થયો છે. મ્હને રજા આપો."

એ સાંભળી યુવરાજનુ મ્હોં ઉતરી ગયુ. તેણે ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "તમને રજા આપવી એ સ્હેલુ નથી પરંતુ વિલંબ થવાથી તમને ત્યાં ઠપકો મળે. ભગવાન ભવાનીપતિ તમને સુખી રાખે. દેવી ઉર્મિલા ! યાદ રાખજો કે તમારૂ નામ આ હૃદયમાં ઇષ્ટમંત્રની પેઠે સ્થાપિત રહેશે. "

કુમારીએ કંઈ વાત કહેવાને માથુ ઉંચું કર્યું. એક વખત ત્હેના હોઠ હાલ્યા પરંતુ તેનાથી એક પણ શબ્દ બોલાયો નહિ. યુવરાજના મુખ સ્હામું જોઇ રહી યુવરાજ તેના મુખ સ્હામુ જોઈ રહ્યો, પણ સૂર્યનારાયણે પોતાનુ કામ કર્યું. તેમણે બન્નેને વિખુટાં પડવાની ફરજ પાડી. ઉર્મિલા ઉંડો નિ:શ્વાસ મુકતી કમ્પતે પગલે અગાશીમાંથી નીચે ઉતરી ગઇ.

અને અમરસિંહનું શું થયુ ? તે અનેક ક્ષણ સુધી અચેતન, પૂતળા જેવો, સ્થિર થઈ તેના જવાના માર્ગ તરફ જોતોજ ઉભો રહ્યો ! તે ચાલી ગઇ છતાં જાણે તેની મનોહારક મધુરી મૂર્તિ તેના નજરે આગળ તરતી જણાતી. પ્રાતઃ સમયે કિલ્લાના રક્ષકો સ્નાનાદિ કરી " બમ્ બમ્ ભોળા. હર હર શંકર. " એવા શબ્દો બોલવા લાગ્યા ત્યારે ત્હેને ચૈતન્ય ઉત્પન્ન થયુ. ત્યારે તેની ઉર્મિલા અદ્રષ્ય થઈ ! તેણે મનમાંજ કહ્યું " એ દેવીને હૃદય વેચ્યું છે. તેમ થવાથી જો પિતા અપરાધી ઠેરવશે તો તેમને સંતોષ આપવાનું આ દુષ્ટ પુત્રથી શી રીતે બનશે ? પ્રભુ, તું દયાળુ છે. મ્હારી પ્રાર્થના તું સ્વિકારજે. " વિચાર કરતો કરતો યુવરાજ ત્યાંથી ધીમે પગલે ચાલ્યો ગયો.

ઉર્મિલા યુવરાજ પાસેથી ધીમે ધીમે ચાલી ગઈ હતી. તેના હૃદયમાં માત્ર રાજકુમાર સિવાય બીજા કોઇના વિચારો નહોતા. તેનું મન પરવશ

થઈ પડયું હતું. એકાએક પોતાની દાસીને સ્હામે ઉભેલી જોઈ કહ્યું: "કોણ" તારા કે ? હું તો બીધી ! "

પરંતુ આ વખતે તારા નખથી શીખ સુધી બળી ગઈ હતી ! કુમારીને શય્યામાં નહિ જોતાંજ તેને શોધવા માટે તે અગાશી તરફ આવી હતી. ત્યાં તો ઉર્મિલા એક અપરિચિત યુવાન પુરૂષ સાથે ગાઢ પ્રેમાલાપમાં મગ્ન થઈ રહી છે. તેને પોતાનાં નેત્રો પર વિશ્વાસ આવ્યો નહિ ! અંતે તેને તે સત્ય જણાઈ આવ્યું.

ઉર્મિલાના શબ્દો સાંભળી તારા ક્રોધે ભરાઇ બોલી: " જે રાજપૂત રમણી, રાત્રીને સમયે ગુપ્ત રીતે, પરપુરૂષ સાથે વાતચિત કરીને પિતા માતાના વંશને કલંકિત કરે ત્હેને વળી ભય કેવો ? "

ઉર્મિલા બાલ્યાવસ્થાથીજ માતૃહીન થઈ હતી. તે સમયથીજ તારા તેને માતૃવત્ ચ્હાતી હતી, અને તેનુ લાલન પાલન કરી ઉછેરતી હતી તેનામાં દોષ જણાતાં, તેને શિક્ષા કરવાનો તારાને અધિકાર હતો. તારાએ તેનુ જે અપમાન કર્યું, તેથી ઉર્મિલાના પવિત્ર, નિષ્કંલક અને નિર્મળ હૃદયમાં આઘાત થયો. તારા ઉપર તેને એકાએક ક્રોધ થતો નહિ પરતુ અત્યારે તેને ક્રોધ થયો. તેણે બનતે યત્ને હૃદયને શાંત પાડી કહ્યું: " કોઇને કાંઈ પણ કહે તે પ્હેલાં બહુજ વિચાર કરીને કહેજે. વિચાર કર્યા વગર કાંઈ પણ બોલીશ તો સર્વનાશ થશે–પસ્તાવું પડશે ! "

તારાએ ઉત્તર દીધો: " વિચાર્યા વગર મ્હે શુ કહ્યું છે ? મ્હારે નેત્રે મ્હેં જોયું છે તે કહ્યુ છે. તમે એવો વિચાર કર્યો છે કે મ્હને ધમકાવીને કામ કાઢી લેવુ ? પરતુ જે કાર્ય કર્યું છે તેનુ ફળ સલુબર ગયા પછી તમને મળશે. જાઓ, તમારી સાથે હવે વાતચિત કરીશ નહિ ! જેના સ્વભાવમાં આટલુ બધુ દૃપણુ છે તેની સાથે વાતચિત કરવાની મ્હને ઇચ્છા નથી. ત્હમારી જ્યાં ઇચ્છા હોય ત્યાં જાઓ. જેની સાથે ઇચ્છા થાય તેની સાથે રાત્રિ વિતાડી આવજો. "

તારા જવાને તૈયાર થઇ. ઉર્મિલાએ કહ્યુ: " હુ જે કહુ તે પ્રથમ સાંભળ, પછી ગુસ્સો કરવો હોય તો કરજે. "

તારા મ્હોં મ્હડાવી ઉભી રહી પણ વાત કરી નહિ. ઉર્મિલાએ, યુવ-રાજ સાથે બનાસ નદીને કિનારે પ્રથમ સાક્ષાત થયો હતો ત્યારથી આજ સુધીમાં જે જે બન્યું હતું તે સર્વે વૃત્તાંત કહી સંભળાવ્યું. તારા સાંભળતાં સાંભળતાં ધીમે રહીને તેના સ્હામુ જોવા લાગી. તેના મુખ ઉપરથી ક્રોધની રેખાઓ લોપ થઇ ગઈ. ઉર્મિલા સ્હામું જોઇ કહ્યું: "જ્યારે એટલું બધું થયું છે ત્યારે આજ સુધી કેમ કહ્યું નહિ?"

ઉર્મિલાએ હવે હૃદયનાં દ્વાર ખુલ્લાં મુકી કહ્યું: "તારા, સાંભળ, તું જેને પર પુરૂપ ધારે છે તેને તું ઓળખતી નથી પરંતુ તે તો મ્હારા હૃદ-યના રાજા છે, મ્હારા પ્રાણેશ્વર, મ્હારા પતિ છે. મ્હે ભવાની દેવીના નામથી પ્રતિજ્ઞા કરી છે કે યુવરાજ અમરસિંહ સિવાય અન્ય કોઈને આ હૃદયમાં સ્થાન આપીશ નહિ. હુ જાણું છું કે મ્હારી એ આશા તદ્દન અશક્ય છે, તથાપિ તારા, મ્હેં સમુદ્રમાં ભૂસકો માર્યો છે! હવે જોઉં છું કે રત્ન મળે છે કે જીવ જાય છે! એમાં જો મ્હારો દોપ હશે તો તેથી હું જરા પણ દિલગીર થઇશ નહિ. મ્હે વગર વિચારે નિરાશ પ્રણય-સાગરમાં ડૂબકી મારી છે. એમ જાણી કદાચ તું મ્હારી નિંદા કરે અથવા માનવ-સમાજ મ્હને કલંકિત ધારી લે તો તારા, ત્હારી નિંદા અથવા માનવ-સમાજના કલંક તરફ આ ઉર્મિલા કિંચિદ્ પણ ધ્યાન આપશે નહિ!"

તારા મનમાં ને મનમાંજ કંઈ વિચારો કરતી ઉભી હતી. ઉર્મિલા ત્હેનો હાથ ઝાલી છેક નીચે ઉતરી પડી.

---

## પ્રકરણ ૧૫ મું.

### મંત્રણા.



સાયંકાળનો સમય છે. આગ્રા નગરના, શ્વેત પત્થરના બનેલા અતિ મનોહર, બાદશાહી મહેલ ઉપરના સુવર્ણ-કળશ ઉપર, અસ્ત પામતા સૂર્યનાં સોનેરી કિરણો પડવાથી તે ચળકી રહ્યા છે. મહેલના ગુંબજ ઉપરની, ચંદ્રાકાર ચિત્રવાળી પતાકા, પવનના તરંગ

આવતાં ક્વચિદ્ વાંકી થઈ જાય છે અને ક્વચિદ્ સીધી ટટાર રહે છે. મ્હેલે અર્ધ ગાઉ સુધી જગ્યા રોકી છે, પરંતુ તેમાં આવેલાં અસંખ્ય દિવાનખાનાં અને મહાલયોમાં દૃષ્ટિપાત કરવાનુ અત્યારે પ્રયોજન નથી. બાદશાહ અકબર, પ્રતિ દિવસ પ્રાતઃકાળે ઉમરાવો સાથે દરબાર ગૃહમાં, બેસી સમસ્ત રાજકાર્ય સંબંધી સલાહ મસલત ચલાવે છે. મધ્યાહ્ન સમયે તેઓ મંત્રણા–ગૃહમાં વિશ્વાસુ મનુષ્યો સાથે બેસી રાજનાં ગુપ્ત કાર્યો સંબંધી વાતચિત કરે છે. હમણાં બાદશાહ બહાદુર મંત્રણા–ગૃહમાં બેઠા છે. આપણે અત્યારે એ ગૃહનુંજ કામ છે. આવો વાંચક, અનેક ગૃહો છોડી દઇ, આપણે એજ ગૃહમાં અદ્રષ્ય રીતે ભરાઈ જઇએ !

મંત્રણા–ગૃહ, એ એક વિશાળ દિવાનખાનુ છે. તેની વચમા તુર્કસ્થાનથી મંગાવેલો એક અતિ ચમત્કારિક ગાલિચો પાથર્યો છે એ ગાલિચા ઉપર, મૂલ્યવાન હીરા જડિત સુવર્ણમય સિંહાસન ઉપર મોગલશિરોમણી શેહેનશાહ અકબર બિરાજ્યા છે તેમની પાસે એક આસન ઉપર, એક અપૂર્વ સુંદર રાજપૂત યુવક બેઠો છે. તે બિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજ છે. સુચતુર, કળાબાજ, બુદ્ધિમાન, અકબરશાહ સારી પેઠે જાણતા હતા કેઃ રાજપુતો એ ભારતવર્ષના મુખ સ્વરૂપ છે. તેઓ સાહસમાં અતુલ છે, બળમા અદ્વિતીય છે, અને બુદ્ધિમાં અજય છે તેથી વીર રાજપૂતોને સ્વપક્ષમાં લીધા સિવાય ભારતવર્ષમા મુસલમાન રાજ્યનો પાયો સુદ્રઢ થશે નહિ અને ભારતની પ્રજાને શેહેનશાહ ઉપર વિશ્વાસ ઉત્પન્ન થશે નહિ. શેહેનશાહના એ વિશ્વાસને લીધે જ તેમની અતિશય ઉન્નતિ થઇ હતી. તેમણે ચતુરાઇથી મુખ્ય રાજપૂતોને માન આપી, ઉચ્ચપદે રાખ્યા હતા. ધર્મની વિપરિતતાને લીધે કિંવા સેવક સેવ્યનો સંબંધ જાણી દ્વેષ બુદ્ધિને લીધે તેઓ કદી પણ રાજપૂતોનુ અપમાન કે અનાદર કરતા નહિ. એ જોઇને જ અસાધારણ બુદ્ધિ, બળ અને કૌશલ્ય સમ્પન્ન વીર રાજપૂતો, ધીમે ધીમે પોતાની ઈચ્છાથી જ, શેહેનશાહના આશ્રયમાં આવતા. તેમ થવાથી ધીમે ધીમે જીતનાર અને જીતાયલા વચ્ચેનો ભિન્નભાવ લોપ થતો. રાજપૂતો કૃતઘ્ન નહોતા. શેહેનશાહે તેમને જે માન આપ્યું હતું તેથી આનંદ પામી, પોતપોતાના

કર્મમાં દૃઢચિત્ત થવા લાગ્યા હતા. તેથી મોગલ રાજલક્ષ્મી, સત્વર અતિ ઉન્નત, ગૌરવ પદવી ઉપર બિરાજી ! કુમાર પૃથ્વિરાજ, પોતાના રાજ્યની સ્વતંત્રતાનુ સંરક્ષણ નહિ કરી શક્યાથી શેહેનશાહ અકબરના શરણમાં આવ્યા હતા. અકબરશાહે તેમને અતિ પ્રેમપૂર્વક આશ્રય આપ્યો હતો. કુમારમાં એક આશ્ચર્યકારક શક્તિ એ હતી કે તેઓ શીઘ્ર કવિ હતા. તેઓ અગણિત કવિતાઓ રચીને મુખમાંથી બોલ્યા જ કરતા ! તેમજ પત્ર આદિ સર્વ કવિતામાં જ લખતા. ગુણગ્રાહી અકબરે, તેમના એવા અસાધારણ ગુણ જોઇ આનંદ પામી તેમને "રાજ કવિ" નો ખેતાબ આપ્યો હતો, અને હમેશાં તેમને માનપૂર્વક પોતાની સાથે રાખી સ્નેહ દર્શાવતા. પૃથ્વિરાજ ઉપર શેહેનશાહનો અત્યંત પ્રેમ હતો છતાં તે પોતાના રાજ્યમાં બંદોબસ્ત નહિ રાખી શકવાથી, પોતે પોતાનો અતિશય તિરસ્કાર કરતા અને અત્યંત દિલગીર થતા ! મહારાણા પ્રતાપસિંહ ઉપર તેમને અતિશય પ્રેમ હતો. કારણ કે મહારાણા, મેવાડની સ્વતંત્રતાનુ સંરક્ષણ કરવા માટે જેટલા યત્નો કરતા હતા તેટલા અન્ય કોઈ રાજપૂત કરે તેમ નહોતું !

આજે બાદશાહનુ હૃદય આનંદથી પરિપૂર્ણ છે. કારણ કે માનસિંહ દ્વારા સોલાપુર ઉપર વિજય મેળવવાના સમાચાર હમણાંજ તેમણે સાંભળ્યા છે. તેમણે પૃથ્વિરાજને કહ્યુ: "કેમ રાજકવિ ? ધારૂ છું કે વીર માનસિંહ જેવો રણનિપુણ અને ઉદ્યોગી નર-સિંહ કોઈ દ્વિતીય નથી ?"

પૃથ્વિરાજે ઉત્તર દીધો "એ વાત કોણ ના કહી શકશે જહાંપનાહ ? શેહેનશાહ જેવા અદ્વિતીય પ્રતાપશાળી મહા પુરૂષોના અભિપ્રાય પ્રમાણે જેઓ કામ કરે છે તેમનાં સર્વ કામ સફળ થાય એમાં શક શો ? માનસિંહ તો એક અસાધારણ યોદ્ધા છે !"

બાદશાહે લાંબી દાઢી ઉપર હાથ ફેરવતાં કહ્યું: "માનસિંહ મ્હારા જમણા હાથ જેવો છે. માનસિંહ વીર ચુડામણિ છે. હું ધારૂં છું કે તમે, મહારાજ માનસિંહ જેવા કોઇ બીજા કર્મીષ્ઠ અને ઉદ્યોગી પુરૂષનું નામ કહી શકશો નહિ."

રાજકવિએ ઉત્તર દીધો: "હું ધારૂં છું કે બાદશાહ બહાદુર એ

વાત હૃદયપૂર્વક કહેતા નથી. મહારાજ માનસિંહ અસાધારણ વીર છે એમાં તો સંદેહજ નથી. પરંતુ બાદશાહ સ્મરણ કરશે તો જાણી શકશે કે હજુ પણ રાજપુત કુળમાં એવા મહાવીર પડ્યા છે કે જે અંબરેશ્વરને તૃણવત્ ગણે છે અને હજુ પણ તરવાર કેમ ચલાવવી તેનો તેમને ઉપદેશ આપી શકે એવા છે! તેઓ બળવિક્રમમાં અતુલનીય, પ્રતિજ્ઞાપાલનમાં દ્રઢવ્રત, અને રણ કૌશલમાં અદ્વિતીય છે. તેવા સર્વગુણ સમ્પન્ન, અસાધારણ વીર પુરૂષો કરતાં માનસિંહ શ્રેષ્ઠ છે એ વાત આ અધમ સ્વિકારી શકે એમ નથી જહાંપનાહ!"

બાદશાહે ક્ષણવાર વિચાર કર્યા પછી કહ્યું: "હુ ધારૂં છુ કે તમે મેવાડના મહારાણા પ્રતાપસિંહ સબંધી કહો છો. હુ કબુલ કરૂં છું કે પ્રતાપ અસાધારણ વીર છે અને અતિશય દ્રઢ પ્રતિજ્ઞ છે. પરંતુ ત્હમે ધારો છો કે પ્રતાપનુ એ તેજ અને એ પ્રતિજ્ઞા અખંડિત રહેશે? માનસિંહને હાથેજ પ્રતાપનો ગર્વ ઉતરાવીશ. તેજ વખતે પ્રતાપના બળ, વિક્રમ અને પ્રતિજ્ઞાની પરીક્ષા થશે."

રાજકવિ: "જહાંપનાહ! મ્હારી ક્ષુદ્ર બુદ્ધિવડે જે અનુમાન કરૂ છુ તે પ્રમાણે કહી શકુ છુ કે: "પ્રતાપસિંહને નમાવવો એ સહેલુ નથી! પ્રાણાંત પર્યંત તે માથું નમાવશે કે કેમ તેજ મ્હોટા સદેહની વાત છે. એવા મહાન યોદ્ધા સ્હામુ માનસિંહનુ કેટલુ બળ જહાંપનાહ! તે પ્રતાપને શુ કરી શકશે? તેમના અતિ પ્રબળ બળ પ્રવાહમા, માનસિંહરૂપ બળવાન-હાથી તણાઇ જશે એમ ધારૂ છુ."

રાજકવિ મનમાં જ બોલવા લાગ્યા. "મહાવીર પ્રતાપ! અવટકી પ્રતાપ! સ્વદેશ પ્રેમી પ્રતાપ! ધન્ય છે તમને! તમારા જન્મનુ સાર્થક થયુ છે, પરંતુ ઉછળતા સમુદ્રમાં એક ન્હાની નૌકા પેઠે તમે ઉભા છો! બધુ ડૂબી જશે! જે વા વટોળીઓ ઉઠયો છે તેના જોરે મ્હોટા મ્હોટા પર્વતો ઉખડી જશે તો પછી વીર પ્રતાપ! તમારૂં કેટલું બળ! સમસ્ત રાજપૂતો બાદશાહી સિંહાસન આગળ નમ્યા છે, વેચાયા છે, ગુલામ થયા છે, પરતંત્રતા કબૂલ કરી છે! તમે માત્ર એકલા છો. તમારો છૂટકો નથી! તથાપિ યત્ન કરવો જોઇએ. જો કોઇ ઉપાય જડે તો કંઇક વળે ખરૂં! શા માટે યત્ન નહિ કરવો?"

બાદશાહે થોડીવાર સ્તબ્ધ બેસી રહ્યા પછી કહ્યું: "પ્રતાપનુ વીરત્વ અતુલ છે એ હું જાણું છું. અને તે માટે હું તેમની ખૂબ પ્રશંસા કરૂં છું. પરંતુ તે સિંહ જ્યારે જાળમાં ના સપડાય ત્યારે મ્હારૂં કૌશલ્ય શેનું? તેનો અહંકાર જ્યારે ચૂર્ણ ના થાય, ત્યારે મ્હારૂં ગૌરવ શેનું? એ વીર જ્યારે મ્હારે તાબે ના થાય ત્યારે મ્હારૂં બળ શેનું? તેની પ્રતિજ્ઞા ભંગ ના થાય ત્યારે મ્હારો ટેક શેનો? મ્હારા રાજપૂત યોદ્ધાઓ, પૃથ્વીને ક્ષુદ્ર ગોળાની પેઠે ફેરવી શકે એમ છે! તેઓ શું એક ક્ષુદ્ર મનુષ્યને નમાવી શકશે નહિ? તાબે કરી શકશે નહિ? ઓહ્! એમાં તે શી મ્હોટી વાત છે?"

પૃથ્વિરાજે નીચું મુખ રાખી કહ્યું: "જહાંપનાહ! જય અને પરાજય એ તો વિધિને હાથ છે. બળ અને પ્રતાપદ્વારા તે પ્રાપ્ત થાય એમ નથી. બાદશાહ સાથે પ્રતાપની સરખામણી કરતાં તે કુછ બિસાદમાં નથી! અબ્બુલફજલ જેના મંત્રી છે, ટોડરમલ્લ જેના સચીવ છે, ફૈજી જેના મિત્ર છે, માનસિંહ જેવા સેનાપતિ છે, અને મહોબ્બતખાં, રાય બીરબલસિંહ, સાગરજી, શોભાસિંહ આદિ અનેક વીર પુરૂષો જેના આશ્રયમાં છે, જેનુ રાજ્ય સમુદ્ર પર્યંત વિસ્તાર પામ્યુ છે, જેની સૈન્ય-સંખ્યા અગણિત છે, જેના પ્રતાપ આગળ સમસ્ત ભારતે માથુ નમાવ્યું છે, તેની સાથે ક્ષુદ્ર મેવાડના ધન, જન શૂન્ય, ક્ષુદ્ર પ્રતાપની તુલના કદી પણ થઇ શકે નહિ પરંતુ—"

એ સમયે એક અમલદારે ત્યાં આવી સન્માન સહિત કહ્યુ કે: "જહાંપનાહ! મહારાજ માનસિંહ બહાદુર મહેલના દ્વાર પર્યંત આવી પહોંચ્યા છે."

બાદશાહે આનંદ ભરેલે ચ્હેરે અમલદારને વિદાય કર્યો અને કહ્યુ: "રાજકવિ, પરંતુ શું?"

બાદશાહમાં મહાન ગુણ એ હતો કે, તેઓ ક્ષુદ્ર અથવા મહાન, ગમે તે હોય પણ તેની સલાહ લેવામાં અપમાન સમજતા નહોતા. અથવા તેમની ઇચ્છા વિરૂદ્ધ અભિપ્રાય આપનાર, પોતાનો અભિપ્રાય સત્ય ઠેરવતો તો બાદશાહ

તેના પર ગુસ્સે થતા નહિ ! તેથીજ પ્રતાપસિંહ સંબંધી પૃથ્વિરાજનો શો અભિપ્રાય છે અને તેને તાબે કરવા સંબંધી પૃથ્વિરાજના અંતઃકરણમાં કયા પ્રકારની આપત્તિ છે તે બાદશાહ આગ્રહપૂર્વક સાંભળતા હતા. તેઓ એવી ખૂબીથી વાત કરતા હતા કે જાણે પૃથ્વિરાજની ભૂલ ભાંગવા અને તેમની અજાણુતા દૂર કરવાની વાસનાથીજ બાદશાહ આટલી બધી વાતો કરે છે ! બાદશાહની સાથે હમેશાં નિવાસ કરનાર અને તેમનાં પ્રિયપાત્ર મનુષ્યોએ, બાદશાહને માત્ર પ્રિય ભાષણ દ્વારા તેમના મનને આનંદ આપવાનો નહોતો. માત્ર મીઠું બોલવાથી બાદશાહને અસંતોષ થતો પણ જેઓ નિઃસંકોચ મનથી, પોતાને જે સત્ય જણાય તેજ કહેનાર ઉપર બાદશાહ પ્રસન્ન રહેતા. તેથીજ બાદશાહ પાસે રહેનાર મનુષ્યો ખુલ્લા અંતઃકરણથી પોતાનો અભિપ્રાય તેમને જણાવી શકતા. એજ કારણથી પૃથ્વિરાજે બોલવાનું સાહસ કર્યું:—" પરંતુ જહાંપનાહ ! પ્રતાપની નસેનસમાં વીર ક્ષત્રિય રક્તનો પ્રતાપ–પ્રવાહ વહે છે, જ્યાં સુધી એ પ્રતાપ છે ત્યાં સુધી કોની મકદૂર છે કે તેને તાબે કરી શકે ? આ તાબેદારને દૃઢ વિશ્વાસ છે કે વીર બાહુ, દૃઢ પ્રતિજ્ઞ, પ્રતાપસિંહ કદી પણ આપને નમશે નહિ. બાદશાહ જનાબનો યત્ન સફળ થશે નહિ. "

બાદશાહ વિચાર કરવા લાગ્યા. વળી પેલા અમલદારે આવી પુનઃ નિવેદન કર્યું " મહારાજ માનસિંહ આ તરફ આવે છે. "

અમલદાર ચાલ્યો ગયો. એક સિપાહીએ નેકી પોકારી " અંબરરાજ, વિશહજારી મનસબ્દાર, અતુલ પ્રતાપ, બાદશાહ બહાદુરના પ્રેમપાત્ર, રાજપૂત ચુડામણિ, મહારાજ માનસિંહ બહાદુર પધારે છે. "

એ સાંભળી હર્ષ પામતા બાદશાહ દ્વાર સુધી તેમને લેવા ગયા. ત્યાંથી હસતાં હસતાં માનસિંહને ગૃહ પ્રવેશ કરવાની ઈસારત કરી. માનસિંહે, પૃથ્વિને હાથ લગાડી, સલામ કરતા કરતા મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. બાદશાહે તેમને આલિંગન કરી કહ્યું: " વીરવર ! તમારા યશની સૌગંધ, તમારા આવતાં પહેલાંજ મ્હારી પાસે આવી પહોંચી છે, અમે હજુ તમારીજ વાત કરતા હતા. "

માનસિંહે હસતા હસતાં ઉત્તર દીધોઃ " મ્હારા જેવા ક્ષુદ્ર મનુષ્ય

સંબંધી વાત કરવામાં, બાદશાહ બહાદુરની એક પળ વીતી છે એ સમાચાર કરતાં અધિક ગૌરવની, પ્રશંસાની અને કૃપાની વાત, માનસિંહ બીજી કાંઇ જાણતો નથી જહાંપનાહ ! ”

બાદશાહ પોતાના આસન પર બેઠા અને માનસિંહને પણ બેસવાનું કહ્યું: “ ત્યાર પછી પરસ્પર સ્વાસ્થ્ય સંબંધી વાતચિત થઈ. બાદશાહે હસતાં હસતાં કહ્યુ: “ પરંતુ અમે તમારી નિંદા કરતા હતા. ”

માનસિંહ: “ આ અધમનું એવું સદ્‌ભાગ્ય ક્યાંથી કે બાદશાહ બહાદુર તેની નિંદા કરે ! પરંતુ નિંદા હો કે પ્રશંસા હો, ગમે તેમ પણ બાદશાહ બહાદુર મ્હારૂં સ્મરણ કરે છે એજ આ રંકને માટે અભિમાન લેવા જેવું છે.”

અકબરશાહ: “ જે વીર પુરૂષ, હિંદુસ્થાનને પગ નીચે દબાવી દેવા છતાં તૃપ્ત થતો નથી, જેની સત્તા, સિંધુ નદીને ઓળંગી, ગઝની નગરને નમાવી રહી છે, તે વીરનું અતિશય તેજ, સ્થાન વિશેષે પ્રતિષ્ઠા ના પામે તો તે બનાવ, તેના વીર ચરિત્રમાં, હમેશને માટે કલંક સમાન જ કહેવાશે. ”

મહારાજ માનસિંહ ઘણીવાર સુધી નીચું માથું કરી વિચારમાં જ ચુપ બેસી રહ્યા હતા. તેમણે ધીમે ધીમે માથું ઉંચું કરી ઉત્તર દીધો: “ બાદશાહની આજ્ઞા થતાં આ દીન સેવક ભડભડતા અગ્નિમાં શયન કરવા તૈયાર છે ! સમુદ્રમાં પ્રવેશ કરવા તૈયાર છે, અને હથિયાર વગર, એકલો જ સિંહ સાથે યુદ્ધ કરવા તૈયાર છે ! જહાપનાહ, આ અધમ તાબેદારને ખબર નથી કે તેણે બાદશાહની જય ધ્વજા કયા રોપવાનો યત્ન કર્યો નથી ? ”

બાદશાહે માનસિંહના સ્હામું જોઈ મંદ મંદ હાસ્ય કરી કહ્યુ: “ મ્હારા વીર ! શું તમને ખબર નથી ? મેવાડમાં–મહારાણા પ્રતાપસિંહના રાજ્યમાં ! ”

માનસિંહનું શરીર કમ્પાયમાન થયું. ઘણીવાર સુધી ચુપ બેસી રહ્યા પછી પોતાના આસન ઉપરથી ઉઠી ઉભા થયા. તેનાં ચક્ષુ રાતાં ચોળ થયાં હતાં. જાણે માથાની ગુહામાંથી બન્ને નેત્રો હમણાં જ બહાર નિકળી પડશે ! તેમણે ઉત્તર દીધો: “ પ્રતાપસિંહ, દાંભિક પ્રતાપસિંહ ! દરિદ્ર,

ભિક્ષુક, કુટીર નિવાસી પ્રતાપસિંહ ! તેણે મ્હારા અંતઃકરણમાં આઘાત કર્યો છે ! તેણે મ્હારા અંતઃકરણમાં તીવ્ર વિષ રેડયું છે ! હું તેનું સર્વનાશ કરીશ. હું તેને અન્નહીન કરીશ. હું તેને બાંધી લાવી બાદશાહના ચરણમાં હાજર કરીશ. હું તેને મ્હારાં ચરણ પકડાવી રડાવીશ ! હું તેનો અહંકાર ચૂર્ણ વિચૂર્ણ કરીશ, તેને સતાવીશ, ગભરાવીશ, અકળાવીશ, નમાવીશ, ત્યારેજ મ્હારો ક્રોધ શાંત થશે. ત્યારેજ મ્હારૂં હૃદય તૃપ્ત થશે !"

અકબરે પૂછયુઃ "તેના ઉપર તમને હમણાં આટલો બધો ક્રોધ ઉપજ્યો છે ત્હેનું કારણ શુ ? શું તે હમણાં કોઈ નવા અપરાધને લીધે અપરાધી થયો છે ?"

માનસિંહે એક પછી એક સર્વ વાત કહી સંભળાવી, પ્રતાપદ્વારા માનસિંહનું અપમાન થયું એ સાંભળી બાદશાહ થોડીવાર સ્તબ્ધ બની ગયા. તેમને પણ અત્યંત ક્રોધ થયો, પરંતુ તે ક્રોધ ઉઘાડો જણાવે તેવા છીછાંછળા નહોતા. તેમની દરબારના કોઈ રાજપૂત સરદારો, પોતાના વિરૂદ્ધ કોઈ રાજપૂત વીર ઉપર ગુસ્સે ભરાતા તો તે જાણી બાદશાહ અત્યન્ત સંતુષ્ટ થતા. તેઓને ખાત્રી હતી કેઃ રાજપૂતોમાં પરસ્પર વૈરભાવ અને કુસંપ ઉત્પન્ન થશે તો ભારતવર્ષમાં મોગલોના પ્રતાપ સ્હામે અન્ય કોઈ શત્રુ ઉત્પન્ન થશે નહિ, પરંતુ રાજપૂતો, એકજ વિચાર અને સંપના દૃઢ બંધનમાં બંધાશે તો પછી સેંકડો મોગલ બાદશાહ એકઠા થવા છતાં તેમની મકદૂર નથી કે તેઓ ભારતવર્ષમાં એક દિવસ પણ રાજ્ય કરશે ! સંપ વડે ક્ષુદ્ર કીડીઓ મ્હોટા વિષધર–સર્પને ખેંચી જાય છે ! સંપ વડે મ્હોટાં મ્હોટાં રાજ્ય રસાતળ ગયાં છે ! સંપ વડે મ્હોટા મ્હોટા રાજાઓને પ્રજાએ નમાવ્યા છે, દબાવ્યા છે, પાયમાલ કર્યા છે ! અને તેમાં પણ વીર રાજપૂતોનો સંપ ! એ સંપ સમસ્ત પૃથ્વીને કમ્પાવી નાખવા સમર્થ થશે એમાં સંદેહ નથી ! તેથી રાજપૂતોમાં પરસ્પર ફાટફુટ થાય, વૈર અને કુસંપ થાય, તેઓ માંહોમાંહે લઢીવઢીને જૂદા પડે એમાંજ આપણુ કામ થશે. તેથીજ મોગલ રાજ્યનો વિસ્તાર વધશે. પ્રતાપસિંહ અતુલ વીર અને પ્રભાવશાળી હોવા છતાં હવે તેનો છૂટકો નથી ! કારણ માનસિંહ જેવો સ્વજાતીય વીર તેનો શત્રુ થયો છે.

હવે તેનો છૂટકો નથી! કર્ત્તવ્ય કર્મ અથવા માલિકને સંતોષ આપવા કોઇ કામ કરવું તેના કરતાં પોતાના હૃદયની જ્વાળા ઓલવવાનો યત્ન કરવો તે જૂદીજ વાત છે! અસાધારણ પ્રભુભક્ત હોવા છતાં, પ્રતાપસિંહ જેવા સ્વજાતીયની વિરૂદ્ધ, હથિઆર ઉગામવા, કોઇ પણ રાજપૂત ખુશીથી તૈયાર થાત નહિ, પરંતુ અત્યારે તો તેવો જાતીય પ્રેમ રહ્યો નથી. શક્તસિંહ વગેરે વીરપુરૂષો પણ પ્રતાપના વિરોધી થઇ પડયા છે* એટલે હવે પ્રતાપસિંહ બચશે નહિ!" આ બધુ અકબરશાહ સારી પેઠે જાણી ગયા હતા.

આ સમયે નકીબ પોકારનારે શાહજાદા સલીમના આવવા સંબંધી નકીબ પોકારી. બાદશાહની આજ્ઞા મળતાંજ શાહજાદાએ મંત્રણાગૃહમાં પ્રવેશ કર્યો. શાહજાદો સુંદર–સ્વરૂપવાન હતો. તેનો પોષાક અતિ ઉજ્વળ અને અતિ સુશોભિત હતો. તેના મસ્તક ઉપર વિવિધ કારીગરીવાળો શિરપેચ શોભી રહ્યો છે. તેની પહોળી છાતી ઉપર બહુ મૂલ્ય મુક્તામાળા ડોલાયમાન થઇ રહી છે. તેના મનોહર નેત્રમાંથી તેજ અને બુદ્ધિની જ્યોતિ પ્રકટી રહી છે. પરંતુ વિચક્ષણ મનુષ્યો તેને જોતાંજ જાણી શકતાં કે: અતિશય ભોગ–વિલાસને લીધે અને સ્વાસ્થ્ય સબંધી નિયમોનુ ઉલ્લંઘન કરવાને લીધે સલીમના એ અપૂર્ણ રૂપ લાવણ્ય ઉપર, કંઇક કાલિમા પથરાઈ રહી છે. શાહજાદાએ ગૃહમાં પ્રવેશ કર્યો. શેહેનશાહ પાસે ઘુંટણીએ પડી તેમના ચરણને

---

* શક્તસિહ એ મહારાણા પ્રતાપસિહના ન્હાના બંધુ હતા તેમને મહારાણા સાથે બાલ્યાવસ્થાથીજ વિરોધ થયેલો હોવાથી તેઓ મોગલ શેહેનશાહના પક્ષમા જઇ ભળ્યા હતા, અને પ્રતાપસિહ સ્હામે હથિઆર ઉગામ્યા હતા! એ માત્ર કુસપનુંજ-ઇર્ષ્યાનુજ પરિણામ હતુ એને લીધેજ વીર કેસરી પ્રતાપસિહને અને મેવાડને ઘણુ કષ્ટ સહન કરવું પડયુ! ભાઇઓ ભાઈમાં–સ્વજાતીમાં–કુસંપ થાય છે ત્યા દેહની અને દેશની પાયમાલીજ! એક વખત શક્તસિહ અને પ્રતાપસિંહ શિકાર રમવા ગયા હતા ત્યા તેઓ વચ્ચે કઈક તકરાર થઈ અન્ય કોઇ પ્રકારે તેનો નિર્ણય થઈ શકયો નહિ ત્યારે તેમની તકરાર બંધ પાડવા ખાતરજ તેમના કુલ પુરોહિતે આત્મઘાત કર્યો હતો શક્તસિહ પાચ વર્ષનો હતો ત્યારથીજ સાહસિક, વીર પણ દુરાગ્રહી હતો પાચ વર્ષની વયે એક તરવારની ધાર જોવા માટે તેણે પોતાની આંગળી કાપી હતી! **લેખક.**

સ્પર્શ કરી તે હાથ પોતાને માથે મૂક્યો. બાદશાહે અત્યંત સ્નેહપૂર્વક પુત્ર સલિમને આલિંગન કર્યું. માનસિંહ અને પૃથ્વિરાજે પણ શાહજાદાને નમન કરી યોગ્ય માન આપ્યું. સર્વે પોતપોતાના આસનપર બેઠા. પછી બાદશાહે કહ્યું:—

"સલિમ! કોઇ મ્હોટા યુદ્ધમાં ત્હને નહિ મોકલવાથી તું હમેશાં દિલગીર થાય છે, પણ હમણાં ત્હને એક એવા યુદ્ધમાં મોકલવાનો વિચાર કર્યો છે કે તેમાં મળતા જય પરાજય ઉપર ત્હારી ભવિષ્યની ઉન્નતિ અવનતિનો દ્રઢ સંબંધ રહેશે"

સલિમે માથું નમાવી ઉત્તર દીધો: "શત્રુઓ ગમે તેટલા પ્રબળ હશે તો પણ આ દાસનેજ વિજય પ્રાપ્ત થશે એમાં શંકા નહિ. બાદશાહનો આશિર્વાદ એજ આ દાસનું મહાન બળ છે. જ્યાં સુધી એ આશિર્વાદ ઉપર આ દાસની સંપૂર્ણ ભક્તિ છે ત્યાં સુધી ક્યાંય પણ અવિજય પ્રાપ્ત થશે નહિ એવો વિશ્વાસ છે. આપ નામદારે કયા નવા યુદ્ધમાં આ તાબેદારને મોકલવાની ઇચ્છા રાખી છે તે કૃપા કરી જણાવશો તો આભાર થશે."

અકબરે ગંભીર સ્હેરે કહ્યું: "રાજા માન! ત્હમે જ્યારે પ્રતાપસિંહ ઉપર ચઢાઈ લઈ જાઓ ત્યારે સલીમને સાથે લઇ જજો. સલિમની ઉગ્ર સંગ્રામ વાસના તૃપ્ત થવા માટે એજ ઉત્તમ ક્ષેત્ર છે. સલિમ, વત્સ, તૈયાર થા. રાજા માન સાથે ત્હારે આ વખત મેવાડના રાણા પ્રતાપ સ્હામે યુદ્ધ કરવું પડશે."

શાહજાદો: "આ દાસ સર્વદા બાદશાહના કાર્ય માટે તૈયાર જ છે આજ્ઞા આપો તો હમણાંજ તૈયાર થવા જાઉં."

માનસિંહે નમન કરતાં કહ્યું: "બાદશાહની આજ્ઞાથી આ સેવકને અતિ સંતોષ થયો છે પરંતુ અમારે કયારે યુદ્ધ માટે જવું તે સબંધી આપ નામદારે કંઇ આજ્ઞા ફરમાવી નથી."

બાદશાહે થોડી વાર સુધી વિચાર કર્યા પછી કહ્યું: "ખુશરોજના તેહેવારો આવી પહોંચ્યા છે. એ તેહેવાર વિત્યા પછી જવું એવી મ્હારી ઇચ્છા છે. ત્હમારી શી ઇચ્છા?"

માનસિંહે કહ્યું: "જેવી આપ નામદારની ઇચ્છા."

દરબાર બરખાસ્ત થયો. સર્વે સભાસદો બાદશાહી નમન કરી ચાલ્યા ગયા. માનસિંહ અને પૃથ્વિરાજ પણ પૃથ્વિ ઉપર સાત વખત હાથ લગાડી નમન કરી વિદાય થયા. તેમના ગયા પછી પિતા અને પુત્ર અન્ય વાતોમાં ગુંથાયા.

---

## પ્રકરણ ૧૬ મું.

---

## ભારતનો ભાવી ભૂપતિ.

---



આપણે પાછલા પ્રકરણમાં શાહજાદા સલિમનું જે ચિત્ર જોયું છે તેવુંજ તેનું સુંદર ચિત્ર, સર્વ સ્થળે જોઇ શકાતું નથી. તેનુ ચરિત્ર બે પ્રકારનું હતું. એક પ્રકાર જોતાં તેને આપણે સ્વર્ગનો દેવતા અને અન્ય પ્રકાર જોતાં નરકનો પ્રેત કહી શકીશુ! એક પ્રકાર જોતાં તે પૂજા અને ભક્તિ કરવા લાયક અને અન્ય પ્રકાર જોતાં તિરસ્કાર અને અરૂચિકર જણાશે. તેના હૃદયમાં જેમ અતિ મહત્ અને અમાયિક મનોવૃત્તિનો નિવાસ હતો તેમ તેજ હૃદયમાં અતિ નિંદનીય, ઈન્દ્રિયપરતા, ભોગ—આશક્તિ, અને નીચતાનો નિવાસ હતો. તેનાં કેટલાંક કાર્યોમા અતુલ તેજસ્વિની બુદ્ધિ જણાતી અને તેનાં અન્ય કેટલાંક કાર્યોમાં હિતાહિતનાં જ્ઞાન વગરની મૂર્ખતા પણ પ્રકટ થતી! જે સમયે તે દરબાર ગ્રહમાં બેસતો તે સમયે તેને અબ્બુલફ્જલ જેવો બુદ્ધિમાન અને માનસિંહના જેવો સાહસી કહી શકાતું, પણ જે સમયે તે વિલાસ મંદિરમાં પ્રવેશ કરતો તે સમયે નીચતા અને અદુરદર્શિતાની હદજ વળી જતી! જે સમયે તે રાજકાર્યની સલાહ મસલત ચલાવતો તે સમયે કેટલીક વખત—ચતુર ચુડામણિ અકબરશાહ પણ મનમાં ને મનમાં પરાજય પામતા! પરંતુ જે સમયે તે ભ્રષ્ટ બુદ્ધિના, ખુશામદી મિત્રોની વચમાં બેસતો તે સમયે તેને અક્કલહીણ, મૂર્ખ અને બેવકુફનો એક નમુનો કહી શકાતું!

છતાંયે તેના એ બધા ગુણ—અવગુણ એકઠા કરી તુલના કરવામાં આવે તો એવાજ નિર્ણય પર આવી શકાશે કે તેનામાં દોષના કરતાં ગુણજ વધારે હતા. તેનો શાંત સ્વભાવ, તેનું મિષ્ટ ભાષણ, તેની સરલતા, તેની સહન શક્તિ, તેની વિચક્ષણ બુદ્ધિ, તેનો પ્રજા પ્રેમ, આદિ અસંખ્ય સદ્‌ગુણ એકઠા કરી ન્યાયના ત્રાજવામાં તોળતાં સદ્‌ગુણનો ભાર વધારે હોવાથી તે પલ્લું નીચું નમી જાય એમ હતું.

સન્ધ્યા સમય વીતી ગયો છે. આરસપહાણના એક અતિ સુસજ્જિત, મનોહર દિવાનખાનામાં, શાહજાદો સલીમ બેઠો છે. દુષ્ટ સ્વભાવના ખુશામદખોર, દુરાચરણી મિત્રો ત્હેની આસપાસ વિંટળાઈ વળ્યા હતા. ચારે દિશામાં, અસંખ્ય સ્ફટિકની દીવીઓમાં અગણ્ય દીપક પ્રજળી રહ્યા છે. અપૂર્વ સૌગંધિત દ્રવ્યોની અપૂર્વ સૌગંધીથી દિવાનખાનું મઘમઘી રહ્યું છે. અપ્સરા જેવી બે સુંદર નાચનાર યુવતીઓ, ભુવનમોહન વસ્ત્રાલંકાર ધારણ કરી, પોતાની પાપી કાયા વિભૂષિત કરી, અનેક પ્રકારના ચાળા કરી, નૃત્ય અને ગીત દ્વારા, અજ્ઞાની અને કામી યુવકોને પોતાના શરીરના અવયવો દર્શાવી, નેત્ર કટાક્ષ કરી, અનેક પ્રકારની ઈશારતો કરી, તેમની કામવાસનાને ઉશ્કેરે છે! ક્વચિદ્ આવેગમાં તેમનાં નેત્રો વિકાશ પામે છે, અને ક્વચિદ્ તેમાંથી તીવ્ર વિષ નિકળી, સ્હામે બેઠેલા યુવકોની દૃષ્ટિ માર્ગે તેમના શરીરમાં ઉતારી દે છે! ક્વચિદ્ તે નેત્રોમાંથી પ્રેમનુ અતિ સ્નિગ્ધ અમૃત નિકળી, સર્વે યુવકના શરીર ઉપર છટાઇ તેમને વિહ્વલ કરે છે અને ક્વચિદ્ નેત્ર કટાક્ષમાંથી નિકળતી તીવ્ર વિજળી, યુવકનાં મર્મસ્થાનો ભેદી નાંખે છે! તેનુ સંગીત અને તેના હાવભાવ, કટાક્ષ એક તરફથી અમૃતનુ અને બીજી તરફનુ વિષનુ કાર્ય કરી રહ્યા છે! તેમને એક પ્રકારની તીવ્ર કેફ ચઢાવી રહ્યા છે! એ તીવ્ર મદમાં પણ યુવકોને તૃપ્તિ વળતી નથી. સિરાજથી મંગાવેલો, સુવર્ણમય પાત્રમાં રેડાયલો સુરા, તેમની અસ્થિર બુદ્ધિને અધિક ચંચળ, અને અધિક મદભર બનાવે છે. સલિમ, એવા દુષ્ટ સ્વભાવના મિત્રોમાં બેસી હદપાર સુરાપાન કરી રહ્યો છે. તે રૂપોન્મત્ત અને મદોન્મત્ત થઈ, બેભાન બની, મ્હોટી મ્હોટી બુમો પાડી રહ્યો છે!

કોણ કહી શકશે કે મનુષ્ય, સર્વ કરતાં બુદ્ધિમાન જીવ છે? મનુષ્યને જ્યારે બુદ્ધિમાન કહીશું ત્યારે મૂર્ખ—અજ્ઞાન—કોણ! અન્ય કયું પ્રાણી સ્વેચ્છાથી એ પ્રમાણે પોતાના પગમાં કુહાડો મારશે? અન્ય કયું પ્રાણી, મનુષ્યની પેઠે નિરન્તર નિયમનું ઉલ્લંઘન કરી, સ્વાસ્થ્ય, સુખ અને આનંદનો નાશ કરશે? અને કયું પ્રાણી ઇચ્છાપૂર્વક—જાણી જોઈને—પોતાનું આયુષ્ સંક્ષિપ્ત કરી, અકાલ કાળ—સમુદ્રમાં ડૂબી જશે? મનુષ્યના જેવા ભ્રમિત જીવો, અન્ય કયે સ્થળે છે? એક સમયે, મનુષ્યનાં કેટલાંક વિચિત્ર કાર્ય તરફ દ્રષ્ટિ કરતાં વિસ્મય પામ્યા સિવાય રહી શકાતું નથી, તેજ પ્રમાણે બીજે સમયે જ્યારે તેમનાં ભ્રાંતિજનક કાર્યો જોઇએ છીએ ત્યારે મનુષ્ય તો શું પણ અન્ય જીવજંતુઓને પણ જો સમજવાની શક્તિ હોત તો તેઓનું અટ્ટહાસ્ય રોકવાનું મુશ્કિલ થઈ પડત! મનુષ્યની પોતાની સ્વતંત્ર બુદ્ધિ વડેજ તેની ઉન્નતિ અને અવનતિ થાય છે એ નિઃસંદેહ!

રામજણીઓ નાચ કરી રહી છે અને હાવભાવ કરતાં જ શરીરના કામોત્તેજક અવયવો, યુવકોને બતાવી નેત્ર કટાક્ષ કરતી ગાયન ગાય છે. એ ગાયન ગવાઈ રહ્યા પછી ત્રીજું ગાયન શરૂ થયુ છેઃ—

લૂટો લૂંટોજી મેરા બાલા જોબન.
બાલા જોબન, મેરા બાલા જોબન—લૂંટો લૂંટોજી મેરા.
મધવા પિલાઉ, મીઠાઈ ખિલાઉ,
ઓર મેં દઉં મેરા કોમલ બદન—પ્યારે—લૂટોજી મેરા.

આ મધુર આલાપ સાંભળી, સુરામાં ચકચૂર થયેલો સલિમ મ્હોટેથી, બોલી ઉઠયોઃ "બહુત અચ્છા, બહુત અચ્છા પ્યારી—જા—ન! લાવ-સિરાજી.'

તે જ ક્ષણે એક નોકરે સુવર્ણની પ્યાલીમાં સિરાજી આપ્યો. સલિમે તે સદ્દભાગી સિરાજને એકે સપાટે ગળામાં રેડયો, અને દુર્ભાગી પ્યાલાને જોરમાં ફેંકી દીધો. તે બિચારો ભીંતમાં અફળાઇ અફસોસ કરતો ચાર પાંચ ગોઠીમડાં ખાઇ ગયો!

ગાનારીઓ પુનઃ ગાવા લાગીઃ—

" બિરહાકી મારી, મૈં મર રહી હું,
આઓ મેરે બલમા, બુઝાઓ અગન—પ્યારે—લૂંટોજી.

" ભૂખ ના જાનું, પ્યાસ ના જાનુ,
એક પિયાસેં મેરી, લાગી લગન-પ્યારે-લૂંટોજી.

' ' ' *

" ઓહો મેરી પ્યારી-જા-ન ! કયા કહેના ! આ-તા-હું પ્યારી—" કહેતો કહેતો સલિમ જુસ્સાબંધ ઉઠવા ગયો પણ પગ લથડવાથી પૃથ્વિપર પટકાઈ પડયો ! નિશામાં ચકચૂર બનેલા તેના મિત્રોએ પકડી સૂવાડી દીધો. તેમ છતાં તે હાથ પછાડતો બોલવા લાગ્યો: " પ્યા-રી—જા-ન—આ-તા હું ! મેરી-જા-ન-યેહ આ-વા ! " કહેતો પુનઃ પરાણે ઉઠયો અને એક ગાનારીનો હાથ પકડી તેના ગુલાબના ફુલ જેવા સુંદર-કોમળ ગાલ ઉપર ચુંબન કર્યું ! એ જોઇ અન્ય યુવકો ' હા-હા- ' શબ્દ કરતા હસી ઉઠયા. સલિમ આ વખત ચૈતન્ય શૂન્ય, હિતાહિતના જ્ઞાન વગરનો હતો. તે લથડતે પગે નાચનારીને આલિંગન કરવા જતો હતો અને વળી પાછો જમીન ઉપર પડી જતો હતો. તેને મદદ કરવા, તેના એક અર્ધ ચૈતન્ય શૂન્ય મિત્રે તેનો હાથ ઝાલી રાખ્યો હતો. નાચનારી બનાવટી શરમમાં જરા વેગળી ખસી જતી અને વળી પાછી શાહજાદાની પાસે આવી તેની ઇચ્છાનુસાર ઉભી રહેતી !

આ લીલા ચાલતી હતી તે પ્રસંગે એક સિપાહીએ આવી સમાચાર આપ્યા કે: બાદશાહ બહાદુર અને મહારાજ માનસિંહ શાહજાદાને બોલાવે છે."

સલિમે રમણીનો હાથ છોડી દીધો. પરંતુ કેફના પ્રબળ પ્રતાપને લીધે શરીર સ્થિર રાખી શકયો નહિ. ત્યાંજ પડી ગયો ! દુષ્ટ મિત્રો એક પછી એક ચાલ્યા ગયા.

સલિમે સિપાહીને ઉત્તર દીધો: " અરે ! રાત દિવસ બોલાવ બોલાવ કરે છે, એ શુ ? બસ, નહિ આવી શકાય. જા, જઇને કહે કે હું હમણાં આવી શકીશ નહિ. "

વળી પુનઃ કહ્યુ: " ના-ના-ના કહે કે હુ આવુ છું. તું જા, હુ આવુ છું. "

એ ત્રણ વખત શાહજાદાએ ઉભા થવાનો યત્ન કર્યો પરંતુ ઉઠી શકાયું નહિ ! સુરાદેવીનો એજ પ્રતાપ ! તન, મન અને ધન ઉપરાંત યશ, ગૌરવની ખુવારી કરનાર સુરાદેવીએ તેને કર્તવ્ય વિમુખ કર્યો ! એ દુષ્ટ સુરાને પ્રતાપે, ભારતવર્ષનો ભાવી ભૂપતિ, ચૈતન્ય હીન થઇ, બિભત્સ વિચારો કરતો, નઠારા શબ્દો બોલતો, માત પિતા સ્વજનોને ગાળો દેતો, તેજ સ્થાને પડી રહ્યો !

---

# પ્રકરણ ૧૭ મું.

## રાજ-મોહિની.

યમુના કિનારે આવેલા આગ્રા નગરના એક સ્વચ્છ ક્ષુદ્ર ભવનના એક ક્ષુદ્ર ઓરડામાં બે યુવતિઓ બેઠી બેઠી વાતચિત ચલાવી રહી છે. તેમાં જે યુવતિ અદ્વિતીય સુંદરી છે, જેના લાવણ્ય વડે ગૃહ ઉજવળ થઇ રહ્યુ છે, જે દેવીનાં દર્શન માત્રથી મોહિત અને ચમકિત થઇ શકાય છે, અને જેનો શરીર રંગ, શરીર ગઠન, શિક્ષા, કોમળતા, હાવભાવ, અને દૃષ્ટિપ્રાત, એ સર્વ દૈવી ગુણ સમ્પન્ન, જણાય છે તે સુંદરીનું નામ મેહેરૂન્નિસા છે.* બીજી સુંદરી તે તેની સખિ અમીના હતી. મેહેરૂન્નિસાનુ વય સોળ વર્ષથી અધિક નથી. જેનુ સૌંદર્ય અને શિક્ષા, ભૂવન વિખ્યાત છે. તે રમણી કુલ ભૂષણ તિલોત્તમાના સૌંદર્ય વર્ણન કરવાનું સાહસ કરી અમે વાંચકના હાસ્યપાત્ર થઇશુ નહિ ! અહા ! તેનું કેવું સુદર રૂપ ? કહેવામાં આવે છે કેઃ વિશ્વપતિ કોઈ પણ વસ્તુને દોષ શૂન્ય રાખતા નથી. પ્રત્યેક વસ્તુમાં કાંઇ પણ દોષ જોવામાં આવે છે. પછી તે જોનારાની દૃષ્ટિએ જણાય કે ગુપ્ત રહે ! ગુલાબમાં કાંટા છે અને મયુરના

---

* કોઇક ઇતિહાસમા ગ્યાસુદ્દીનની કન્યાનુ નામ અમીરૂન્નિસા લખ્યુ છે જે સુંદરી એક સમયે નુરજહાં નામે જગદ્વિખ્યાત થઇ હતી તેના જીવન ચરિત્રના મુખ્ય બનાવો અમારા વાચકોથી અવિદિત નથી લેખક.

દેહ કરતાં તેના પગ કુરૂપ છે. તે તેની સુંદરતામાં ખામી લાવે છે. પરંતુ મેહેરૂન્નિસા, એ કહેવતમાંથી મુક્ત હતી. તેના દેહમાં, સ્વભાવમાં અને કાર્યમાં કોઇ પ્રકારનો દોષ જોવામાં આવતો નથી !

રાજ-મોહિની મેહેરૂન્નિસાનાં પ્રત્યેક કાર્ય તેની સુંદરતાનો પરિચય આપનાર હતાં. તેનાં વસ્ત્રો, ગૃહસજ્જા, વગેરે તેની સ્વચ્છતાની સાક્ષી પૂરતાં હતાં. મેહેરૂન્નિસાનો પિતા ધનવાન ન હોવાથી ગૃહની શોભા વધારવાને મૂલ્યવાન વસ્તુઓનો સંગ્રહ કરવાની તેનામાં શક્તિ નહતી. પરંતુ જેના ઘરમાં મેહેરૂન્નિસાનો જન્મ થયો છે તેને અન્ય શોભાની કશી જરૂર નહોતી. મેહેરૂન્નિસાએ સાધારણ સાદી વસ્તુઓ વડે ગૃહ, દ્વાર અને ગૃહ નજીકનો એક ન્હાનકડો બગિચો વગેરે એવી સુંદર રીતે સુસજ્જીત કર્યા હતાં કે જેથી તે જોનારનુ ચિત્ત આકર્પણ થતું. મેહેરનાં વસ્ત્રો બહુ મૂલ્યવાન નહોતાં પણ તે સુંદર અને સ્વચ્છ હતાં તેમજ તે એવી ખુબીથી પહેર્યા હતાં કે બહુ મૂલ્યવાનજ જણાતાં ! મેહેરે સખિને કહ્યું: "અમીના ! શુ તું મ્હને એટલી બધી મૂર્ખ, અને અજ્ઞાન સમજે છે ? તું એમ ધારે છે કે મ્હારૂ હૃદય એટલુ બધું દુષ્ટ છે ? પ્રણય-વૃત્તિ, એ તો મનુષ્ય હૃદયની ઉચ્ચતાનુ પવિત્ર દ્રષ્ટાંત છે. તે પવિત્ર વૃત્તિનો ત્યાગ કરી શુ હુ પશુવૃત્તિ ધારણ કરીશ ?"

અમીનાએ થોડો વખત સુધી વિચાર કર્યા પછી કહ્યુ: "મેહેરૂન્નિસા ! વિચારી જો કે તું કોણ થશે ? સંસારમા મનુષ્ય જીવન માટે ધન, સમ્પત્તિ, પદ, અને પ્રભુત્વ, આદિ જે વસ્તુઓની અગત્ય પડે છે, તેમાંથી કોઇની, શાહજાદા સલિમને ખોટ નથી. શાહજાદા પાસે સર્વ છે. તે સમસ્ત દુર્લભ્ય સુખના ભાગિદાર થવું એ શુ કાંઇ સાધારણ ભાગ્યની વાત છે ? મેહેરૂન્નિસા ! તું વિચાર કરી જો."

મેહેરૂન્નિસાએ દિલગીરીદર્શક હાસ્ય કરતાં કહ્યુ: "અમીના ! તું કહે છે તેવા, જીવનના મુખ્ય પ્રાર્થનીય સુખ સાથે, મ્હારા હૃદયમાં માત્ર અમૂલ્ય, પવિત્ર પ્રેમનિધિ, જાગ્રત રહે એજ પ્રભુ પ્રાર્થના. જો એ પ્રાર્થના ફળિભૂત થાય તો દરિદ્ર સ્થિતિને શ્રેષ્ઠ માનું ! અરે ! તેને હમેશાં આલિંગન દઉં."

અમીનાઃ " તું જે ચ્હાય છે તેજ મેળવી શકશે. શાહજાદો સલીમ ત્હારા પર અંતઃકરણપૂર્વક પ્રેમ રાખે છે. ત્હારા હિસાબમાં નથી! તે ત્હારે માટે ગાંડા બન્યા છે ! "

એ સાંભળી મેહેરૂન્નિસાને કંઇક શરમ આવી. તેણે ઉત્તર દીધોઃ " હું પણ સલિમના રૂપની પ્રશંસા કરૂં છું, અને ત્હેના અતિ ઉચ્ચ પદ માટે મ્હને ઘણું માન છે. તેના જેવો સુંદર પુરૂષ હું વારવાર જોતી નથી."

આ સમયે મેહેરૂન્નિસાનુ ચિત્ત ચળિત થયું: તે ક્ષણવાર શાંત પડયા પછી પુનઃ બોલીઃ " પરંતુ તે મ્હને ચ્હાતો તથી. તેના હૃદયમાં પ્રેમ નથી. તેમ તેના હૃદયમાં કોઈ પણ વખત પ્રેમ ઉત્પન્ન નહિ થાય એમ પણ હું માનતી નથી. તે મ્હારે માટે ગાડા જેવો બન્યો છે એ વાત અ-સમ્ભવિત નથી. પરંતુ તે ગાંડાઈ જૂદાજ કારણથી ઉત્પન્ન થઈ છે. અમીના ! એ ગાંડાઇનુ કારણ સ્વર્ગીય પ્રેમ નથી, પણ માત્ર નિંદનીય ભોગ-આસક્તિ અને રૂપ તૃષ્ણા છે. તેના હૃદયમાં તો માત્ર રૂપને ચુંથી નાંખવાની દુષ્ટ વૃત્તિ છે ! તે માત્ર સુદર રૂપ જોઇ તેનો માત્ર રમકડાં પેઠે ઉપયોગી કરવાની તેને અધમ જીજ્ઞાસા ઉત્પન્ન થઇ છે ! માત્ર કામ શાંતિ માટે જ તે મ્હને બેગમ બનાવવા ચાહે છે ! એ પાપ વૃત્તિનુ પોષણ કરવાની મ્હારી ઇચ્છા નથી. બાદશાહના જનાનખાનામા જે બધી રૂપવતી રમણીઓ હોય છે તેની શી હાલત છે તે તું જાણે છે ? તે બિચારી હમેશાં વિરહા-નળમાં બળીને ભસ્મ થતી હોય છે ! એ સિવાય પતિનો નિર્મળ પ્રેમ તેમના ભાગ્યમાં લખાયલો હોતો જ નથી ! બાદશાહના મેહેલમાં પવિત્ર સ્નેહ કેવો ? ત્યાં તો માત્ર ઇંદ્રિયોની ક્ષુદ્ર વાસનાઓ તૃપ્ત કરવાની જ ઇચ્છિા ! એના કરતાં તો ભિક્ષા માંગનાર દરિદ્રીઓની ઝુંપડી હજાર દરજ્જે સારી ! ત્યાંજ નિર્મળ પ્રેમ ક્રિડા કરી રહેલો હોય છે ! અમીના ! જગતમાં જેટલા પ્રકારનાં સખ્ત કષ્ટ છે તે સર્વ હું આનંદપૂર્વક સહન કરી શકીશ, પરંતુ સ્વર્ગીય સુખના ધામમાં રહીને, કોઇની પણ દુષ્ટ મનોવાસના તૃપ્ત કરવાનુ પાત્ર થઇ શકીશ નહિ ! જેઓ એક પત્નીવ્રત નથી પાળતા તે શું બાદશાહ છે ? તે શું શ્રીમંત છે ? તે શું મ્હોટા માણસ છે ? તેમને હું અધમમાં અધમ

પાપી જીવો સમજું છું. તેમને હું કંગાળ, ક્ષુદ્ર સમજું છુ ! અરે ! તેમને દરિદ્રોના કરતાં પણ નીચ જીવો સમજુ છુ. પ્રથમ અનેક પ્રકારની મ્હોટી મ્હોટી લાલચો આપી પાછળથી નારીજાતિને વિશ્વાસઘાત કરનારા બાદશાહ અને શાહજાદા વગેરે મ્હોટા માણસોને હુ સંપૂર્ણ ધિઃક્કારૂ છુ ! અને તેજ કારણને લીધે હુ શાહજાદાની માગણી સ્વિકારીશ નહિ."

અમીનાએ પુનઃ શાહજાદા તરફથી ભલામણ કરતાં સમજાવ્યુઃ "તું હજી બરોબર સમજતી નથી મેહેર ! હજુ તું શાહજાદાના હૃદયને ઓળખતી નથી ! હજુ તું તેમને જાણતી નથી ? તે ત્હને એકલીને જ હૃદય સિંહાસન પર બેસાડી પુષ્પ ચન્દન વડે પૂજશે તે ત્હારી સાથે મ્હોટી ધામધૂમથી લગ્ન કરશે. પરણેલી સ્ત્રીને કોણ ના ચ્હાય ? વળી વિચાર કરી જો. બાદશાહ વૃદ્ધ થવા આવ્યા છે. સલિમ જ્યારે બાદશાહ થશે ત્યારે ત્હારા સૌભાગ્ય સુખનો પાર રહેશે ખરો ?"

મેહરૂન્નિસા પણ તેનાથી જાય તેવી નહોતી. તેણે યુક્તિ પુરઃસર ઉત્તર આપ્યોઃ "સલિમ, ભવિષ્યમાં બાદશાહ થશે એવું હુ પણ અનુમાન કરૂ છું. તેના જેવા સુંદર અને ઉચ્ચ રાજ પુરૂપ સાથે લગ્ન કરવા કોનુ મન ના થાય ? તેના પ્રેમપાત્ર થવુ એ હુ મ્હોટા આનદની વાત સમજું છુ પરતુ જ્યારે હુ વિચારૂ છુ કે સલિમ કેવળ રૂપ-ભોગની વાસનાને લીધે જ, મ્હારે માટે ગાડો બન્યો છે, ત્યારેજ મ્હને મ્હારી ભવિષ્યની સ્થિતિનું ખરૂ જ્ઞાન થાય છે. ત્યારે જ હું વિચાર કરૂ છું કે કદાચ જો હું તેમનું મન મેળવી શકી નહિ તો પછી સિંહાસન, ધન, અને સમ્પત્તિ શા ઉપયોગની ? પતિ પ્રેમની તુલનામા એ સર્વ નિરર્થક છે ! એક તરફ પતિપ્રેમ અને એક તરપ મ્હોટી મ્હોટી બાદશાહીઓ મૂકીએ તો પતિપ્રેમનુ પલ્લુ જ નીચુ નમશે અને પતિપ્રેમનુ જ મૂલ્ય વધશે ! એ પતિપ્રેમ વગર સર્વ સુખ નકામુ છે. હુ એ સબધી વિચાર કરૂ છુ ત્યારે નક્કી થાય છે કે જીવન નષ્ટ થાય તો અબ ઘડી પણ પદ-ગૌરવ ઉપર મોહ પામી સલિમને મારો દેહ વેચીશ નહિ. હુ તેના ભોગ-વિલાસની પુતળી થઇશ નહિ ! હુ તેની ઇચ્છા મુજબ-પતિ પ્રેમવિહિન-ગુલામડી બનીશ નહિ !"

મેહેરૂન્નિસાના મુખ ઉપર કંઇક ક્રોધ અને કંઇક શોકની છાયા જણાતી હતી. થોડીવાર બોલ્યા વગરજ બેસી રહી. પુનઃ બોલવા લાગીઃ “ અમીના ! સલિમ મ્હારી સાથે લગ્ન કરશે એ તો સત્ય પણ લગ્ન કર્યા પછી પત્ની ઉપર પ્રેમ રાખવો એવુ બાદશાહી-શાસ્ત્રમાં લખ્યુ નથી ! અરે, મનુષ્યના પણ કોઇ હૃદય-શાસ્ત્રમાં એવું લખ્યુ નથી ! જો, પિતાજીએ શેર અફ્ઘાન સાથે મ્હારૂં લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે. જે સમયે એ સબંધી વાતચિત ચાલતી હતી તે સમયે મ્હે પણ તે વાતમાં હા કહી છે. તેથી ધર્મની દૃષ્ટિએ તો હુ તેમની પત્ની થઇ ચુકી છુ. મન, વચન અને કર્મથી જે જે કામો થાય છે તે એક જાતની ધાર્મિક કબુલતજ છે. જો હુ એ વિચાર બદલું તો તેથી પિતાનુ અપમાન થાય. ધર્મની દૃષ્ટિએ મ્હારે પાપીષ્ટ થવુ પડે, અને કદાચ શેર સાહેબનુ મન દુઃખાય. એ બધો વિચાર કરી જોતાં એવા નિર્ણય પર આવી શકાય છે કે જો હુ સલિમ સાથે પરણું તો માત્ર મ્હારે સુવર્ણના પિંજરામાં પુરાયલા પક્ષીની પેઠે જીવન પર્યંત દુઃખજ ભોગવવુ પડે ! જે કાર્ય કરવાથી આટલાં બધાં અનર્થનો સંભવ છે તેવુ નિંદાજનક કાર્ય શા માટે કરવુ ? વળી તુંજ વિચારી જો કે શેર અફ્ઘાન સલિમના જેવો અતિ ઉચ્ચ પદવી ધરાવતો નથી એ સત્ય, પરંતુ તેનામાં સલિમ કરતાં અધિક સદ્‌ગુણ છે. તે વિનયી, નમ્ર, શાંત સ્વભાવનો, સદાચારી, પ્રેમીક, વીર અને મહેનતુ છે. સલિમમાં એવા ગુણો નહિ હોઇ શકે એમ મ્હારૂ કહેવુ નથી, પરંતુ હમણાં તેનામાં એવા ગુણો નથી એ તો તદ્દન સત્યજ ! વિધાતાએ તેને અતિ ઉચ્ચ ગૃહમાં જન્મ આપ્યો છે અને તેને અતુલનીય રૂપ આપ્યું છે. તે અવસ્ય, ત્હારા હૃદયને લોભાવે એમ છે. મ્હારા હૃદયમાં પણ લોભ ઉત્પન્ન થયો નથી એમ નહિ પરંતુ હુ એવા લોભને લાત મારી જાણું છું ! એવા લોભનું મસ્તક પકડી મ્હારા પગ નીચે કચડી જાણું છું ! મ્હને સારા નઠારાની પરિક્ષા છે. મ્હારૂ હૃદય એટલું બધુ મૂર્ખ નથી કે જેથી હું પવિત્ર સુખ સાથે અપવિત્ર સુખનો બદલો કરી સ્વર્ગીય આનંદ સાથે નિંદાજનક લોભનો બદલો કરૂં ! અને સુવર્ણને બદલે પિત્તળ વેચાતું લઉં ! ”

અમીના તેના મુખ સ્હામુંજ જોઇ રહી હતી. એક યુવતીમાં રૂપ સાથે આટલા બધા જ્ઞાનનું મિશ્રણ તેણે આજેજ જોયું હતું. તેના સુંદર મુખમાંથી નિકળતા અર્થસૂચક શબ્દો તેના હૃદયમાં સચોટ અસર કરતા હતા. તેના શબ્દોનો તે યોગ્ય પ્રતિ ઉત્તર આપી શકતી નથી તેમ છતાં તે કાંઇક ને કાંઇક યુક્તિ શોધી સલિમની વકિલાત કરતી. તેણે કહ્યું: "તું કહે છે તે સત્ય પરંતુ પુત્રની વાસના તૃપ્ત કરવા માટે બાદશાહ અકબર ત્હારા પિતાને આગ્રહ કરશે. તેઓ બાદશાહની આજ્ઞાનું ઉલ્લંઘન કદી પણ કરી શકશે નહિ ત્યારે તું શુ કરશે ?"

મેહેરે સુંદર મુખડે હસતાં હસતાં ઉત્તર આપ્યો: "તે સબંધી હુ નિશ્ચિંત છુ. અકબર જેવા ન્યાય પરાયણ બાદશાહ, મ્હોડેથી દાન થઇ ચૂકેલી કન્યાને માટે અન્ય ઠેકાણે લગ્ન કરવાની આજ્ઞા ફરમાવેજ નહિ. તું કહે છે તે વાત અસમ્ભવિત છે, અને પિતાજી પણ એક સ્થળે, હા કહ્યા પછી અન્ય સ્થળે મારૂ લગ્ન કરે એ હુ માનતી નથી."

અમીનાએ પુનઃ કહ્યું: "ત્હારા કરતાં કોઇ વિશેષ બુદ્ધિમાન નથી. ત્હારૂ ઇષ્ટ અથવા અનિષ્ટ તું સમજી શકે તેના કરતાં વિશેષ કોણ સમજી શકે ? પરંતુ જો જે બ્હેન, પરિણામે પસ્તાવું ના પડે !"

મેહેરૂન્નિસાએ સુગોલ, માખણ જેવા કોમળ બે હાથ ઉંચા કર્યા અને પ્રેમનાં આંસુ ભરેલાં નેત્ર સહિત ઉંચે દ્રષ્ટિ કરીને કહ્યું: "તે મહાન ખુદાની ઇચ્છા પરિપૂર્ણ થાઓ. સર્વ ત્હેનીજ ઇચ્છાથી બને છે. મનુષ્યો માત્ર અહંકાર કરે એટલુંજ. તેજ જગત્ ચલાવે છે. તેની જેવી ઇચ્છા."

અમીના અન્ય કામ માટે ચાલી ગઇ. ઇતિહાસ પ્રસિદ્ધ, જગત્ વિખ્યાત સુંદરી મેહેરૂન્નિસા તેજ સ્થળે બેઠી બેઠી ભવિષ્યના વિચાર સાગરમાં તરવા લાગી.





# પ્રકરણુ ૧૮ મું.

## હૃદયનું આકર્ષણુ.



લોહચુંબક જેમ લોહનું આકર્ષણુ કરે છે, તેજ પ્રમાણે એક હૃદય બીજા હૃદયનું આકર્ષણુ કરે છે. વૈજ્ઞાનિકો કહે છે કે: વિજળિની વિશેષ શક્તિનો સંયોગ થતાં ચુંબકમાં આકર્ષણુ શક્તિનો જન્મ થાય છે. ચુંબક એ એક પ્રકારનું લોહજ છે. હૃદયને માટે પણુ એવુંજ છે! આ વિશ્વ–સંસારમાં હૃદય વડેજ સર્વ વ્યાપાર ચાલી રહ્યા છે, પણુ કોણુ કોને માટે મરે છે અથવા જીવે છે? કોણુ કોને હસાવે છે અથવા રડાવે છે? હાય! આ સંસાર કોણુ કોના સુખ દુઃખ માટે વિચાર કરે છે? સર્વ હૃદયો જો સર્વ હૃદય તરફ દોડતાં હોત, સર્વ હૃદયો જો સર્વ હૃદયને માટે વિચાર કરતાં હોત તો, આ સંસાર સ્વર્ગમય બની જાત, મનુષ્ય દેવતા થઈ જાત, અને મનુષ્ય અન્ય હૃદયમાં પોતાનુ હૃદય મેળવવાનુ શીખી, સર્વ ક્લેશ અને સર્વ જ્વાળા નિવારણુ કરી શકત. એક હૃદયમાંથી નિકળતી પ્રેમરૂપ પવિત્ર વિજળીના સ્પર્શથી, એક અન્ય હૃદય પ્રકાશમાન થાય તો તે બન્ને હૃદય પરસ્પર આકર્ષણુના બંધનમાં બંધાઇ જાય છે. મનુષ્યના હૃદયની એવી ગતિ છે. એનેજ મનુષ્યો પ્રેમ, સ્નેહ, પ્રણુય, માયા, મમતા, આદિ અનેક પ્રકારનાં નામથી ઓળખે છે. પરંતુ ખરૂ જોતાં એ સર્વ એક પ્રકારની મનોવૃત્તિ છે. એ સર્વ, હૃદયનુ આકર્ષણુજ છે. આકર્ષણુનો ધર્મ, અથવા પ્રેમનુ કાર્ય, "સ્વાર્થ ત્યાગ" એજ છે. એ સ્વાર્થત્યાગ કરતાં પવિત્ર અને મહત્ કાર્ય, ક્ષુદ્ર માનવ જીવનમાં, અન્ય કંઇ પણુ કહી શકાય નહિ! આ ક્ષણુભંગુર જીવનમાં, જેણે જેટલો સ્વાર્થત્યાગ કર્યો છે, તે તેટલો અવિનશ્વર–અમર–થયો છે અને પરંપરાથી, યુગ યુગાન્તર પર્યંત, માનવ વૃંદના હૃદયમાં, દેવતાની પેઠે પૂજાય છે. જે

મહાપુરૂષોએ દેશની સ્વતંત્રતાને માટે સમર ક્ષેત્રમાં પોતાના પ્રાણનું બલિદાન આપ્યું છે, જેણે અજ્ઞાન મનુષ્યોની ભૂલ ભાંગવા માટે નિરંતર શરીરનો ભોગ આપી કર્તવ્યકર્મ પાલન કરવાનુ દ્રષ્ટાંત બતાવી આપ્યુ છે, જેણે દુઃખી દરિદ્ર મનુષ્યોનાં દુઃખ મટાડવાને, આત્મ સુખ શાંતિને જલાંજલિ આપી છે તે સર્વે, સ્વાર્થ-ત્યાગી વીર મનુષ્યો છે. તે સર્વેનાં હૃદય, જન સમાજના દુઃખ અને દુરાવસ્થાનુ સ્મરણ કરી રડયાં છે' આ જગત્, એવા દેવતાઓનાં નામ, કદી પણ ભૂલી જશે નહિ. આ જગતમાં જેઓ સ્વાર્થ-ત્યાગનો મહિમા સમજી શકયા નથી, જેણે મનુષ્યોનાં દુઃખ દૂર કરવાને સ્વાર્થ-ત્યાગ કર્યો નથી, તેની સાથે કદી પણ વાતચિત કરશો નહિ. તેવા મનુષ્યનુ હૃદય પાષાણનું બનેલું છે. તે મનુષ્યના નામને માટે યોગ્ય નથી. સ્વાર્થત્યાગ એજ ધર્મનો મૂળ પાયો અને સમાજને સ્થિત થવાનો આધાર છે. હૃદયના મૂળમાં પ્રેમ ના હોય તો સ્વાર્થત્યાગ થઇ શકે નહિ. પિતા પુત્ર ઉપર પ્રેમ રાખે છે તેથીજ, પુત્રના સંતોષને માટે, તે પોતાના સુખ તરફ ધ્યાન આપતો નથી માતા, સન્તાન સ્નેહને વશ થવાથીજ, પોતે ક્ષુધાતુર થવા છતાં, સન્તાનને માટે આહાર શોધી તેને ભોજન કરાવે છે. મહાત્મા સૉક્રેટીસ, સત્ય ઉપર મોહ પામ્યા હતા તેથીજ સત્ય પ્રેમને ખાતર તેઓ પોતાનુ જીવન સમર્પણ કરવા અચકાયા નહોતા' મહારાજા હરિશ્ચંદ્રે સત્ય પ્રેમને લીધેજ આનંદ ચિત્તે અનેક દુઃખ સહન કર્યા હતાં' ભકત શિરોમણિ મિરાબાઇ અને નરસિંહ મ્હેતાએ શ્રી કૃષ્ણ પ્રેમ તત્વ જાણ્યુ હતું તેથીજ તેના હૃદયમા સંસારનાં અન્ય સુખોએ સ્થાન મેળવ્યુ નહોતું. બુદ્ધ ભગવાન અને શંકરાચાર્ય ભગવાન, ધર્મ પ્રેમમાં મુગ્ધ થયા હોવાથી તેમના હૃદયમાં કોઇ જાતનો સામાજિક કલેશ પ્રવેશ કરી શકયો નહોતો. શિખ ગુરૂ ગોવિંદસિંહ અને નરસિંહ, રણજીત, મહારાષ્ટ્રસિંહ શિવાજી, ફ્રાન્સના મહાવીર નેપોલિયન, ઇટાલીના મહાવીર મેઝીની, આદિ અનેક ધર્મવીર અને કર્મવીર પુરૂષોએ એક એક પ્રકારના પ્રેમને ખાતરજ સ્વાર્થ ત્યાગ કર્યો છે. આ મહા પુરૂષોનાં જીવન સ્વાર્થત્યાગનો અપૂર્વ મહિમા વિસ્તારે છે' એ ઉપરથી કહી શકાશે કે સર્વ ધર્મનુ મૂળ "પ્રેમ" અથવા "સ્વાર્થત્યાગ" છે જે ધર્મ પ્રેમનો માર્ગ

છોડી, અન્ય ઉપાયે મુક્તિનો માર્ગ બતાવે તે પશુનો ધર્મ કહી શકાશે, તેને મનુષ્યનો ધર્મ કદી પણ કહી શકાશે નહિ ! તે ધર્મ અધર્મ છે. તે મનુષ્યને ગ્રહણ કરવા યોગ્ય ધર્મજ નથી ! દેશમાં "બંધુ મંડળ," "મિત્ર મંડળ" અને "બ્રધર હુડ" જેવાં મ્હોટાં મ્હોટાં નામધારી મંડળો સ્થાપનાર મનુષ્યોનાં હૃદય ચીરી જોયાં હોય તો ત્યાંથી પ્રેમનો દિવ્ય પ્રકાશ નહિ પણ સ્વાર્થનો અંધકારજ જણાશે ! એવા મંડળના એકાદ શ્રીમંત સભાસદ કે પ્રમુખને પૂછ્યું હોય કેઃ તમારા મંડળના કયા દરિદ્ર સભાસદને ત્હમે સુખી કરવાનો યત્ન કર્યો છે ? અને તે દ્વારા તમે તેના ઉપર પ્રેમ બતાવ્યો છે ? તો તેજ ક્ષણે તેમનું મ્હો ફિક્કું થઇ જશે, અને જો તેનામાં દાંભિકતા નહિ હશે તો તરતજ ક્ષમા માંગશે ! આજે તો એવાં મંડળોમાં સભાસદો થઇ તેઓ "પ્રેમ" ના નામને વગોવે છે એમજ કહેવું પડશે ! જો તેમનામાં દૈવી પ્રેમ હોય તો પોતાના બંધુઓને સુખી કરવાનાં પગલાં કેમ તેઓ ભરતા નથી ? "પ્રેમ" એ કાંઇ મ્હોડેથી કહેવાતો નથી પણ કાર્ય કરી બતાવવાનો છે. મનુષ્યની મુક્તિ પ્રેમમાં છે, ઉન્નતિ પ્રેમમાં છે, વિકાશ પ્રેમમાં છે, આનન્દ પ્રેમમાં છે, અને ઉચ્ચ પ્રકારનો ઉત્કર્ષ પણ પ્રેમમાંજ છે. પ્રેમી મનુષ્યો માટે જગતની સર્વ વસ્તુઓ હાથ કંકણ જેવી છે. જ્યાં "પ્રેમ" છે ત્યાંજ સર્વ છે સમસ્ત જગતનાં મનુષ્યોની વાત એક બાજુએ મુકો. એક મનુષ્ય એક મનુષ્યને માટે આત્મ.વિસર્જન કરી શકે, એક મનુષ્યનું હાસ્ય જોઇ અન્ય એક સર્વ દુખ ભૂલી જાય, એક મનુષ્યનું દુઃખ જોઇ અન્ય એક મનુષ્ય તેના કરતા વિશેષ દુઃખી થાય; એક મનુષ્યની વિપદ જોઇ અન્ય એક મનુષ્ય પોતાને તેના કરતાં પણ વિશેષ વિપદ્ગ્રસ્ત માને, એક મનુષ્યનાં શોકના આંસુ જોઇ, અન્ય એક મનુષ્ય તેજ સ્થળે તેની સાથે શોકનાં આંસુ પાડી તેને હૃદયપૂર્વક સહાનુભૂતિ દર્શાવે; એના કરતા પવિત્ર, સ્વર્ગીય, ઉદાર અને દેવભાવ અમે અન્ય કહી શકતા નથી. મનુષ્ય સમાજ પ્રેમનો જેટલો આદર કરી શકશે, પ્રેમનો જેટલો મહિમા જાણશે, પ્રેમીને દેવતા સમજી જેમ જેમ તેની પૂજા કરશે, તેમ તેમ જગત્માં સ્વર્ગ સુખ પથરાશે, તેમ તેમ મનુષ્ય અનન્ત પ્રેમમાં ડુબી, જરા,

મૃત્યુને ભૂલી જશે. અરે ! અમર થશે ! પ્રેમથી બિંધાયલાં મનુષ્યો સંસારમાં સ્વર્ગ સુખ ભોગવે છે તો મરણ પછી તેમના આત્માને અમરત્વ–સ્વર્ગ મળે એમાં આશ્ચર્ય શું ? એ પ્રેમ નર–નારીના હૃદયમાં સમાન ભાવે ઉત્પન્ન થઇ શકે છે. પરંતુ માનવ–જાતિનું હૃદય એવું તિરસ્કારપાત્ર અને પાપથી ભરેલું છે કે, અનેક મનુષ્યો, નારી ઉપર નરનો–પત્ની ઉપર પતિનો–જે પ્રેમ છે તેનો ઉદ્દાર મર્મ સમજી શકતા નથી. ઉલટું તેને લજ્જાનો વિષયજ કહે છે ! અનેક સમયે પતિ પત્નીના અતિ પવિત્ર પ્રેમની, અપ્રેમીક મનુષ્યો નિંદા કરે છે. ધિક હેમના ક્ષુદ્ર હૃદયને ! જીવોની સ્થિતિનુ સંરક્ષણ કરવા માટે નર-નારીના પ્રેમમાં સાક્ષાત્ ઇશ્વિરનો પવિત્ર સંબંધ હોય છે. એ તમે નાના પ્રકારનાં સામાજિક કારણોને લીધે લજ્જાના આચરણવડે ઢાંકી રાખવા સમર્થ છો. પરંતુ તે પ્રેમ, માત્ર ચપળ લોભને માટે ના હોવો જોઇએ. જો માત્ર તેવા લોભનેજ ખાતર હોય તો તે લજ્જાનોજ વિષય ! તે માત્ર દુર્બળ હૃદયનુંજ ચિહ્ન ! તે પ્રેમ ક્ષુદ્ર મનુષ્યને ધારણ કરવા યોગ્ય નથી ! જે મનુષ્યો તેવા સ્વાર્થી, લોભી પ્રેમને હૃદયમાં સ્થાન આપે છે તે સમાજનો પ્રબળ શત્રુ છે. સર્પની પેઠે તેનાથી બ્હીવું જોઇએ. પવિત્ર અને નિઃસ્વાર્થી પ્રેમ, એ સ્થળ વિશેષે કરીને લજ્જાનો વિષય છે ? ના, પવિત્ર પ્રેમ, એ લજ્જાની વાત છે એવુ સાંભળતાંજ કાનમાં આંગળીઓ ઘાલવી પડશે ! તમે તેવા અપૂર્વ વિદ્વાન–પડીતોથી ઘણે વેગળે ન્હાસી જજો ! આ પાપ–તાપપૂર્ણ ક્ષુદ્ર પૃથ્વીમાં કઇક પવિત્રતા હોય તો તે જે સ્થળે હૃદયની અદલાબદલી થઇ છે તેજ સ્થળે હોય છે. જે સ્થળે પ્રેમીઓ, તમારી અમારી પેઠે ક્ષુદ્ર પાપીઓની વાતોથી વેગળે–ઘણે વેગળે–જઇને, ચંદ્રમાથી નિકળતું અમૃત પાન કરતાં અને કોમળ પુષ્પો ઉપર શયન કરતાં શિખ્યાં છે તેજ સ્થળે હોય છે. તે પ્રેમીઓ ગમે તે હોય, તોપણ તે પૂજનીય છે. તે વંદનીય છે. તેમનાથી પાપ થઇ શકતું નથી. દુષ્કર્મ કરવાનો વિચાર પણ તેમના હૃદયમાં ઉદય પામતો નથા. એવા ઉદાર પવિત્ર પ્રેમના આશ્રયમાં રહેલાં પવિત્ર નરનારીઓને કલંક ચઢાવવુ ? એવાં પ્રેમી શુ લજ્જાને પાત્ર છે ? કદી પણ નહિ–કોઇ કાળે પણ નહિ !”

આપણે જે દિવસે રત્નસિંહને દેવલવર નગરમાં જોયો હતો તે દિવસે જ ધાર્યું હતું કે કવચિદ્ કુમારી યમુના અને કુમાર રત્નસિંહે, પરસ્પર પોતાનું હૃદય એક બીજાને અર્પણ કર્યું હશે ! વાંચક, તે સંદેહ મિથ્યા નથી. કારણ કે તે દિવસ પછી, રત્નસિંહ ત્રણ વખત વિના કારણે દેવલવર નગરના રાજમહેલમાં અતિથિ તરીકે ગયો હતો. તે ત્રણે વખત દેવલવરના વૃદ્ધ રાજા નગરમાં હતા, અને તેમણે રત્નસિંહને પુત્ર પેઠે, અતિ પ્રેમપૂર્વક રાખી આદરસત્કાર કર્યો હતો. યમુનાકુમારીએ પણ રાજકુમાર સાથે અતિ સરલતાથી, ધારવા કરતાં વધારે ઉદારતાથી, વાતચિત કરીને તેને અતુલ આનંદ આપ્યો હતો. ત્રીજી વખત રત્નસિંહ રજા લઇને વિદાય થયો. તે સમયે ભૂલથી તેની તરવાર ત્યાં રહી ગઇ હતી, અને અર્ધે રસ્તે ગયા પછી યાદ આવતાં પુનઃ પાછો આવી તે લઈ ગયો હતો. તેના ગયા પછી કેટલાંક મનુષ્યો કહેતાં કે: તે જવાનો માર્ગ ઘણે દૂર સુધી ભૂલી બીજેજ માર્ગે ચઢી ગયો હતો. કુમારી યમુનાનું હૃદય પણ ચોરાઈ ગયું હતું તેથી તેણે પણ તે દિવસે શરીર બગડયાનું બ્હાનું કહાડી કંઈ આહાર કર્યો નહિ, અને કોઈની સાથે બરોબર વાતચિત કરી નહિ ! તેમનાં કાર્ય–કારણ જોતાં અનુમાન થઇ શકે છે કે એ બન્ને યુવક યુવતીએ પરસ્પર એક બીજાને પોતાનાં હૃદય અર્પણ કરી દીધાં છે. આપણો એ સંદેહ, સભ્યતા કે અસભ્યતાની દિશામાં વહે છે તે આપણે સત્વર જાણી શકીશું. જો સંદેહ સત્ય ઠરશે તો જોઈ શકાશે કે સ્વાર્થ–ત્યાગની અગ્નિ–પરીક્ષામાં એ બન્ને પ્રેમીઓની સુવર્ણકાંતિ કેવી રીતે ચળકી ઉઠે છે ? તે માટેજ અત્રે વર્તમાન પરિચ્છેદના આરંભમાં એ સંબંધી કંઈક લંબાણથી લખ્યું છે.

આ સ્થળે જણાવવું ઉચિત થઈ પડશે કે દેવલવરના રાજાએ બહુ દિવસથી કુમાર રત્નસિંહ સાથે પોતાની કન્યાનો વિવાહ કરવાનો વિચાર કર્યો હતો. આ સમયે કન્યાની એ સંબંધી ઇચ્છા જાણવા માટે મહારાજે કુસુમને ભલામણ કરી હતી. કુમારીના હૃદયના વિચાર, કુસુમ જાણી શકી હતી તેથી કુમારીને પૂછવાની તેને અગત્ય નહોતી. તેણે તો કુમારીને રત્નસિંહના પ્રેમ સંબંધી વાતો કહીને આનંદ આપવાનોજ વ્યાપાર ચલાવ્યો

હતો. વૃદ્ધ રાજાને મુખેથી પણ એ વાતનો ટેકો મળેલો જાણી કુમારીનુ હૃદય આનંદ સાગરમાં સ્નાન કરી રહ્યું હતું. તેણે વૃદ્ધ રાજાની ઇચ્છા તરતજ રાજકુમારીને જણાવી અને કહ્યું કેઃ " રત્નસિંહ સાથે તમારો વિવાહ-સંબંધ નક્કી થયો છે. સત્વર લગ્ન થશે. " દેવલવરરાજે પણ કુસુમને મુખેથી રાજકન્યાના મનોવિચાર જાણી, મહારાણા પ્રતાપસિંહને એ વાત જણાવી. મહારાણાએ એ કાર્યમાં પોતાનો સંપૂર્ણ સંતોષ અને સહાનુભૂતિ દર્શાવી. તેમ થવાથી લગ્ન કાર્ય ઉભય પક્ષ તરફથી એક રીતે સ્થિર થયુ. માત્ર મોગલો સાથેનો વિરોધ અવસાન પામતાંજ લગ્નકાર્ય સમ્પન્ન કરવુ એવો ઠરાવ થયો.

પરંતુ બન્ને પ્રેમીઓના હૃદયમાં અતિશય ઉત્કંઠા વ્યાપી રહી હતી. કારણ કે તે બન્ને એક બીજાના હૃદયનો નિશ્ચય જાણતા નહોતાં. બન્ને વચ્ચે પ્રેમનુ બંધન દૃઢ થયુ હતું તેમ છતાં પણ કંઇક શંકા રહી હતી. કુમાર વિચાર કરતા હતા કેઃ " કુમારી યમુના સાથે વિવાહ થશે તો સુખની સીમા રહેશે નહિ. પરંતુ કુમારીના હૃદયમાં શા વિચાર થતા હશે ? જો કોઈ અન્ય ભાગ્યશાળી પુરૂષ તેના પ્રેમનો પાત્ર થાય તો મ્હોટી પચાત ! તેથી બરોબર વિચાર કર્યા સિવાય એ કાર્યમાં હુ સમ્મતિ આપીશ નહિ. મહારાણા આજ્ઞા કરશે તો તેમનાં ચરણ પકડીને કહીશ કે " હુ અતુલનીય યમુનાકુમારી સાથે તેની ઇચ્છા વગર વિવાહ કરી વિષાદ–સમુદ્રમાં ડૂબાવવા ચ્હાતો નથી. " કુમારીના મનના વિચારો પણ એવાજ હતા. એ સબંધી લોકો ગમે તેમ ધારતા હોય પરંતુ કુમાર અને કુમારી મનમાં સુખ દુઃખની અનેક પ્રતિમા ઘડતા અને ભાગતાં ! બન્ને વિચાર કરતાં હતાં કેઃ " પુનઃ મેળાપ થાય તે સમયે તેમના હૃદયના વિચાર જાણી લેવાનુ ચૂકવુ નહિ. "

મનના ધારેલા પવિત્ર વિચારો કેટલીક વખત તત્કાળ ફળે છે. આ સમયે પણ તેમજ થયુ. કુમાર અને કુમારીનો સંકલ્પ સિદ્ધ થવાનો સુયોગ પ્રાપ્ત થયો. દેવલવર નગર નજીક ચન્દનેશ્વરી દેવીની સેવામાં વિઘ્ન ઉત્પન્ન થવાના સમાચાર મહારાણાને મળ્યા. મહારાણાએ એ સંબંધી તપાસ કરી યોગ્ય પગલાં ભરવાની રત્નસિંહને આજ્ઞા કરમાવી. કુમારના હૃદયમાં આ-

નંદનો સાગર ઉછળ્યો. "ભાવૈતું'તું તેજ વૈદે કહ્યું." એ તપાસ કરવા માટે રત્નસિંહને ચાર દિવસ દેવલવરરાજના મહેલમાં નિવાસ કરવો પડયો. એ ચાર દિવસમાં અનેક બ્હાનાં કાઢીને બન્ને એકાંતમાં મળતાં, વાતો કરતાં, આનંદ કલ્લોલ કરતાં, અને બન્નેએ એક બીજાના હૃદયના વિચાર જાણી લીધા. તેમણે શું જાણ્યું? જે જાણ્યું તેથી પ્રત્યેકને એવીજ ખાત્રી થઇ કે: "કુમાર તેના ઉપર જેટલો પ્રેમ રાખે છે તેટલો તે રાખતી નથી." કુમારે કુમારીને આડકતરી રીતે કહ્યું હતું કે: "મ્હારો તમારા ઉપર જેટલો પ્રેમ છે તેટલો ભાગ્યેજ ત્હમારા હૃદયમાં હશે." કુમારીએ વાતમાં ને વાતમાં, ગૌણ રીતે જણાવી દીધું હતું કે: "અબળાઓના હૃદયમાં જે પ્રેમ હોય છે તેજ અમૂલ્ય છે. પુરૂષોના હૃદયમાં તેટલો પ્રેમ હોવાના દૃષ્ટાંતો જાણવામાં આવ્યાં નથી. અબળાઓએ પ્રેમને ખાતર અનંત કષ્ટ સહન કર્યા છે અને અંતે પ્રાણ વિસર્જન કર્યા છે." પ્રેમના મૂળમાં એવો સંદેહ હોય છેજ, અને જ્યાં એવો સંદેહ હોય છે ત્યાંજ અકૃત્રિમ અને અનંત પ્રેમ હોય છે. તેથીજ આ યુગલ પ્રેમીનાં હૃદય, એક બીજાના હૃદય સાથે અદલબદલ થયાં હતાં. બન્નેએ પોતાનાં હૃદય એક બીજાને વિના મૂલ્યે વેચ્યાં હતાં! પવિત્ર પ્રેમની એજ બલિહારી છે! છતાં એક બીજાના હૃદયમાં કંઇક શંકા ભરાઇ હતી!

## પ્રકરણ ૧૯ મું.

## તૈયારી.



એક પ્રહર દિવસ ચઢયો છે. એ સમયે સલુંબર-નગરના એક વિશાળ દિવાનખાનામા સલુંબરરાજ અને કુમાર અમરસિંહ બેઠા છે. સ્વદેશની સ્વતંત્રતાનુ રક્ષણ કરવા માટે, જે જે રાજપૂત-કુલ-ભૂષણ રાજાઓ અકળાઈ રહ્યા હતા તે સર્વ, મોગલો દ્વારા ઉદયપુર ઉપર સત્વર હુમલો થવાના સમાચાર સાંભળી, આહાર, નિદ્રા, અને સુખનો ત્યાગ કરી, ભવિષ્યની વિપદ્‌નો યથોચિત ઉપાય કરવામા

ગુંથાયા હતા. સલુંબરના રાજા, મહારાણા પ્રતાપસિંહના અતિ નિકટના મુખ્ય સગા થતા હતા. એ વીર વંશના વંશજો, ચિરકાલ, વંશપરંપરાથી, મહારાણાઓને માટે સમસ્ત વિપદ્‌ની સ્હામે થતા હતા અને જરૂર પડતાં જીવન વિસર્જન કરવાને સહજ પણ સંકોચાતા નહિ. સામ્પ્રત સમયે મેવાડ ઉપર જે વિપત્તિ આવી પડી છે તે જોઇ સલુંબરના મહારાજ અતિશય ચિંતાતુર થઇ રહ્યા છે. તેઓ વારંવાર મહારાણા પ્રતાપ પાસે જઇ ભવિષ્યમાં કેવાં પગલાં ભરવાં તેનો નિશ્ચય કરે છે. મહારાણા સાથે છેલ્લો મેળાપ થયો તે સમયે, કોઈ ગુપ્ત કારણને લીધે, કુમાર અમરસિંહને પોતાની સાથે લેતા આવ્યા હતા. કુમારની પણ તેમની સાથે જવાની ઇચ્છા હતી, પરંતુ એકલા જવું તેના કરતાં આદરસત્કાર સહિત, સલુંબરરાજની સાથેજ જવું સગવડ ભરેલુ થઇ પડયુ.

મહારાણા પ્રતાપસિંહ કરતાં, સલુંબરરાજ વયમાં મ્હોટા હતા તેથી રાજકુમારો તેમને પિતા જેટલું સન્માન આપતા હતા, અને તેમની આજ્ઞા શિરોમાન્ય કરતા હતા. સલુંબરરાજ પુત્ર વગરના હતા. અમરસિંહ, બાલ્યાવસ્થાથીજ સલુંબરરાજના ભવનમાં વારવાર જા આવ કરતા હતા. સલુંબરરાજ અને તેમની રાણી પુષ્પવતી તે સમયથી જ કુમાર ઉપર પુત્ર જેટલો સ્નેહ રાખતાં હતાં. હમણ કુમાર ઘણે દિવસે આવેલા હોવાથી સર્વને અતિશય આનંદ થયો હતો. રાજરાણી, રાજકુમારને આનંદ આપવા માટે વિધવિધ પ્રકારની ગોઠવણો કરવામાં ગુથાયાં હતાં. રાજમેહેલમા અને અંતઃપુરમા અનેક પ્રકારની સુખ–સામગ્રી ગોઠવાઈ રહી હતી.

સલુંબરરાજે કુમારને કહ્યુ: "અમર! તમે શુ ધારો છો? શુ મેવાડનો જય થવાની આશા નથી?"

કુમારઃ "મેવાડના જયની આશા નથી એમ શી રીતે કહી શકાય? જે મેવાડે ભૂલેચૂકે કોઇની પાસે માથુ નમાવ્યુ નથી, કોઇનુ દાસત્વ સ્વીકાયુ નથી, તેજ મેવાડનુ એકાએક અધઃપતન થશે એમ કેમ કહી શકાય? મેવાડનું વીરત્વ જગત્ પ્રસિદ્ધ છે. એટલે જયની આશા જ રહે છે મહારાજ."

સલુંબરરાજઃ "પરંતુ વત્સ! અકબરશાહનો ઉદ્યમ કાંઈ સાધારણ

નથી. સાંભળ્યુ છે કે પાપિષ્ઠ માનસિંહ પોતે યુદ્ધ કરવા આવશે. કુલાંગાર રાજપૂત પોતાના જાતિબંધુ રાજપૂત સ્હામે હથિઆર ઉગામી વિશેષ પાપી થશે."

કુમારઃ "હા, મહારાજ ! પણ આપ શું એમ ધારો છો કે આપણા આટલા બધા યત્નો નિરર્થક થશે. સત્ય છે કે, અનેક રાજપૂતો બાપ્પારાવળની વીરતા અને સ્વદેશ ગૌરવ, સ્વદેશ પ્રેમ, ભૂલી ગયા છે અને અકબરના પગ ચાટવા લાગ્યા છે ! તથાપિ શું આપણામા એટલુ બળ નથી કે આપણે મોગલોને મરૂભૂમિને પેલે પાર નહિ હાંકી શકીએ ? શું આપણામાં એટલું અભિમાન નથી કે આપણે દેશને માટે પ્રાણ જતાં સુધી શત્રુઓ સાથે યુદ્ધ કરી અનેક શત્રુઓનો નાશ નહિ કરીએ ?"

સલુંબરરાજઃ "અમર ! મોગલો આપણું કિંચિદ્ પણ નુકશાન કરી શકશે નહિ એવો મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે છતાં સ્વજાતિ–શત્રુઓ ઘણા ભયકર થઈ ઉઠયા છે ! એવા પાપી દેશદ્રોહીઓને પરિણામે અનેક રાજ્યો રસાતળ ગયાં છે ! માનસિંહ, સગરજી વગેરે રાજપૂત–કુલ–કલંક, ભયંકર મનુષ્યોને આપણુ યુદ્ધ કૌશલ્ય અને આપણા બળ–પરાક્રમની માહિતી છે. વળી માનસિંહનું મહારાણાએ સારી પેઠે અપમાન કર્યું છે, તેથી આ વખતનુ યુદ્ધ સાધારણ નહિ પણ ઘણુ અસાધારણ, ઘણુ ભયકર થશે એમ ધારૂં છું."

કુમારઃ "આપનુ કહેવુ સત્ય છે મહારાજ, પરતુ આપણે એટલી પણ સાવચેતી નહિ રાખીએ કે જેથી શત્રુઓની બુદ્ધિ અને બળને પરાજય પમાડી શકીએ ? મહારાજ ! આપણા એક એક સ્વદેશ પ્રેમી યોદ્ધાઓ સો સો શત્રુઓને ભારે છે ! રાજપૂતોને તો દેશને માટે યુદ્ધ કરવાનું છે. મોગલોને તો માત્ર પૈસાને માટે યુદ્ધ કરવાનું છે ! પૈસાને માટે યુદ્ધ કરનારાઓને ભાડુતી યુદ્ધ કરનારા કહેવા જોઈએ ! મહારાજ ! ભાડુતી યુદ્ધ કરનારાઓના હૃદયમાં સ્વદેશ પ્રેમ કયાં ? અને સ્વદેશ પ્રેમ નહિ ત્યાં જય કયાં ?"

સલુંબરરાજ અનેક ક્ષણ પર્યંત વિચાર કરતા બેઠા હતા. થોડીવાર

પછી કહ્યું: "આપણું સૈન્ય ગમે તેટલું હોય તોપણ શત્રુઓના સૈન્ય કરતાં ઓછું જ થશે એમાં શંકા નહિ. પરંતુ આપણું ઓછું પણ સ્વદેશ-પ્રેમી સૈન્ય કુશળતા અને ચતુરાઇથી, સ્થાન તપાસી ગોઠવવામાં આવશે તો ઘણું સારૂ કામ થવાનો સંભવ છે."

કુમાર: "આપની સલાહ અર્થસૂચક છે એમાં સંદેહ નહિ. આપે ક્યાં સ્થાન ધાર્યા છે તે કહેશો ?"

સલુંબરરાજ: "પ્રથમજ હલ્દીઘાટની તળેટી એજ ઉત્તમ સ્થાન છે. કારણ કે શત્રુઓ એ સ્થાને થઈને જ મેવાડમાં પ્રવેશ કરે એવો સંભવ છે. તેથી એ સ્થાન રોકી રાખીશું તો યવનોને જય મળવાની આશા નથી."

કુમાર: "આપની સલાહ બહુ ઉત્તમ છે આપ સંભવ કહો છો પણ નક્કી યવનો એ માર્ગે થઈને જ મેવાડમાં પ્રવેશ કરશે. એ સિવાય અન્ય માર્ગ મગવડ ભરેલો નથી. તેથી તે માર્ગ રોકી રાખવો એજ ઉત્તમ વળી જૂઓ કે, હલ્દીઘાટનો માર્ગ રોકી રાખવા માટે જેટલા સૈન્ય બળનું પ્રયોજન છે તે કરતા અન્ય કોઈ સ્થાન રોકવા માટે અધિક સૈન્યની જરૂર પડશે."

સલુંબરરાજ. "જો તમે મ્હારા કરતા પ્રથમ રાજધાનીમાં જાઓ તો આ સલાહ મહારાણાને વિદિત કરજો. ત્યાર પછી હું પણ મહારાણાને એજ સલાહ આપીશ. ત્યાર પછી સૈન્ય સંગ્રહ કરવાની વાત કરીશું. મ્હારા તાબાના ૫૦૦૦ સૈનિકો મહારાણાની રાજપતાકા નીચે જઈ ઉભા રહેશે. જો તમે ત્રણ ચાર દિવસ અહિં રોકાઓ તો દશ હજાર સૈનિકો આપી શકું, કારણ કે મ્હારી પ્રજા જો એમ જાણશે કે તમે જાતે લશ્કર એકઠું કરવા આવ્યા છો તો તેથી રોગી અથવા દુર્બળ, વૃદ્ધ અથવા જુવાન, નર અથવા નારી, સર્વ ઉત્સાહમાં ઉન્મત્ત બનશે અને સર્વ પોતપોતાના ધન-પ્રાણ, મેવાડાધિપતિ મહારાણા પ્રતાપસિંહના કાર્યમાં અર્પણ કરી દેશે ! રાજકુમાર ! દેશના કલ્યાણની વાત જાણતાં જ દેશની પ્રજા યુદ્ધમાં પ્રાણ સમર્પણ કરવા તૈયાર થશે અને દેશનું ગૌરવ જાળવવામાં પાછી પ્હાની કરશે નહિ."

કુમારઃ " જેવી આજ્ઞા મહારાજ ! મ્હારા ચાર પાંચ દિવસ અત્રે રહેવાથી સૈન્ય સંખ્યામાં સારો વધારો થતો હોય તો હું અવશ્ય રોકાઇશ. પરંતુ મહારાજ ! જેઓ નિર્બળ હોય, જેઓ કાયર હોય, જેઓની ઇચ્છા ના હોય, તેઓ માત્ર રાજભક્તિના ઉત્સાહમાં ને ઉત્સાહમાં સૈન્યમાં જોડાઇ વિના કારણ સંકટ ના પામે ! "

એજ સમયે એક દાસીએ આવી નિવેદન કર્યું: " કુમારને આવેલા જાણી, રાણીજી તેમને મળવા અતિ આતુર થઇ રહ્યાં છે. કુમારનું જો અત્રે કામ ના હોય તો અંતઃપુરમાં મોકલવા કૃપા કરશો. "

અમરસિંહે સલુંબરરાજ સ્હામે દૃષ્ટિ કરી અંતઃપુરમા જવાની રજા માગી. તેમણે સમ્મતિસૂચક નેત્ર સંકેત કર્યો એટલે કુમારે દાસી સાથે અંતઃપુરમાં પ્રવેશ કર્યો.

## પ્રકરણ ૨૦ મું.

### દેવીવાક્ય.



સાયંકાળને સમયે દેવલવર રાજ–કન્યા યમુનાકુમારી બે પક્ષીઓ સાથે રમત કરે છે. કવચિદ્ તેનુ મુખ ચુંબન કરે છે, કવચિદ્ તેને માથા ઉપર મૂકે છે. કવચિદ્ તેમને છોડી દે છે અને તેઓ પાછા ઉડી આવી કુમારીના ખભા ઉપર બેસે છે ! રાજકુમારી જે સમયે એ પક્ષીઓ સાથે રમત રમે છે તે સમયે કુસુમ દાસીએ આવી પક્ષીઓના સ્હામુ જોઇ કહ્યુ: " મૂર્ખ જંગલી પક્ષીઓ ! તમને કંઇ ભાન છે કે ? હવે રાજકુમારીનો પ્રેમ કેટલા દિવસ ? "

યમુનાએ સ્મિત હાસ્ય કરતાં કહ્યુ: " કેમ કુસુમ ? શું હુ એટલી બધી ચચળ ચિત્તની છું ? જેના ઉપર એક દિવસ પ્રેમ રાખ્યો છે તેના ઉપર ચિરકાલ પ્રેમ રાખીશ. જેની સાથે એક દિવસ સ્નેહ બાંધ્યો છે તેની સાથે હમેશાં સ્નેહ રાખીશ. "

કુસુમઃ "સાચી વાત છે કુમારી બા. પરંતુ હૃદય જો એકજ સ્થળે બંધાયલું હોય તો તે અન્ય સ્થળે જઇ શકે ખરૂં?"

યમુનાએ હાસ્ય કરતાં કહ્યુ: "હૃદય એકજ સ્થળે બંધાયુ છે કે નહિ તેનો વિચાર કરવાનુ અત્યારે શુ પ્રયોજન છે?"

કુસુમઃ "તમને પ્રયોજન નહિ હોય પરંતુ કુમારી યમુનાનો કોના ઉપર કેટલો પ્રેમ છે તેની પરીક્ષા કરવાનુ કામ કુમાર રત્નસિંહે મ્હને સોંપ્યુ છે, તેથીજ મ્હને પ્રયોજન છે"

યમુનાઃ "ત્હેં પરીક્ષા કરીને શુ જોયુ?"

કુસુમ! "જોયુ કે, કુમાર સિવાય સર્વે ઉપર કુમારીનો ન્યારો પ્રેમ છે."

યમુનાએ મ્હોંડે વસ્ત્રનો છેડો દાબતાં હસતા હસતા કહ્યું: "જ્યારે એમજ છે ત્યારે તો હજુ સમય છે. કુમારને સત્વર સાવચેત કરી દે. જા, જા, વિલબ થાય છે!"

કુસુમઃ "કુમારનુ કામ પછીથી થશે પરતુ હમણા તો એક મનુષ્યને સાવચેત કરવાની ઘણીજ અગત્ય છે."

યમુના. "વળી બીજા કોણે ત્હને એ કામ સોપ્યુ છે?"

કુસુમઃ "તમે."

યમુનાઃ "મ્હે તો ત્હને હમેશા ઘણા કામો સોપ્યાં છે."

કુસુમે ગભીર સ્હેરે કહ્યુ: 'હસવાનુ કામ નથી હુ હસવાની વાત કહેતી નથી. અહિ બેસો. હુ તમને જે કહુ તે ચિત્ત દઈને સાંભળો."

કુમારીએ વિસ્મય પામતાં, શકાસ્પદ્ સ્હેરે કુસુમના મુખ સ્હામુ જોયુ. કુસુમે કહ્યુ: સાચુ કહેજો. કુમાર ઉપર ત્હમારો કેટલો સ્નેહ છે?"

કુમારીએ અનેક ક્ષણ પર્યંત નીચુ જોઈ અનેક વિચારો કર્યા. થોડી વાર તેના સ્હામું જોઈ કહ્યુ: "મ્હારો પ્રેમ તેમના પ્રત્યે કેટલો પ્રબળ છે તેનું માપ શી રીતે કહાડી શકાય? જો તેને માટે કોઈ વિજ્ઞાન શાસ્ત્રીએ શોધ કરી કાંટો બનાવ્યો હોત તો અવશ્ય મ્હારા પ્રેમનુ માપ થઈ શકત! હું એટલી બધી બુદ્ધિમાન નથી કે મ્હારા પ્રેમનું માપ જણાવી શકાય એવા શબ્દો બોલી શકું! હુ તો માત્ર સરલ રીતે એટલુંજ કહી શકીશ

કેઃ આ જગતમાં કોઈ એવી વસ્તુ મ્હને જડતી નથી કે જેની સાથે કુમાર રત્નસિંહનો બદલો થઈ શકે. અથવા બીજા શબ્દોમાં કહુ તો કુમાર રત્નસિંહ સિવાય જગતની બીજી કોઇ એવી વસ્તુ નથી કે જેને હું મ્હારૂં હૃદય આપી શકું. કુસુમ ! ત્હને મનની વાત કહુ છું. હું દેવીની પૂજા કરવા બેસુ છુ ત્યારે દેવીનો મંત્ર-જાપ કરી શકતી નથી. મત્રને બદલે કુમારનું નામ બોલાયાં કરે છે. દેવીનુ ધ્યાન કરૂ છું ત્યારે દેવીની મૂર્તિને બદલે તેમનીજ સુદર મૂર્તિ હૃદયાકાશમાં ઉદય પામે છે. એટલુંજ નહિ પણ જ્યાં જ્યાં દ્રષ્ટિ ફેરવુ છુ ત્યાં ત્યાં કુમારની મનોહર મૂર્તિ નજરે પડે છે ! જગદમ્બે ! મ્હારો અપરાધ ક્ષમા કર મ્હારા હૃદય ઉપર મ્હારો અધિકાર નથી ! મ્હારા હૃદય દ્વારની કુચી મ્હારી પાસે નથી! તે અન્ય પાસે છે ! તેના માલિક કુમાર રત્નસિંહ થયા છે ! કુસુમ ! વિશેષ શુ કહુ ?"

વાત પૂરી થતાજ કુસુમે જોયુ કેઃ યમુનાના સુદર નેત્રમાથી ઝીણા ઝીણા મુક્તાફળનો વર્ષાદ વહી રહ્યો છે સમુદ્રમાંથી નિકળતા કઠિન મુક્તાફળો પોતાની મેળે ચૂર્ણ વિચૂર્ણ થઈ જતાં નથી. આ મુક્તાફળો નેત્રમાંથી નિકળી ગાલ ઉપર થઇને વસ્ત્ર ઉપર પડતાજ ચૂર્ણ વિચૂર્ણ થઈ જળનો આકાર ધારણ કરે છે અને વસ્ત્રમાંજ લોપ થઈ જાય છે! કુસુમ જાણી ગઈ કે તેનો પ્રેમ ચંચળ નથી પણ સુદ્રઢ છે. તેણે કહ્યું: "કુંવરીબા ! હૃદય એ તો મદોન્મત્ત હાથી જેવુ છે. એને વશ ના રાખીએ તો એનો વેગ ઘણો વધે અને ક્વચિદ્ તેનાથી હાનિ પણ થાય. કેટલાએ મનુષ્યો કેટલાંએ કામ કરી શકે છે. શુ તમે હૃદયનો વેગ ઓછો કરી શકશો નહિ ! એટલો બધો પ્રેમ-વેગ સારો નહિ."

યમુનાએ સજળ નેત્રે કહ્યું: "હુ ત્હને શી રીતે સમજાવું ? તું તો જાણે છે કે મ્હારૂં હૃદય મ્હારા સ્વાધિનમાં કેટલુ છે? મ્હારૂં હૃદય યુક્તિ અને વિચારનો માર્ગ છોડી જાણી જોઇને કદી પણ અન્ય માર્ગે જતું નહોતું ! પરંતુ આ સમયે મ્હારૂં હૃદય મ્હારૂં નથી-મ્હારા હાથમાં રહ્યુ નથી. હવે હું એને મ્હારે વશ રાખી શકતી નથી. તે ગયુ છે. તેની લગામ

પારકાના હાથમાં ગઇ છે. તે પરવશ થઇ પડયુ છે. તે ચોરાઇ ગયુ છે, હરાઈ ગયું છે, લુંટાઇ ગયુ છે. તે અન્યના હાથનુ રમકડું થઇ પડયુ છે. અનેક સમય હું ભૂલી જાઉ છુ કે: સંસારમાં કુમાર સિવાય ઘણીએ વસ્તુઓ છે. વિચાર કરવા માટે, કુમાર સિવાય સંસારમાં ઘણાએ વિષયો છે. કુસુમ! સર્વ સંસાર કુમારમયજ જણાય છે. જ્યાં દ્રષ્ટિ પડે છે ત્યાં કુમારની મોહક મૂર્તિ જણાય છે. હું ભાન ભૂલી થઇ છુ. પરતુ તેમાં મ્હારો દોષ શો? કુમાર પ્રત્યે મ્હારો આટલો બધો પ્રેમ છે તેથી અનિષ્ટ શુ થશે?"

કુસુમે જાણી લીધું કે ત્હેનુ હૃદય કુમારમય બન્યુ છે. તે પરવશ થઇ છે તેના હૃદયમાં દૈવી પ્રેમનો પ્રકાશ પ્રકટી ઉઠયો છે, છતાં પણ તેને સમજાવવા કહ્યું: "બા, કંઇક વિચાર કરીને, કઇક સમજીને, પ્રેમ કર્યો હોય તો સારૂ પાત્ર અપાત્રનો વિચાર કર્યા વગર કોઇ ઉપર પ્રેમ કરવો એ યોગ્ય નથી. તેમ થવાથીજ અનિષ્ટ થવાનો સભવ છે!"

કુમારીએ હસતાં હસતાં કહ્યું "ત્યારે તો ચિતા કરવાનુ કશુ કારણ નથી. પાત્ર-અપાત્રનો વિચાર કરીને પ્રેમ કરવાનો નિયમ હોય તો પ્રેમને માટે, કુમારના જેવું સત્પાત્ર બીજે ક્યા મળશે?"

કુસુમ: "કુમાર એટલા બધા સત્પાત્ર છે એમ તમે શી રીતે જાણ્યુ?"

યમુનાએ હસતા હસતા ઉત્તર આપ્યો "હજુ તે જાણવાનુ શુ બાકી રહ્યુ છે? કુમાર વીર છે. કુમાર રાજભક્ત છે, કુમાર દેશહિતૈષી છે, કુમાર વિદ્વાન્ છે, કુમાર મિષ્ટ સંભાષણ કરે છે. મનુષ્ય જાતિમાં એથી વિશેષ શુ જોઇએ?"

કુસુમ: "એ બધુ સત્ય, પરતુ એ તો તેમનો બાહ્ય દેખાવ છે તેમના અતઃકરણમા કેવા વિચારો છે તે શુ તુ જાણી શકે છે?"

યમુના: "તે શી રીતે જાણી શકાય? એવા દૈવી શરીરમાં દોષ હોતા નથી. જો તેમનામાં કોઇ દોષ હોય તો પછી મનુષ્યમાં તેવા દોષ હોવાજ જોઇએ એમ કહેવુ પડશે."

કુસુમે વિચિત્ર રીતે હસીને ખંડન કર્યું: "વીર, રાજભક્ત, વિદ્વાન્ અને મિષ્ટ સંભાષણ કરનાર મનુષ્ય ચોર, જુઠું બોલનાર, પરધનહારક, અને

ઇંદ્રિય પરાયણ પણ હોઇ શકે છે. તમારા પ્રિય કુમારમાં એ બધા અથવા એમાંના એક બે દુર્ગુણો હોય તો શું તેવા દુર્ગુણ મનુષ્ય માત્રમાં હોવાજ જોઇએ? તમે તેમના ઉપર અતિશય પ્રેમ દર્શાવ્યો છે પરંતુ કુમારમાં એવા કોઇ દુર્ગુણ છે કે નહિ તેની શોધ કરી છે ખરી?"

યમુના: "ના, મેં તેવી શોધ કરી નથી."

કુસુમ: "જે થયુ છે તે નહિ થવાનુ નથી. પરતુ ક્વચિદ્ તું જાણી શકે કે, કુમાર દગારા છે, કુમાર વિશ્વાસઘાતક છે અને કુમાર, ત્હારા કરતા એક સુદરી ઉપર અધિક પ્રેમ રાખે છે તો પછી તું શુ કરશે?"

કુમારી ઉઠીને ઉભી થઇ. ઉભા થઇને આમતેમ ફરવા લાગી. એક સ્થળે સ્થિર ઉભી રહી બોલવા લાગી: "પ્રથમ તો એ વાત ઉપર હુ વિશ્વાસજ નહિ રાખું. નજરે પ્રત્યક્ષ જોવા છતા પણ મ્હને તેમાં સંશયજ ઉપજશે ક્વચિદ્ મ્હારી ખાત્રી થશે કે તું કહે છે તે સત્ય છે તો પછી જીવન પર્યંત નિષ્ફળ, નિષ્કામ, નિઃસ્વાર્થ, પ્રેમ–અગ્નિમાં બળી મરીશ પરતુ કુમાર સાથે કદી પણ વાત કરીશ નહિ!"

કુસુમ: "કુમારીબા ઉતાવળાં થશો નહિ. ગભરાશો નહિ. બેસો, સાંભળો. સાચા જુઠાનો તમે પોતેજ વિચાર કરો. તમે જાણો છો કે હુ તમારા કલ્યાણ માટે ત્રિકાળ યત્ન કરી રહી છુ. દેવીની પૂજા કરવા ગઇ'તી. પૂજા સમાપ્ત થયા પછી દૈવવાણી થઇ. "બાલિકા, સાવધાન! હૃદય ઉપર અધિકાર રાખજે."

યમુના કમ્પાયમાન થઇ. કુસુમે કહ્યુ: "દેવીની એ આજ્ઞા સાંભળી હૃદય ઘણું વ્યાકુળ થઇ ઉઠયુ. ત્યાંથી પાછા આવતી વખતે, માર્ગમાં મહારાણીની દ્વાર રક્ષક દાસી સાથે મહારાણા સંસારની અનેક વાતો કરતા હતા. ક્રમે કુમાર રત્નસિહની વાત નિકળી. તેમણે કહ્યું: "રત્નસિંહ સ્વર્ગીય ચન્દનરાજની કુમારી માટે ઉન્મત્ત થયા છે. મહારાણાએ કુમારને તેમની રાજકુમારીનુ પાણી–ગ્રહણ કરવાની આજ્ઞા આપી છે. તેથી જ કુમારની આશા મનમાં ને મનમાં જ રહી ગઇ છે!" આ વાત સાંભળી ત્યારે જ દેવીનાં વાક્યનો ભાવાર્થ સમજી શકી. યમુના બા! શાંતચિત્તે, વિચાર કરીને કામ કરો તો

જ સારૂં છે. એથી બીજું હું શું કહી શકું ?"

કુસુમની વાત સાંભળી યમુનાનું શરીર નિર્બળ થઇ પડયુ હતું ! થોડી વાર પહેલાં તેના શરીરમાં વહેતો રક્ત પ્રવાહ મદ પડી ગયો હતો ! તેની વિચાર કરવાની શક્તિ લુપ્ત થઈ ગઈ હતી. તેના હૃદયમા નિરાશા અને શોક ઉત્પન્ન થયાં હતાં. તે વખત તે યમુના નહોતી, પણ કાષ્ટની સ્થિર પુતળી હતી એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ ભરેલુ નથી. તે સમયે તેનાં નેત્રો ગાંડીની પેઠ ફાટેલાં અને ચચળ બન્યાં હતાં. તેનુ શરીર થરથર કમ્પતું હતું. એક ઉંડો નિઃશ્વાસ નાંખી ઉભી થઇ. તેના હૃદયમાં ધડ્ધડ્ શબ્દ કરતો રક્ત પ્રવાહ વહેતો હતો. એ પ્રવાહ ધીમો પાડવા માટે તેણે હૃદય ઉપર બે હાથે ચોળવા માંડયુ. તે બોલી. " હવે શો વિચાર ? અન્ય કોઇએ કહ્યુ હોત તો તેની વાત હુ માનત નહિ, કાનમા પેસવા પણ દેત નહિ. પરતુ દેવીનુ કથન ! કુમાર વિશ્વાસઘાતક ? અસમ્ભવિત ! ત્યારે શુ દેવીની આજ્ઞા મિથ્યા ? તેથી પણ વિશેષ અસમ્ભવિત ! દેવી ! તમારો ઉપદેશ જ માનીશ. જે હૃદયમા સ્થાન મેળવીશ નહિ તે હૃદય પ્રાપ્ત કરવાનો લોભ ત્યાગ કરવાનો અભ્યાસ કરીશ."

એટલુ બોલ્યા પછી ભગ્ન હૃદયની બાલિકા યમુના, ત્રણી વાર સુધી ગાંડીની પેઠે આમ તેમ ફરવા લાગી કેટલીક વાર પછી તે સ્થળનો ત્યાગ કરી પોતાના શયનગૃહમા ગઇ કુસુમ પણ તરત જ તેની પાછળ ગઈ. તેણે જોયું કેઃ અત્યત દુઃખ પામતી યમુના, ઓશિકાપર મ્હો નીચુ રાખી, અશ્રુપાત કરે છે !





# પ્રકરણ ૨૧ મું.

## ભાનુ-સપ્તમી.



આજે માઘ માસના શુકલપક્ષની સપ્તમી છે. આજે રાજપૂતોનો સૂર્યપૂજાનો દિવસ છે. આજના દિવસને, રાજપૂતો ચિરકાલથી અતિ માનપૂર્વક જોતા આવ્યા છે. આજના દિવસને રાજપૂતો મ્હોટો તેહેવારનો દિવસ માને છે. આજના પર્વનું નામ " ભાનુ સપ્તમી " કહેવાય છે. આજે સમસ્ત રાજપૂતાનામાં મહાન મંગલ-ઉત્સવ થઈ રહ્યો છે. સર્વ રાજપૂતોના શરીરમાં ઉત્સાહના ફુવારા ફુટી રહ્યા છે. આજે દેવલવરના રાજમેહેલમાં પણ મ્હોટી ધામધુમ થઈ રહી છે. સમસ્ત દિવસ, સૂર્ય દેવનાં ગુણગાન અને ત્રિકાળ સમયે એકત્ર થઇ, સર્વે સમાન કણ્ઠ વડે સૂર્ય દેવની સ્તુતિ, સ્તોત્રપાઠ અને, અર્ઘ્ય પ્રદાન કરવા માટે, બંધુ બાંધવ અને આત્મીય સ્વજન એકઠાં થવા માડયાં હતાં. કોઇ પાછલી રાત્રે અને કોઇ મ્હોટે પરોઢીએ એમ સર્વ રાજભવનમાં ભેગાં થયાં હતાં. એકઠાં થયેલાં મનુષ્યોને વૃદ્ધ દેવલવરરાજ અતિ સન્માન આપીને, પૂજા મંડપમા લઇ જાય છે. ત્યાં એક વૃદ્ધ બ્રાહ્મણ ઉચ્ચ આસન ઉપર બેસીને .સૂર્યના સ્તોત્ર ભણે છે અને સૂર્યનું મહાત્મ્ય કહે છે. ત્યાંથી થોડે છેટે બાર બ્રાહ્મણો, એક પવિત્ર કુંડ આગળ બેસી, સર્યનારાયણ ભગવાનને આહુતિ આપી રહ્યા છે. નવીન આવનાર મનુંષ્યો પ્રથમ સૂર્ય ભગવાનને અને ત્યાર પછી સભામાં બિરાજેલા બ્રાહ્મણોને ભક્તિપૂર્વક પ્રણામ કરી પુજા મડપમા બેસે છે. એટલામાં જ કુમાર રત્નસિંહ ત્યાં આવી પહોંચ્યો. એ સમયે પ્રાતઃસમયનુ આહ્નિક અર્ધ્યપ્રદાન આદિ સમાપ્ત થયુ હતું. દેવલવરરાજે રત્નસિંહને સભા-પૂજા-મડપમાં જવાની આજ્ઞા કરી. વીર રાજપૂતોએ

પ્રથમ પોતાના ઇષ્ટદેવ સૂર્યની પૂજા કરવી જોઈએ એ જ શ્રેષ્ટ છે. પરંતુ પ્રેમમાં લુબ્ધ બનેલો રત્નસિંહ પોતાનું એ પવિત્ર કૃત્ય ચૂક્યો ! તેણે વિચાર્યું કે: "પ્રથમ દેવી યમુનાનાં દર્શન કરીને પછી સૂર્યનારાયણની પૂજા-અર્ચના કરીશ." તેણે પ્રથમ જ અંતઃપુરમાં પ્રવેશ કર્યો. એક પછી એક દિવાનખાનાં ઓળંગ્યાં છતાં યમુનાનુ ચિર પ્રફુલ્લ વદન નિહાળી શકયો નહિ. જેમ જેમ તે યમુનાનાં દર્શન કરવામાં નિરાશ થતો ગયો તેમ તેમ તેનું હૃદય શોકગ્રસ્ત થતું ગયુ. અંતે રત્નસિંહ પાછો ફરતો હતો તેવામાં એક સ્હામેના દિવાનખાનાના ઝરૂખામાં ઉભેલી યમુના પવનનું સેવન કરી રહી હતી. રત્નસિંહ, યમુનાનું મુખ જોઈ શકયો નહિ. તેણે પૃષ્ટ ભાગ જોયો તે ઉપરથી તેનું મુખ જોવાની વિશેષ ઉત્કંઠા થઇ. તેણે પૂઠ પાછળથી જોયુ કે યમુનાના વાળ વિખરાયા છે. એક મલિન વસ્ત્ર પહેર્યું છે. શરીર ઉપર આભૂષણ ધારણ કર્યા નથી. જાણે ગેગીષ્ટની પેઠે કૃશ થઇ ગઈ છે. જાણે તે નિર્બળ બની ગઇ છે !"

કુમારે ભય પામતાં પૂછ્યુ: "દેવી યમુને !"

યમુનાએ પાછળ ફરીને જોયુ તો રત્નસિંહને દીઠા. તે ચમકી. ભૂતોની વાત તેના સ્મરણમાં તાજી થઇ આવી. તેના મનમાં થયુ કે બધી વાત ભૂલી જઇને રત્નસિંહનાં એ ચરણ પકડી અશ્રુપાત કરૂં. પરંતુ બીજી પળેજ દેવીવાક્ય સાંભરી આવ્યુ. તેણે વિચાર્યુ કે "આ રત્નસિંહજ વિશ્વાસ ઘાતક ?" તેજ સમયે દેવીવાક્યે હૃદયમાંથી ગુપ્ત રીતે કહ્યું "હા, હા, એજ વિશ્વાસઘાતક." એવા વિરૂદ્ધ વિચાર પ્રવાહમાં, કોમળ હૃદયની યમુના તણાવા લાગી ! ડૂબી ગઈ ! સંજ્ઞાહીન મનુષ્યની પેઠે સ્થિર બેસીજ રહી. કેટલીક વાર પછી હૃદયને દૃઢ કર્યું. તેણે નિશ્ચય કર્યો: "વાક્ચાતુરી એજ જેની સિદ્ધ વિદ્યા છે, અને અબળાનુ સર્વનાશ કરવુ એજ જેની અભિલાષા છે તેની સાથે વાત કરીશ નહિ ! તેના મીઠા શબ્દો ઉપર હવે લોભાઈશ નહિ ! તે ભૂલીશ નહિ !" યમુનાનો એવો વિચિત્ર દેખાવ જોઈ રત્નસિંહ પણ ચમક્યો. પ્રફુલ્લ વદના, પ્રેમ પ્રતિમા યમુનાની આવી દશા શાથી થઇ ? તેનો તે દિવસનો પ્રેમ આજે ક્યાં લોપ થઇ ગયો ? તેનુ તે દિવસનુ મધુર હાસ્ય ક્યાં

જતું રહ્યું ? તેનો તે દિવસનો ઉત્સાહ ક્યાં સંતાઇ ગયો ? હાય! હાય! તેની આવી દશા કેમ?" બન્નેની ચિન્તા, એ પ્રકારની ગતિ ધારણ કરી રહી છે! વિશ્વપતિની કેવી લીલા ? એક સમયે એ બન્નેના હૃદયમાં કેવો પ્રેમ પ્રવાહ વહેતો હતો? અને આજે ? એકના હૃદયમાં એક અને બીજાના હૃદયમાં બીજુ !

રત્નસિંહે વિહ્વળ ચિત્તે કહ્યું: "દેવી ! યમુને ! ત્હને શુ થયુ છે ?"

યમુના એ પગ વચ્ચે, ઉંધે મસ્તકે બેસીજ રહી. તેની જીહ્વા ઉપર એક વખત એક ઉત્તર આવ્યો. પરંતુ તેજ ક્ષણે સાવચેતી વાપરી તે ઉત્તર પાછો ગળામાં ઉતારી દીધો. રત્નસિંહ તેના સ્હામુ જઇ બેઠો અને ઉત્કંઠા સહિત યમુનાને પૂછ્યુ: "યમુના ! તું આ શું કરે છે ?"

યમુના ઉતાવળે ઉભી થઈ બોલી: "મ્હારી સાથે વાત કરવાનો આપને શો અધિકાર છે?"

તેના મુખના શબ્દો પૂરા થયા નહોતા. એટલામાં, રોકી રાખેલા નદીના પ્રવાહની પેઠે, યમુના અંતર્ધ્યાન થઇ ગઈ. કુમાર રત્નસિંહ જડવત્ જેવો થઈ ત્યાંજ બેસી ગયો. તેના હૃદયમાંથી "ભાનુ સપ્તમી"નુ ભાન વિસર્જન થયુ હતું. તે સમયે કુમાર, રાજવાડો, મહારાણા, મેવાડ, સ્વતંત્રતા, આદિ સર્વ ભૂલી ગયો. તેના હૃદયમાં એક પ્રકારની, કહી શકાય નહિ એવી, તીવ્ર ઉત્કંઠા ઘોળાયા કરતી હતી. કેટલીક વાર સુધી તે એવી દશામાં બેસી રહ્યો તેનુ પણ તેને ભાન નહોતું. રાજમેહેલમાં એકત્ર થયેલા મનુષ્યોનાં, એકાએક ઉચ્ચ સ્વરે બોલાતાં સૂર્યસ્તોત્રે તેનુ ચિત્ત ખેંચ્યુ. ત્યારેજ તેને જ્ઞાન આવ્યુ. તેણે વિચાર્યું કે "પુનઃ એક વખત જઇને યમુનાનાં દર્શન કરી તેનાં ચરણ પકડી પૂછુ કે તેં જે શબ્દો કહ્યા તેનુ કારણ શુ ?" વળી વિચાર્યું કેઃ "યમુનાએ તો વાત કરવાની સાફ ના પાડી છે:" ઘણી વાર સુધી અનેક વિચારો કર્યા. ક્યાં દુષ્કર્મને લીધે યમુનાને ક્રોધે ભરાવાનુ કારણ મળ્યુ છે તેનો પણ વિચાર કરી જોયો છતાં એવુ કોઇ કારણ મળ્યુ નહિ. અંતે વિચાર કર્યો કેઃ "શું યમુનાનો વિવાહ અન્યત્ર કરવાનુ નક્કી થયુ છે? તેમ શામાટે થયુ હશે ? કોણે એવી ગોઠવણ કરી હશે ? તેના

પિતાએજ મ્હારી સાથે વિવાહ કરવાની માગણી કરી હતી. તેનો વિવાહ અન્ય સ્થળે થવો અસમ્ભવિત છે."

ઘણા વિચારો કરવા છતાં કોઇ પ્રકારનો નિર્ણય થઇ શકયો નહિ. છેવટ તેણે ઉભા થઈ ઉંચાં નેત્રો કરી કહ્યું: "ભગવાન્ આદિત્ય ! મ્હારા કયા પાપની આવી શિક્ષા કરો છો ? શું પ્રથમ આપનું પૂજન કર્યું નહિ તેથી પ્રભુ ! ક્ષમા કરો દેવ ! દયા કરો પ્રભુ !"

રત્નસિંહ ધીમે ધીમે મહેલમાંથી બહાર નિકળ્યો. એક દિવાનખાના-માંથી બીજા દિવાનખાનામાં પેસતાંજ કુસુમ મળી. કુમારે વ્યાકુળ ચિત્તે પૂછ્યું: "કુસુમ ! સત્ય કહે યમુનાનુ ચિત્ત ચલિત થવાનુ શુ કારણુ ?"

કુસુમ: "હા, તે કહેવુ જ જોઇએ યમુના શરમને લીધે બોલી શકી નથી. કુમાર કરતાં યમુનાને એક અધિક પ્રેમી છે. તે કાંઈ નદ્દન બાલિકા નથી. હવે ગમે તેની સાથે પ્રેમ ભરેલી વાતો કરવી એ સારૂ ના દેખાય."

રત્નસિંહ, અનેક ક્ષણ પર્યંત અચલ પર્વતની પેઠે સ્થિર થઇને ઉભો રહ્યો હતો. કુસુમનો વિચિત્ર ઉત્તર સાંભળી હૃદયવિદારક સ્વરે કહ્યું: "ઘણું સારૂ."

રત્નસિંહના હૃદયમાં આ વખતે જે આઘાત થયો, જે દુઃખ થયુ તે તેજ જાણતો હતો. ત્યાંથી બહાર નિકળી ગયો. મ્હામેજ સૂર્યનાં પ્રખર કિરણો ત્હેના નેત્ર ઉપર પડયાં તેણે ભૂમિ ઉપર બેસી કહ્યું: "ભગવાન્ સૂર્યદેવ ! ત્હમારા હમેશના સેવકે આજે "ભાનુ સપ્તમી" આ પ્રમાણેજ ઉજવી છે. દયામય ! આ હૃદયહીન, વિચારહીન, જગત્માંથી હવે જીવન શેષ થાય તેમાજ આનન્દ. બસ, શત્રુનો વધ કરવા સિવાય કોઈ કામમાં મ્હારા હાથ કિંવા મન ગુથાય નહિ એજ પ્રાર્થના ! પ્રભુ ! હે પિતઃ ! અને આપના પવિત્ર ચરણુમાં સ્થાન પામુ એવી કૃપા કરજો દયાવંત !"





## પ્રકરણ ૨૨ મું.

### એક અન્ય ચિત્ર !



લુંબરરાજના અંતઃપુરના એક દિવાનખાનામાં કુમારી ઉર્મિલા બેઠી છે. દિવાનખાનાની બારીઓ ઉઘાડી છે. ઉત્તર દિશાની બારીની પાસેજ રાજકુમારીનો પલંગ ગોઠવ્યો છે. તેના ઉપર રાજકુમારી બેઠી છે. બારીની પાસેજ અંતઃપુરનો બગિચો છે. કુમારી બગિચાનાં વૃક્ષો તરફ એક ચિત્તે જોઈ રહી છે. તેનુ હૃદય એ સમયે બીજા કોઇ વિષયમાં ગુંથાયુ નહોતું. કુમાર અમરસિંહ આવ્યા છે તેની પણ તેને ખબર નહોતી. તે અમરસિંહના વિચારોમાં જ ગુંથાઈ હતી. તે વિચારતી હતી કેઃ "કુમારમાં અને મ્હારામાં ઘણો ભેદ છે, તેમ છતાં તેમના હૃદયમાં સ્થાન પ્રાપ્ત કરવાની દુરાશા કેમ ઉત્પન્ન થઇ ?" વળી વિચાર્યું કે "મ્હારી આશા દુરાશાનુ સ્વરૂપ ધારણ કરશે નહિ. પ્રેમ છે ત્યાં ન્હાના મ્હોટાનો કે ઉંચ નીચનો નિયમ જ નથી. પ્રેમના રાજ્યમાં તો સર્વે સરખાં જ છે."

રાજકુમારી એવા વિચારો કરે છે તે સમયે દિવાનખાનામાં, તેનાં મામી, સલુંબરનાં રાજ-રાણી દેવી પુષ્પવતીએ પ્રવેશ કર્યો. તેનાં દર્શન કરતાંજ ઉર્મિલાએ માથાના અવ્યવસ્થિત થઇ પડેલા વાળને એકઠા કરી, માથે ઓઢી સ્વસ્થ થઈ બેઠી. તેના મુખ ઉપર લજ્જાનું ચિહ્ન જણાયું. લજ્જા આવે એવો પણ સંભવ જ હતો. મનુષ્ય જે સમયે એવુ કોઈ કાર્ય કરે છે કે જે સર્વેને જણાવવાની ઇચ્છા રાખતું નથી અથવા જણાવવાથી લજ્જા પામવી પડે છે, તે સમયે તે પ્રતિ ક્ષણે એવુ જ ધારે છે કે મ્હારી ગુપ્ત વાત કદાચ પ્રકટ થઈ હશે ! એજ ભયને લીધે તે અન્ય મનુષ્યો સાથે પ્રથમની પેઠે, સ્પષ્ટ રીતે વાતચિત કરી શકતાં નથી. કોઇના મુખ તરફ પ્રથમની

પેઠે, શાંત રીતે, પ્રફુલ્લ ચ્હેરે જોઈ શકતાં નથી. તેથી જ ઉર્મિલા, માતા જેવી મામી સમક્ષ લજ્જા પામવા લાગી. તેણે વિચાર્યું કે: "કદાચ કુમાર અમરસિંહ પ્રત્યેનો મ્હારો પ્રેમ મામી જાણી ગયાં હશે." જો કે એ વાત દેવી પુષ્પવતી જાણતાં હતાં. કુમારીની કઠોર પ્રતિજ્ઞા સાંભળીને અને તેના મનની ઉદાસીનતા જોઈને તારાએ ભય પામી સર્વ વાત રાણી પુષ્પવતીને કહી દીધી હતી. એ સાંભળી રાણી અત્યંત ચિંતાતુર થયા હતાં. તેમણે એ સમાચાર સલુંબરરાજને કહેવાનુ યોગ્ય ધાર્યું નહિ, પણ પ્રથમ યુક્તિથી એ સબંધી કુમારનો અભિપ્રાય લેવાનુ યોગ્ય ધાર્યું. જો ધાર્યા પ્રમાણે અભિપ્રાય મળે તો જ તે સમાચાર મહારાજને કહેવા, નહિ તો ઉર્મિલાના હૃદય-વાસનાના અંકુરો નિર્મૂળ કરવાનો યત્ન કરવાનો નિશ્ચય કર્યો. કુમારી ઉર્મિલા એ બધી વાત જાણી શકી નહિ.

રાણીજીએ પૂછ્યુ: "ઉર્મિલા, એકલી બેઠી બેઠી શુ કરે છે? આખો દિવસ શા વિચારો કર્યા કરે છે?"

ઉર્મિલાએ નીચુ જોઈ ઉત્તર દીધો: "શા વિચારો કરૂં બા? એકાદ ઘડી એકલી બેસુ છું તો તમે એમ જાણો છો કે હું વિચારો કરૂ છું, પરંતુ મ્હને કશા વિચારો થતા નથી."

રાણી: "હા, મ્હને એવો વિચાર થાય છે એ સત્ય પરંતુ મ્હને એવો વિચાર કરવાનું કારણ છે. તુ દરરોજ કૃશ થતી જાય છે. ત્હારૂ મુખ દરરોજ ફિક્કું થતું જાય છે ત્હારા શરીરનો રંગ મલિન થતો જાય છે. એ બધુ જોઈને હું કહુ છુ કે તું કંઇ ચિંતામાં છે પ્યારી."

ઉર્મિલા: "તમારી તો વાત જ એક! ત્હમે મ્હને માત્ર કૃશ થતી જુઓ છો રાત દિવસ હસીએ અને દરબારના થાંભલા જેવાં જાડાં થઇએ તો તમને આનંદ થાય ખરૂં?"

એમ કહી ઉર્મિલાએ માથુ નીચુ નમાવ્યુ. તેના મુખ ઉપર દિલગીરીની છાંયા જણાતી હતી. થોડા વાળનો ગુચ્છ માથા ઉપરથી આગળ કપાળ ઉપર આવી પડયો. રાણી પુષ્પવતીએ પ્રેમપૂર્વક વાળનો ગુચ્છ ઠીક કરતાં કહ્યું: "બેટા! સાંભળ્યું છે કે મહારાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહ આપણે ત્યાં આવ્યા છે."

કુમારીએ નીચે મસ્તકે જ ઉત્તર દીધો: "હા, સાંભળ્યું છે."

રાણીએ પુનઃ કહ્યું: "તું શું તેમને ઓળખતી નથી ?"

કુમારી: "હા, ઓળખું છું."

રાણીએ મંદહાસ્ય કરતાં કહ્યું: "શું તેં તેમને કદી જોયા નથી ?"

કુમારી: "હા, જોયા છે."

રાણી: "ક્યાં જોયા છે ?"

કુમારી: "ક્યાંક જોયા છે ખરા."

આ પ્રશ્નનો ઉત્તર મળે તે પહેલાં જ એક દાસીએ આવી કહ્યું: "કુમાર અમરસિંહ પધારે છે."

દાસી ચાલી ગઈ. તત્ક્ષણ વીર અમરસિંહ તે દિવાનખાનામાં આવ્યો. રાણીએ ઉઠી તેનાં ઓવારણાં લઈ કહ્યું: "આવ બેટા ! બેસ અહિં."

તે ગૃહમાં એક પલંગ સિવાય અન્ય આસન નહોતું. ક્યાં બેસવું તેની સમજણ નહિ પડવાથી કુમાર, સંકુચિત ચિત્તે ઉભો જ રહ્યો.

પુષ્પવતીએ કહ્યું: "અડચણ શું છે બેટા ! આ પલંગ ઉપર જ બેસ, તું કંઈ પારકો માણસ તો થોડો જ છે ?"

કુમાર અમરસિંહ પલંગની એક બાજુએ બેઠો. કુમારી ઉર્મિલા, નીચે મુખે, પગની ચંપા જેવી સુંદર આંગળીઓના મુક્તાફળ જેવા નખ ખોતરવા લાગી.

અન્ય વાતો થયા પછી રાણીએ પૂછ્યું: "અમર ! શું ત્હેં ઉર્મિલાને પ્રથમ કોઈ વખત જોઈ નથી ? ઉર્મિલા અમારી ભાણેજ થાય છે."

અમર: "આ સેવક આપની સાથે જે કાંઇ વાતચિત કરવા ભાગ્યશાળી થયો છે તે કુમારી ઉર્મિલાની કૃપા વડે જ. કુમારીએ વારંવાર મૃત્યુના મુખમાંથી મ્હારૂં રક્ષણ કર્યું છે. આ જીવનમાં એ દેવીનું નામ કદી પણ ભૂલીશ નહિ."

રાણીએ વિસ્મય પામી પૂછ્યું: "એ શી વાત રાજકુમાર ?"

કુમારી ઉર્મિલાએ ધીમે ધીમે કહ્યું: "શું સાંભળશો મામી ? કુમાર, કદાચિત્ "રાઈનો પહાડ" અને 'તલનો તાડ" કરીને વાત કહેશે ! તે સાંભળવાથી ફાયદો શો ?"

અમરસિંહે હસતાં હસતાં કહ્યું: " હું સત્ય વાત જ કહીશ. આગળથી જ કહી રાખું છું કે હું જે કાંઇ કહીશ તે સત્ય હોવા છતાં કલ્પિત વાર્તા જેવી અસમ્ભવિત જણાશે. કુમારી! હું તમને પણ કહી રાખું છું કે હું કોઇ સ્થળે સત્ય ના કહું તો તમે મ્હારી ભૂલ ભાંગજો."

તે સમયે એક દાસીએ આવી કહ્યું: " ભગવતી અરૂણમાલિની આવ્યાં છે."

રાણી ત્વરિત ગતિએ ઉઠયાં અને કહ્યું: " વત્સ ! થોડી વારમાંજ હું આવું છું." રાણી ચાલ્યાં ગયાં.

પછી ? પછી શું ! અમર અને ઉર્મિલા એકલાં રહ્યાં !

---

# પ્રકરણ ૨૩ મું.

---

## " દિલ્લીશ્વરો વા જગદીશ્વરો વા. "

---



આજે ખુશરોજ અથવા નૌરોજનો દિવસ હતો. આજનો દિવસ રાજ્યમાં મહાન ઉત્સવ તરીકે પળાતો હતો. બાદશાહના મહેલમાં આજે અતિ આનંદ, ઉત્સાહ અને કોલાહલ થઇ રહ્યો છે. વાચક વર્ગને એનો કંઇક ચિતાર દર્શાવવો જોઇએ.

જે દિવસે સૂર્ય મેષ રાશિમાં પ્રવેશ કરે છે તે દિવસને મુસલમાનો નવા વર્ષનો નવો દિવસ ગણે છે. એ પવિત્ર દિવસ, સમસ્ત મુસલમાનોને માટે મહાન આનંદનો દિવસ છે. પરંતુ બાદશાહ અકબરે તે દિવસે વિશેષ આનંદ ઉપભોગ કરવા માટે સ્વકલ્પનાના બળથી, નૌરોજ—ખુશરોજ—નામે એક દિવસ નવીન ઉત્સવ કરવા માટે ઉત્પન્ન કર્યો છે ! દરબાર ભવનમાં અકબરશાહે એ દિવસે માત્ર પ્રજાને આનંદ મળે એ હેતુથી નવીન ઉત્સવને જન્મ આપ્યો નહોતો, પરંતુ તે દિવસે પોતાની એક ગુપ્ત દુષ્ટ મનોવાસના પરિપૂર્ણ કરવાનું કાપટ્યપૂર્ણ સાધન ઉભું કર્યું હતું ! પ્રતિ મહિને

શાહી તહેવારો થઈ ગયા પછી "ખુશરોજ" નો ઉત્સવનો થતો* એ દિવસે અંતઃપુરની સુંદરીઓ આનંદ સાગરમાં સ્નાન કરતી! અકબરશાહની કપટી આજ્ઞાને લીધે, રાજપૂતોની ઉચ્ચ વંશીય કુલ-કામિનીઓ અને મુસલમાન અમીર ઉમરાવોની મહિલાઓ તે દિવસના ઉત્સવમાં સામેલ થતી. રાજપૂત રાજા અને ખંડીઆ સરદારોની તથા મુસલમાન બાદશાહ અને અમીરોની પત્ની, પુત્રી અને ભગિનીઓ અનેક પ્રકારની શિલ્પ સામગ્રી વેચવા બેસતી, અને રાજ્યની સ્ત્રીઓ-બેગમ સુદ્ધાં-ત્યાં જઈ શિલ્પ વસ્તુઓ ખરીદ કરતી. આ સ્થળે શિલ્પ વસ્તુઓ કરતાં, સુદરતાનુ બજાર ભરાતુ એમજ કહેવુ પડશે ' વાંચક ' લજ્જાની વાત તો એ હતી કે આજે રમણીઓના આનંદનો દિવસ કહેવાતો છતાં જેને ધર્મપ્રિય, જગદ્દ્ગુરૂ અને હિંદુ અને મુસલમાનને એક સરખા

---

* રાજવશોત્પન્ન પુરૂષો અને સ્ત્રીઓ, શિલ્પદ્રવ્ય તૈયાર કરીને આ રાજકીય પ્રદર્શન (ખુશરોજ-નૌરોજ) મા મોકલતા હતા એના બદલામા તેમને સારા પૈસા મળતા હતા ઘણા મનુષ્યોના જાણવામા નહિ હોય કે એશિયા મહા દેશના ઘણાખરા રાજાઓ એક એક ઉદ્યોગ કરતા હતા ઉદાહરણને માટે બે રાજાના નામ અત્રે પ્રકટ કરવામા આવે છે. શહેનશાહ ઔરગજેબ ટોપીઓ બનાવીને " ખુશરોજ " ના બજારમા વેચવા મોકલતા હતા એ ઉદ્યોગ દ્વારા તેમણે જે ધન સગ્રહ કર્યું હતુ તેના વડે બાદશાહની અત્યેષ્ટિ ક્રિયા કરવામા આવી હતી! ખિલજી મહમદ પણ એવાજ પ્રકારના એક ઉદ્યોગ કરતો હતો કહે છે કે તે સાહિત્ય વ્યવસાયી હતા. તેમના હસ્તાક્ષર પરમ મનોહર હતા તેઓ ગ્રથો લખીને પોતાના અમીર ઉમરાવોને વેચતા અને તેના બદલામા તેમને પુષ્કળ ધન મળતુ. એ બાદશાહ એક સમયે પોતાના અમીર ઉમરાવો સાથે બેસીને ફારસીના કાવ્ય ગ્રથની નકલ કરી રહ્યા હતા એ સમયે સભામા બેઠેલા એક મુલ્લા સાહેબે એક શેર (કવિતા) મા ભૂલ બતાવી તેના બદલામા પોતાની બનાવેલી અન્ય લીટીઓ મુકવાનુ જણાવ્યુ બાદશાહે તત્કાળ તે પ્રમાણે કર્યું પરતુ મુલ્લાજીના ચાલ્યા જવા પછી તેમની લીંટીઓ છેકી નાખી ત્યાં પ્રથમનીજ લીંટીઓ લખી, એ જોઇ એક ઉમરાવે બાદશાહને એમ કરવાનુ કારણ પુછ્યુ. ત્યારે બાદશાહે ઉત્તર દીધો કે: " એક વૃથા વિદ્યાભિમાનીનું અપમાન કરી તેને લજ્જા પમાડી તેના હૃદયમા ભયકર કાળો ડાઘ કરવા કરતા કાગળ ઉપર થોડોક કાળો ડાઘ પડે તે ઘણે દરજ્જે સારૂ છે! " **લેખક.**

ગણનાર, ઉદારાત્માનાં વિશેષણો અપાતાં તેજ શહેનશાહ અકબર, રૂપ તૃષ્ણા અને કામ તૃષ્ણા શાંત પાડવા માટે સ્ત્રીનો વેશ બદલી ગુપ્ત રીતે "ખુશરોજ" બજારમાં ફરતા હતા! તેમજ કેટલીક વખત સ્ત્રીઓને જવા આવવાના ગુપ્ત માર્ગમાં ઉભા રહીને સુંદર રૂપનું દર્શન કરી તૃપ્ત થતા હતા. તે ઉપરાંત સ્ત્રીઓ સાથે રાજ્ય સંબધી વાતચિત રીતે વ્યાપારની વસ્તુઓનુ યથાર્થ મૂલ્ય અને રાજકર્મચારીઓનો તથા પ્રજાજનોનો પોતાના સબંધી કેવો અભિપ્રાય છે તે પણ જાણી લેતા! વાંચકો જાણી શકશે કે આ ઉત્સવના મૂળમાં એક પ્રકારની કુપ્રવૃત્તિનું બીજ છુપાયુ હતું. કોઇક ઈતિહાસકારોએ તેને છુપાવવાનો યત્ન કર્યો છે પરંતુ સમયના અસીમ મહાત્મ્યવડે સત્ય વાત પોતાની મેળેજ પ્રકટ થઇ છે. સત્ય કહેવુંજ પડશે કે અકબરશાહે પોતાની દુષ્ટ મનોવાસના પૂરી કરવા માટેજ "નૌરોજ"–ખુશરોજ–ઉત્સવની સ્થાપના કરી હતી! એ પાપમય "નૌરોજ" ઉત્સવમાં કેટલાએ રાજપૂત કુળોની પવિત્ર વંશ મર્યાદા ઉપર કલંકનો કાળો ડાઘ લાગ્યો છે! અનેક અભાગિણી તરૂણ રાજપૂત બાળાઓએ, કોઈએ દ્રવ્યના, કોઇએ રૂપના લોભને લીધે, કોઇએ અજ્ઞાનતાને લીધે, અથવા કોઈએ પોતાના પિતા, બંધુની આજ્ઞાને લીધે, પરવશ થઇ પોતાનુ સતીત્વ રૂપી અમુલ્ય રત્ન મોગલોના હાથમાં સોંપી દીધુ છે! એ સ્થળે અનેક અત્યાચારો થતા હતા એમ કહેવામાં આવે છે!.

ચારે દિશામા અતિ ઉચ્ચ શ્વેત પત્થરનાં બનાવેલાં મકાનોની વચમા કાળા પત્થર જડેલો વિશાળ ચૉક હતો. ચૉકના ઉપર અતિ ચમત્કારિક શિલ્પ–કૌશલ સમ્પન્ન મનોહર છત જડેલી હતી. ચૉકની ચારે બાજુ અને મકાનો, પુષ્પની માળાઓ વડે સુશોભિત થઇ રહ્યાં હતાં. તેમાં અતિ ઉત્કૃષ્ટ ચિત્રો લટકતા હતાં અને વિવિધ વર્ણના ન્હાના ન્હાના અતિ ઉજ્વળ પત્થરો ટાંગેલા ચળકતા હતા. વિશ્રામને માટે ચૉકની ચારે બાજુમાં સુદર શય્યા

---

* રાઠોડવીર પૃથ્વીરાજે મહારાણા પ્રતાપસિહને એક પત્ર લખ્યો છે તેમા એજ "નૌરોજ"મા થતા દુરાચાર, અત્યાચારનું વર્ણન કર્યું છે આ પ્રસગ હવે પછીના પ્રકરણોમા આવશે ભટ્ટકાવ્ય ગ્રથોમા એવા અત્યાચારના અનેક વર્ણનો લખ્યાં છે
લેખક.

પાથરેલા પલંગો ગોઠવ્યા હતા. ચૉકમાં અને ચૉકની આસપાસ પાછળનાં મકાનો પર સ્થળે સ્થળે સુંદરી યુવતીઓ પોતાની શિલ્પ સામગ્રી વેચવા બેઠી હતી. ગુલાબ પુષ્પના ગુચ્છ, ફુલની માળા, ફુલના ઘડા, ફુલનાં ઘર, કારચોબી, મિનાકારી ભરેલી ટોપીઓ, મનોહર મુક્તાફળ ભરેલાં આસનો, જરી ટપકી ભરેલા રૂમાલો, ઓશીકાંઓ, કલમો, ખડીઆઓ, વગેરે અનેક જાતની કારીગરી ત્યાં વેચાતી હતી. વેચનાર સ્ત્રીઓ સિવાય ફરતી અન્ય સ્ત્રીઓ ખરીદનાર હતી. કોઇક સમય વેચનારનુ સ્થાન ખરીદનાર સ્ત્રી ગ્રહણ કરતી. વેચનાર પોતાની બ્હેનપણીઓ સાથે વાતચિત કરી આનદ ઉપભોગ કરે છે. અર્ધી મોહોરની વસ્તુ પાંચ મોહોરે વેચાય છે. ત્યાં એકત્ર થયેલી સુંદરીઓની સુખશાંતિને માટે પલંગો ઉપરાંત સ્થળે સ્થળે ચળકતા મનોહર પત્થરની વેદીઓ ઉપર, સુવર્ણ પાત્રમાં અત્તર અને ગુલાબનું શરબત ભરી રાખવામાં આવ્યુ છે સુગંધીદાર પુષ્પોની તો વાતજ શી કરવી ! પૃથ્વીપર, ઉંચે, બાજુમાં, યુવતીઓના ખોળામાં, હાથમાં, સર્વત્ર અતિશય સુગંધીદાર પુષ્પના ગુચ્છ જણાય છે !

એ સ્થાને વિવિધ મૂલ્યવાન વસ્ત્રાલકારથી સુશોભિત થયેલી પરમ સુદરી, નવીન હિંદુ અને મુસલમાન સૌભાગ્યવતી રમણીઓ, ઇચ્છાનુસાર આનંદ ઉપભોગ કરી રહી છે. સુંદરી નારીઓની શોભા વધારનાર સમસ્ત અલંકારનો મધુર ઝણકાર, રમણી કઠમાંથી નિકળતો સમસ્વર સહિત મધુર સંગીત ધ્વનિ, અતિશય આનંદના ચિહ્ન સ્વરૂપ ઉચ્ચ હાસ્ય ધ્વનિ, નૃત્ય કરતી વખતનો પગધ્વનિ, અને સુંદરીઓને હાથે વાગતી વીણા વગેરે વાજીંત્રોનો સુમધુર ધ્વનિ, એકત્ર થવાથી બાદશાહી મેહેલ, અતિ પ્રીતિકર કોલાહલથી પરિપૂર્ણ થઇ રહ્યો છે. રમણીઓમાં કોઈ નાચે છે, કોઇ ગાય છે, કોઇ વાજીંત્ર વગાડે છે, કોઇ આનન્દમાં પ્રફુલ્લ થઈ બ્હેનપણીના શરીર ઉપર ઢળી પડી તેના ગળામાં હાથ વિંટાળે છે !

એક તરફ કેટલીક રાજપૂત મહિલા એકત્ર થઈ એક યુવતી ને રાધા અને અન્યને કૃષ્ણ બનાવી મહાન આનંદ ભોગવે છે. રાધા મદમર્દનનો દેખાવ થઇ રહ્યો છે. નકલી શ્રી કૃષ્ણ રૂપિણી સુંદરી, પોતાના પતિના કષ્ટનું

અનુમાન કરે છે ! અન્ય સુંદરીઓ નકલી કૃષ્ણને રાધાનુ માન ભગ કરવાની ચતુરાઇ શિખવી રહી છે. નકલી કૃષ્ણે અતિ કષ્ટે રાધાનું કૃત્રિમ માન ભંગ કર્યું. તે સમયે ઉચ્ચ હાસ્ય ધ્વનિ થઇ રહ્યો. તે સમયે રાધા અને કૃષ્ણ બન્ને એક બીજાના ગળામાં હાથ વિંટાળી ઉભા રહ્યાં. અન્ય સુંદરીઓ તેમને વિંટળાઇ વળી અને હાથની તાળી પાડતી ગાવા લાગી:—

"चं.कचारु मयूर शिखण्डित मण्डल वलयित केशं ।
प्रचुरपुरंदर ध.रनुरंजेत मेदुरमुदिर सुवेशं ॥
गोपकदम्बनितम्बती मुखचुम्बन लम्भित लोभं ।
बंधुजीव मधुराधर पल्लव मुल्लसित स्मित शोभं ॥
वि.पुलक भुजपल्लव वलयित वल्लभ युवती सहस्रं ।
करचरणोरसि मणिगण भूषण किरण विभिन्नत मिश्रं ॥
मणिमयमकर मनोहर कुंडल मंडितगंड मुदारं ।
पीत वसन मनुगत मुनिमनुज सुरासुरवर परिवारं ॥

અન્ય એક સ્થળે, નેત્રમાં કાજળનુ અંજન કરેલી કેટલીક યવન રમણીઓ એકઠી થઈ નૃત્ય કળાની ચતુરાઇ દર્શાવી રહી છે. એક રમણી વાજીંત્ર વગાડે છે. બે રમણીઓ ગાયન ગાય છે. બબ્બે રમણીઓ આગળ આવી અનેક પ્રકારનાં નૃત્યની પરીક્ષા આપે છે. નૃત્ય કરનારીના કોમળ શરીર ઉપર, જોનાર રમણીઓ, તાલે તાલે પુષ્પ વૃષ્ટિ કરે છે !

રંગ ભૂમિની દક્ષિણ દિશામાં, લીલુ વસ્ત્ર ધારણ કરેલી એક લાવણ્યવતી, સુન્દરી યુવતી ઉભી ઉભી હાસ્ય કરતી બ્હેનપણીના શરીર ઉપર પડતી, મધુર હાવભાવ કરતી વાતો કરી રહી છે. અહા ! કેવાં તેનાં મનહર નેત્ર ! કેવી ચચળ દ્રષ્ટિ, કેવો સુંદર દેહ રંગ, કેવી કોમળતા ? શરીરના સર્વ ભાગ પરિપૂર્ણ ખિલ્યા છે, સર્વત્ર કોમળતા જણાય છે ! સુંદરી રાજ–મોહિની રૂપે, વાંકી નજરે જોતી, આડકતરી ઉભી રહી, પાસે ઉભેલી નવીન કામિની સાથે વાતચિત કરે છે. એ રમણી–કુલ–કમલિની તે રાજકવિ પૃથ્વિરાજની પત્ની જોધબાઇ હતી

વાંચક ! તમે જોઈ શકો છો કે, પશ્ચિમ દિશાના કિનખાપના પડદામાં

છુપાઈને બાદશાહ અકબર, કેવી એકી ટસે, મનોમોહિની પૃથ્વિરાજની પત્ની તરફ જોઇ રહ્યા છે ? આટલી મ્હોટી ઉમ્મરે પણ બાદશાહનાં નેત્રો-માંથી- વીશ વર્ષના યુવક જેવી ઇન્દ્રિય–તૃષ્ણા–દર્શક દૃષ્ટિ નિસરે છે ! સુંદરીઓ બાદશાહને જોઇ શકતી નથી. તેથી તે સર્વે નિશ્ચિંત જીવે શરીરનાં વસ્ત્ર અને અવયવો ઉઘાડા મૂકી હાસ્યવિનોદ કરે છે ! કોને ખબર હતી કે વયોવૃદ્ધ, ન્યાયપરાયણ બાદશાહ ગુપ્ત રીતે, પવિત્ર રમણીઓનુ લજ્જા રૂપી મહા ધન હરણ કરે છે ?

નૌરોજ બજારના એક છેડાપર, સુવર્ણના અલકારોમા બહુ મૂલ્ય હિરાની પેઠેમ, તારલાઓથી ભરેલા લીલા આકાશમાં ચંદ્રમાની પેઠેમ, પુષ્પ પાત્રમાં ભરેલાં અનેક જાતિનાં પુષ્પોની વચમા કમલની પેઠેમ, એક નવીન સુદરી શોભી રહી છે. વાંચક ! શુ તમે ત્હેને ઓળખી શક્યા છો ? તે સુંદરી મેહેરૂન્નિસા છે. મેહેરૂન્નિસાએ આડબર વગરના, થોડા વસ્ત્રાલંકારો ધારણ કર્યા છે. છતાં તે સર્વમાં સુંદર જણાય છે. મેહેરૂન્નિસા પણ પોતાની સમાન વયની એક સુંદરી સાથે આનદ ભોગવી રહી છે. તે સુદરી શાહજાદી બન્નુ હતી. મેહેરૂન્નિસા જેની સાથે એક દિવસ પણ વાર્તાલાપ કરતી તે તેનુ અતુલ રૂપ અને અસીમ સદ્ગુણ જોઈ તેનાપર મોહ પામતું અને તેનુ આત્મીય થઈ જતું. એ જ કારણને લીધે શાહજાદી બન્નુ સાથે મેહેરને વિશેષ આત્મીયતા હતી. મેહેરૂન્નિસા જે સમયે બન્નુ સાથે નાના પ્રકારની હાસ્ય ક્રિડા કરી રહી હતી તે સમયે ધીમે ધીમે અમીના ત્યાં આવી પહોંચી મેહેરે ત્હેને પૂછ્યુ: " અમીના ! શા સમાચાર ? "

અમીના ઉત્તર આપવા લાગી. એ સમયે બન્નુએ સ્હામે પડેલા ઉચ્ચ પ્રકારના ગુલાબજળથી ભરેલી સુવર્ણની ગુલાબદાની લઇ ચુપચુપ મેહેરની પાસે આવી અને હસતાં હસતાં મેહેરના શરીર ઉપર ગુલાબજળ છાંટયું મેહેરનું વસ્ત્ર ગુલાબજળથી ભિંજાઈ ગયુ. બન્નુ ખડ્ખડ્ હસવા લાગી મેહેરે પોતાના માખણ જેવા બન્ને કોમળ હાથ સુંદરી બન્નુના ગળામાં ભેરવી દઇ કહ્યુંઃ " શું આવો પ્રેમ હમેશાં રાખશો ? "

બન્નુએ હસતાં હસતાં ઉત્તર દીધોઃ " પ્રાર્થના કરૂ છું કે મરણ

પર્યંત આવો જ પ્રેમ રહે, અને તમારી સાથેના આવા વ્યવહારનો માર્ગ બંધ ના થાય."

મેહેરે પણ હસતાં હસતાં અને પોતાના કોમળ હોઠ બન્નુના કોમળ હોઠને અડકાડતાં કહ્યુ: "તેમ શી રીતે બનશે? જે દિવસે ત્હમારૂં આ સરલ હૃદય પારકું થશે તે વખતે તે પારકાના પ્રેમ સિવાય અન્ય કશુ તમને પ્રિય લાગશે નહિ. તે વખતે શાહજાદી? શું અમને યાદ કરશો?"

બન્નુએ અત્યંત હસતાં હસતાં મેહેરના હોઠ ઉપર અને પછી નજર ચુકાવીને ધીમે રહીને સુંદરી મેહેરના ગાલ ઉપર એક મીઠું ચુંબન કરી લીધુ! મેહેર પણ રસીક હતી. પ્રેમ રસની ભોગી હતી. અત્યારે રૂપના બજારમાં પ્રેમનું પણ વિનિમયજ થતુ હતું. મેહેરે અને બન્નુએ પરસ્પર એક બીજાના ગળામાં હાથની ચુડ ભેરવી હતી. મેહેરે ધીમે રહીને વાંકા વળી, બન્નુની નજર ચુકવીને તેના કોમળ ગાલ ઉપર એક, બે, ત્રણ, ચુંબન કરી લીધાં! બન્નેના માખણ જેવા કોમળ ગાલ ઉપર પાનના રાતા રંગના ઝાંખા ડાઘ પડી ગયા. એક બીજાને આમ તેમ ખેંચવા મંડયા હતાં તેથી શરીરનાં વસ્ત્રો વિખરાઈ, કોઇક અવયવો ઉઘાડા થઇ ગયા હતા. યુવાવસ્થાનો મદ, બન્ને યુવતીઓનાં શરીરને ધમ ધમાવી રહ્યો હતો!

બન્નુ અત્યંત હસતાં હસતાં બોલી: "જાઓ ભાભી, એવુ શું બોલો છો? પારકાં થવાથી પ્રેમ કંઇ તદનજ પારકો થઇ જાય છે? થોડો ઘણો તો અન્યને માટે રહેતો હશે? હુ તો અત્યારથી સાવચેતી રાખીશ, પણ તમારી વાતમાં ત્હમેજ સપડાઈ ગયાં! ત્યારે શુ મ્હારા ભાઇની સાથે લગ્ન થતાં તમેજ મ્હને તદ્દન ભૂલી જશો?"

મેહેરે સવિસ્મય પૂછ્યુ: "તમારા ભાઇની સાથે મ્હારાં લગ્ન થશે એવુ કોણ કહે છે?"

બન્નુ: "તમે તો કંઇ કહેતાં નથી પણ લોકો વાતો કરે છે તે સાંભળુ છું."

મેહેર: "બન્નુ! ત્હારામાં અને મ્હારામાં કંઇ જૂદાઇ નથી, આપણે એકજ છીએ તેથી પૂછુછુ. કહો જોઈએ, શાહજાદા સલીમ સાથે લગ્ન થવાથી શુ હું સુખી થઈશ?"

બન્નુએ અનેક ક્ષણ વિચાર કર્યા પછી કહ્યું: "ના."

મેહેરે ગંભીર મુખે કહ્યું: "ત્યારે મનમાં શા માટે એવો નિશ્ચય કર્યો છે? તમારે તો એવા યત્ન કરવા જોઇએ કે જેથી રંગમહેલમાં કોઇ એ વાતજ ના કરે અને એ કાર્યજ ના બને."

બન્નુ: "બ્હેન! ભય ના રાખશો. મ્હેં સાંભળ્યું છે કે: તમારા પિતાએ બાદશાહને તમારી ઇચ્છા જણાવી દીધી છે. અને તમારો અન્યત્ર વિવાહ-સબંધ કર્યો છે તે પણ જણાવ્યુ છે. બાદશાહે પણ કહ્યું છે કે: વાગ્દાન થયેલી કન્યાનો અન્યત્ર વિવાહ થઈ શકે નહિ. હવે જોઇએ છીએ કે પિતાની ઇચ્છા નહિ હોવા છતાં સલીમ સાથે શી રીતે તમારૂં લગ્ન થાય છે?"

એ સાંભળી મેહરૂન્નિસાના મુખ ઉપર મધુરૂં હાસ્ય ફરક્યુ. તેણે બન્નુને બે હાથ વચ્ચે ખૂબ દબાવી પુનઃ એક મધુરૂં ચુંબન કરી પાનનો રાતો ડાઘ વિશેષ રાતો કરી, ગાલપર પ્રેમની નિશાની મૂકી આપી! મેહેરે કહ્યું: "બ્હેન! ત્હેં મ્હને જે સારા સમાચાર કહ્યા છે તેનો અત્યારે તો શો બદલો આપુ? પ્રાર્થના કરૂ છુ કે ઇશ્વિર ત્હને સુખી કરે."

થોડી વાર વાતચિત અને આનંદ ઉપભોગ કર્યા પછી મહેર અને બન્નુ છુટાં પડયાં. મેહેર અમીના સાથે ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨૪ મું.

### પ્રેમનું રહસ્ય!



નૌરોજ બજારમાંથી બહાર જવા માટે કેટલાક ઓરડા ઓળગ્યા પછી એક સાંકડે માર્ગે થઇને જવુ પડે છે, અને તે માર્ગમાંથી પસાર થયા પછી એક મ્હોટા ઓરડામાં થઈને બહાર નિકળાય છે. નૌરોજ બજાર કાંઈ પવિત્ર હૃદયની રચના નથી, કારણકે પવિત્રતા હોય છે ત્યાં અત્યંત સરલતા હોય છે! ત્યાં કશું પણ કાપટ્ય

હોતું નથી. ત્યાં તો સર્વત્ર સરલ પ્રકારનો વ્યવહાર ચાલે છે પણ જ્યાં હૃદયની ગુપ્ત વાસનાઓ તૃપ્ત કરવાનુજ પાપી કાર્ય હોય ત્યાં સરલતા કેવી ? ત્યાં તો અનેક પ્રકારની ભૂલભૂલામણીઓ, અનેક પ્રકારના કળના ઓરડાઓ અને અનેક પ્રકારની ખુબીઓવાળાં ગુપ્ત દ્વાર બનાવેલાં હોય છે! તે સર્વે બિચારી પવિત્ર હૃદયની, સરલ માર્ગે જનારી પ્રતિવ્રતા સુંદરીઓ શી રીતે જાણે? બાદશાહી જમાનામાં સર્વત્ર એવુંજ જોવામાં આવતુ! કારણ કે તેઓ રૂપના તરસ્યા હતા! તેઓ રૂપના દાસ હતા! તેમને રૂપની કદર હતી!

નૌરોજ બજારમાથી નિકળી કેટલાક ઓરડા પસાર કર્યા પછી એક ચૉકમા આવી શકાતું હતુ. તે ચૉકમાં, પ્રદર્શનમા આવેલી મહિલાઓના મ્યાના રાખવામા આવતા. મેહેરૂન્નિસાએ બધા ઓરડા પસાર કર્યા પછી છેલ્લા એક ઓરડામાં આવી તેજ ક્ષણે કોઇએ બૂમ પાડી: "મેહેરૂન્નિમા!"

મેહેરૂન્નિસાએ ભય પામી પાછુ ફરી જોયુ તો ત્યા શાહજાદા સલીમને જોયો. કુમારીકા મેહેરને અતિ ભય લાગ્યો. તેણે મનમાં જ વિચાર્યુ: શાહજાદા આમ નિર્જનમા શા માટે ઉભા હશે?" વળી તેણે વિચાર્યુ: "હુ તો એકલી નથી." વાસ્તવિક રીતે જોતા સલીમના મનમાં કોઈ નઠારો વિચાર નહતો. બાદશાહ અકબરે તેને કઠિન આજ્ઞા ફરમાવી હતી કે: "મેહેરના લગ્નની વાતચિત નક્કી થઇ ગઈ છે. વાગ્દાન થવુ અને વિવાહ થવો એ એકજ છે. તેથી મેહેરૂન્નિસાને બ્હેન પ્રમાણે ગણવી. જો તેમ નહિ થશે તો તેઓ અત્યન્ત ક્રોધાયમાન થશે." બાદશાહની એ આજ્ઞાથી સલીમે વિચાર્યુ હતું કે "મેહેરૂન્નિસાનુ રૂપ-રત્ન પ્રાપ્ત કરવાની આશા નથી. પરંતુ અનેક નિરાશામાં તેને આશાનુ એક ઝાંખુ કિરણ જણાતું હતુ. જો મેહેરૂન્નિસાની ઇચ્છા બદલાવી શકાય તો કવચિદ્ મનોવાસના સફળ થઈ શકે." શાહજાદાએ એવો વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો હતો કે મેહેરૂન્નિસાને એકાંતમાં મળવાનો લાગ શોધી તેને અનેક પ્રકારના લોભ બતાવી તેની ઇચ્છા ફેરવવાનો યત્ન કરવો. શાહજાદો મેહેરૂન્નિસાને એકાંત મળવાનો લાગ શોધતો હતો. પરંતુ હમણાં મેહેર બાદશાહના મેહેલમાં ઝાઝી આવ જા કરતી નહોતી. સલીમની ઇચ્છા

અને કોઇક વખતની સતામણીનો અનુભવ થયા પછી મેહેરનીજ ઇચ્છા સંકોચ પામી હતી. આજ નૌરોજનો દિવસ હોવાથી મેહેર જરૂર આવશે એમ તેણે ધાર્યું હતું, અને મસ્તકને તેજ રાખવાથી હૃદયના સર્વ વિચારો વિસ્તારથી કહેવાની અને પરિણામે સારૂ ફળ મેળવવાની ધારણાથી થોડુંક મદ્યપાન પણ કરી લીધુ હતું ! મદ્યપાન ઉપર આવા અનેક પ્રકારના વિશ્વાસ રાખવાથી અનેક મનુષ્યોએ પોતાની મેળેજ પોતાનું સત્યાનાશ વાળી દીધુ છે ! અને પરિણામે તેમને જીવન પર્યંત, પરિતાપના દાવાનળમાં, કુટુંબ સહિત બળીને ભસ્મ થવું પડ્યુ છે ! વિશ્વાસઘાતક મદ્યપાને અત્યારે તેની જે દુરાવસ્થા કરી દીધી છે તે જોતાં મનની વાત અન્યને કહેવાની અને તેનું ચિત્ત હરણ કરી, સારૂ પરિણામ મેળવવાની વાત તો દૂર રહી પણ ઉલટું પોતાનોજ વિશ્વાસ ખોઇ દીધો હતો ! તેનાં નેત્રો કેફને લીધે રાતાં ચોળ થઈ ગયાં છે, તેના મુખનો કમનીય ગૌર વર્ણ ફિક્કો અને રાતો થઇ ઉઠ્યો છે ! તેના હાથ અને પગ અસ્થિર થઇ રહ્યા છે. તે એક સ્થળે સ્થિર ઉભો રહી શકતો નથી. તેના બન્ને પગ લથડે છે. જીભમાંથી સ્પષ્ટ શબ્દો બોલી શકાતા નથી. ધિક સુરાદેવી !

શાહજાદા સલીમને જોતાંજ સુંદરી મેહેરે માથું નમાવી તેને માન આપ્યુ. તેણે કહ્યું: "જહાંપનાહ ! અપરાધ ક્ષમા કરજો. આપને જોયા નહોતા."

સલીમ લથડતે અવાજે બોલ્યોઃ "સા-રૂં—થ-યું—સારૂં-થ-યું. મેહેરુન્નિસા ત્હારી તબીયત તો—ઠી-ક છે ને ?"

મેહેરે મૃદુ હાસ્ય કરતાં અને સલીમની દશા ઉપર કટાક્ષ કરતાં કહ્યું: "શાહજાદાની કૃપાથી સર્વ મંગલકારક જ છે."

થોડીવાર પછી મેહેરે કહ્યું: "જહાંપનાહ ! હું રજા લઉં છુ."

સલીમે પરાણે નેત્ર ઉઘાડી કહ્યું: "ના, ના. જવાનુ તો છેસ્તો. સાંભળ-સાંભળ, એ વાત સાંભળતી જા. મનની વાત કહું તે સાંભળ, હુ ત્હારા ઉપર અતિશય પ્રેમ રાખું છું. તુ મારા પર પ્રેમ રાખતી નથી. તેથી જ મ્હારી વાત સાંભળતી નથી. પહેલાં સાંભળ ત્યાર પછી બોલજે. વારૂ,

શેરખાં સારો છે કે સલીમ? તું મ્હારી સાથે કેમ લગ્ન નહિ કરે?"

સારી સ્થિતિ વખતે મેહેરને જે જે વાતો કહેવાના વિચારો કર્યા હતા તે સર્વે અત્યારે સલીમ ભૂલી ગયો હતો. તે વિચારોની ઝાંખી છાંયા તેના મન ઉપર એક એક વખત પડતી હતી. જે વિચાર મન ઉપર તરી આવતા હતા તે પણ સ્પષ્ટ નહોતા. ક્ષણે ક્ષણે સુરાદેવી તે તેને ભૂલાવી દેતી હતી, તેથી તેણે જે ઉદ્દેશને માટે અત્યારનો પ્રસંગ શોધ્યો હતો તે ઉદ્દેશ ફળિભૂત નહિ થતાં તેનુ પરિણામ વિપરિત જ આવતુ હતું. મેહેરૂન્નિસા તેને જોઇને અનેક વિચારો કરતી હતી, અને આવા પતિને પામી ભવિષ્યમાં તે શું સુખ ભોગવશે તેની પણ કલ્પના કરી લેતી હતી! સલીમે મદ્યપાન કરી, પોતાને હાથેજ પોતાનુ ભવિષ્ય બગાડયુ હતુ. મેહેરૂન્નિસાએ, સલીમની વાતો સાંભળી લજ્જાને લીધે માથુ નીચું નમાવ્યુ. સલીમે કહ્યું: "એ શુ તમને ઉચિત છે? તું જાણુતી નથી. ત્હને શુ કહેવું તે હુ ભૂલી ગયો છુ. તને જે જે કહેવાનો નિશ્ચય કર્યો હતો તે બોલી શકાતું નથી. તેથી ચાલી જઇશ ના. હુ ત્હારો જ છું."

મેહેરૂન્નિસા મનમા જ સમજી ગઈ કે મદ્યપાનને લીધે તેની આ દુર્દશા થઈ છે! તેણે મનમાં જ કહ્યુ: "ધિક્ આ કેળવણી! ધિક્ આ રાજબીજ! બીજમાં હોય છે તે વૃક્ષની નસેનસમાં અને અંતે ફળમાં આવે છે. આવાં ફળ ઉત્પન્ન કરનાર બીજને પણ ધિક્ જ! ધિક્ આ યૌવન! ધિક્ આ અતુલ સમ્પત્તિ! ધિક્ આ રાજમેહેલ! મદ્યપાને મ્હોટી મ્હોટી બાદશાહીઓ પાયમાલ કરી છે! મ્હોટા મ્હોટા પુરૂષોને ધર્મ કર્મ ભ્રષ્ટ કર્યા છે! આવા પુરૂષોની પત્ની થનારની શી દુર્દશા? દ્રવ્યના લોભને વશ થઇ જેઓ આવા પતિને મેળવે છે તેમને અને તેમને મેળવી આપનાર, સર્વેને અનેક ધિક્કાર છે!"

તેણે સલિમને કહ્યું: "જહાંપનાહ! આપે જે કહેવાનો વિચાર કર્યો હતો તે કહી શકતા નથી તેનુ કારણ એ છે કે આપનુ શરીર સારૂ નથી. અન્ય સમયે આપને મળીશ."

સલીમે લથડતે શરીરે કહ્યું: "સત્ય?"

મેહેર: " હા, જહાંપનાહ."

સલીમ "ત્યારે જા, આવજે પાછી. જોજે, ભૂલીશ નહિ! મને ત્હારા હૃદયમાં રાખજે."

મેહેર ચાલી ગઈ. તે વિચારવા લાગી: "શુ સલીમ મ્હને ખરેખર ચ્હાય છે? ના, ના. એ તો માત્ર રૂપની વાસના. મોહની ઉત્તેજના." વળી વિચાર્યું: " ના, ના, એ તો હૃદયના પ્રેમનો પ્રવાહ." વળી વિચાર્યું: "મોહ હોય અથવા પ્રેમ હોય. ગમે તે હોય પણ સલીમનો સ્વભાવ અતિશય ખરાબ! તેનું ચરિત્ર અતિ તિરસ્કારપાત્ર! તે પ્રેમને લાયકજ નથી." થોડીવારે વળી વિચાર કર્યો: " મનુષ્યનો સ્વભાવ અને ચરિત્ર શું બદલાઈ શકતાં નથી? અવશ્ય બદલાઇ શકે છે? ત્યારે મનુષ્યનો સ્વભાવ નઠારો કહીને તેનો તિરસ્કાર કરવો એ યોગ્ય નથી." બીજી ક્ષણે વિચાર્યુ: " હુ શા માટે આટલા બધા વિચાર કરૂ છું. જે સુખ સહજ આવી મળ્યું છે તેને છોડી, અદશ્ય રહેલા સુખની આશા રાખવી એ ...ર્ખ કાર્ય!' મેહેરૂન્નિસાએ એક ઉંડા નિશ્વાસ નાંખતાં કહ્યું: " હજુ વેગળુ છે."

અમીનાએ પૂછ્યુ: " શુ બકો છો?"

મેહેરે દિલગીર ચ્હેરે ઉત્તર દીધો: " સખ્ત તાપ પડે છે નહિ વારૂ?"

---

## પ્રકરણ ૨૫ મું.

### ઢોંગી તપસ્વી!



ન્ધ્યા સમય થવા આવ્યો છે એમ જાણી રમણીમંડળે "ખુશરોજ" નો આનંદ બંધ પાડયો. સૌભાગ્યવતિ સુંદરીઓ એક પછી એક વિખરાવા લાગી. બાદશાહી મહેલ દીપમાળાથી સંપૂર્ણ પ્રકાશવા લાગ્યો મહેલમાં અને મેહેલ બહાર થોડે વેગળે સુધી દીવાઓની હાર ને હાર પ્રજ્વલિત થઈ રહી હતી. રાજપૂત કુલ ભૂષણ, બીકાનેર–રાજ પૃથ્વિરાજની પત્ની જોધબાઈ, મુખ્ય બેગમ પાસેથી રજા લઈ

બહાર નિકળવાની તૈયારી કરતી હતી. એજ સમયે એક બાંદીએ ખબર આપ્યા કેઃ "આપનો મ્યાનો પૂર્વ દિશાના ચૉકમાં છે. આપ ત્યાં જજો."

બાંદી ચાલી ગઈ. પૃથ્વિરાજની પત્નીએ પૂર્વ દિશાના એક ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાંથી બીજા ત્રણ ચાર ઓરડા પસાર કર્યા પરંતુ ત્યાંથી ચૉક આગળ પહોંચી શકાયુ નહિ. તેણે વિચાર્યું કે, કદાચ એક બે ઓરડા પસાર ક્ર્યા પછી ચૉકમાં જઇ શકાશે, એમ જાણી જોધબાઇએ આગળના ઓરડામાં પગ મૂકયો. અન્ય ઓરડાઓની પેઠે ત્યાં અધિક અજવાળું નહોતું. એક ઝાંખો દીપક બળતો હતો. ઓરડાનાં બીજા બારણાં બંધ હતાં. જોધબાઇએ વિચાર કર્યો કે, વખતે આ છેલ્લોજ ઓરડો હશે ! તેણે ઓરડામાં પ્રવેશ કર્યો કે તરતજ તેનું પાછલુ બારણું બ ધ થઈ ગયુ. એ જાણી સતી સુંદરીને આશ્ચર્ય અને શંકા ઉત્પન્ન થઇ ! તેણે મનમાંજ વિચાર્યુ કેઃ "કયાં આવી ? કોણે દ્વાર બંધ કર્યા ? ઘણી રમણીઓ પશ્ચિમને દરવાજેથી ગઈ અને બાંદીએ મ્હનેજ પૂર્વ દિશાને દરવાજેથી જવાનુ શા માટે કહ્યું ? પાછળથી બારણું બંધ થયુ છે એટલે નિશ્ચય કંઈ દગો છે ! મ્હારી પાછળ કોઇ મનુષ્ય હોવું જોઇએ. ત્યારે શુ મ્હારા વિરૂદ્ધ કંઈ પ્રપંચ રચવામાં આવ્યો છે ?" તે બ્હી ગઇ. તેણે કમ્મરે હાથ નાંખ્યો તો જણાયુ કેઃ "તીક્ષ્ણ ધારવાળો જમૈયો ગુપ્ત રીતે વસ્ત્રમાં છુપાઇ રહ્યો હતો." તેણે મનમાંજ કહ્યુંઃ "બસ, હવે ભય કેવો ? શસ્ત્ર હોય તો રાજપૂત મહિલા યમથી પણ ડરે નહિ. તેણે વિસ્મય ભરેલે ચ્હેરે પોતાના રક્ષણનો ઉપાય શોધ્યો. એજ સમયે, ગુપ્ત રીતે એક મનુષ્યે આવી તેનો કોમળ કર પકડયો, અને કહ્યુંઃ "સુંદરી ! શા વિચારોમા ગુથાયાં છો ?"

જોધબાઇ ભય ચકિત નેત્રે, પરસ્ત્રીને સ્પર્શ કરનાર મૂઢ પુરૂષની મુખ તરફ તિરસ્કારની દ્રષ્ટિ ફેકતી જોવા લાગી. વિસ્મય સહિત તેણે જોયુ કેઃ તે તો ધર્મપ્રાણ, દિલ્લીશ્વર શહેનશાહ અકબર પોતે ! વયોવૃદ્ધ જગદ્‌વિખ્યાત, યશસ્વી, ન્યાયવાન, અને ધર્મપ્રાણ શહેનશાહનુ આવું પાપ કૃત્ય જોતાં વીરબાળા જોધબાઇના હૃદયમાં એટલુ બધુ વિસ્મય ઉત્પન્ન થયું કે જેથી પૂર્વનો સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો હોત કિંવા એજ રીતે પ્રકૃતિનો કોઇ

અન્ય નિયમ બદલાયો હોત તો પણ તેને આશ્ચર્ય થાત નહિ ! જોધબાઇ થોડી વાર સુધી અચેતન, જડવત્ ઉભી રહી ! બાદશાહ અકબરની બુદ્ધિ જગત્ વિખ્યાત છે. તેમણે સુંદરીની અવસ્થા જોઇ તરતજ તેના મનોભાવની કલ્પના કરી લઈ કહ્યું: "સુંદરી ! તું વિસ્મય પામે છે ? વિસ્મયનું શું કારણ છે ? પ્રેમનો એવો જ ધર્મ છે ! મ્હેં ત્હારે માટે કેટલું બધું કષ્ટ સહન કર્યું છે ? કેટલી યુક્તિઓ રચી અને તને આ રસ્તે બોલાવી છે ? રાજમેહેલનો આ ભાગ—"

બાદશાહનો આવો વ્યવહાર જોઇ પવિત્ર કુલ કામિની, રાજપૂત વીર બાળા જોધબાઇના હૃદયમાં એક પ્રકારનો જુસ્સો પ્રકટ્યો. બાદશાહની વાત પૂરી ન થાય એટલામાં તો તેણે બળપૂર્વક બાદશાહના હાથમાંથી પોતાનો હાથ ખેંચી લીધો. હાથ ખેંચી લેતી વખતે સતી લક્ષ્મીએ એવા જોરથી આંચકો માર્યો કે જેથી બાદશાહ તેનો વેગ સહન કરી શક્યા નહિ અને પૃથ્વી ઉપર પડવા જેવા થઈ ગયા ! જોધબાઇના વદન ઉપર ક્રોધ, તિરસ્કાર અને લજ્જાનાં ચિહ્ન જણાયાં. તેણે વસ્ત્રનો છેડો ખેંચી મુખ ઢાંકી દીધુ. નિર્લજ કામાંધ અકબરે કહ્યું: "લલના ! મ્હારા ઉપર અકૃપા કરીશ નાહ. મ્હારા તરફ કૃપાની દૃષ્ટિએ જો."

લેખિની ! તું ચૂરેચૂરા થઈ જા ! ખડીઆમાંની શાહી, તું સુકાઇ જા ! કાગળ, તું ભસ્મીભૂત થઇ જા ! હવે ત્હમારી જરૂર નથી. તમે સર્વ ઉંડા જળમાં ડૂબી જાઓ. જેનુ ચરિત્ર અમે બરફ કરતાં પણ અતિ નિર્મળ જાણ્યુ હતું, જેને પ્રાતઃસ્મરણીય પુણ્યાત્મા–ધર્માત્મા–જાણીને અમે ભક્તિ કરતા હતા, તે જ અકબરશાહનુ આ ચરિત્ર ! તો પછી હવે કયા મનુષ્યને ધર્માત્મા, સત્યવાદી, પ્રજા રક્ષક કહેવો ? ત્યારે તો એમ જ નિશ્ચય થાય કે મનુષ્ય જાતિ ઉચ્ચ ચરિત્રનો આદર્શ નથી અને એ કાર્યને માટે જ ત્હેનો જન્મ નથી ! આ સર્વેનો વિચાર કરતા લેખિની અને હાથ કમ્પાયમાન થાય છે ! ઇચ્છા થાય છે કે હવે આગળ લખવુ નહિ ! જેટલુ લખાયુ છે તે ચૂર્ણ વિચૂર્ણ થઈ જાઇ, તેનુ પંચભૂતનુ શરીર, પંચભૂતમાં મળી જાઓ ! પરંતુ શુ કરવુ ?

જોધબાઇએ કંઇ પણ ઉત્તર આપ્યો નહિ તે બે પગલાં પાછળ ખશી

ગઈ. વિષયાંધ અકબરશાહ, સતી શિરોમણિ રાજપૂત બાળાના સ્હામે જઈ કહેવા લાગ્યો: "સુંદરી ! તું મ્હારી પ્રાણેશ્વરી છે ! મ્હારો તિરસ્કાર કરીશ નહિ. હુ ત્હને અંતઃકરણપૂર્વક ચ્હાઉં છું"

બાદશાહે આગળ વધી પુનઃ ત્હેનો કોમળ હાથ પકડયો. જોધબાઇનો પવિત્ર દેહ ક્રોધથી કમ્પી ઉઠયો. તેના પવિત્ર આત્માના પવિત્ર વિચારો, તે દ્વારા જણાવા લાગ્યા. તેનુ પરમ સુદર વદન રાતુંચોળ થઇ ઉઠયુ. તેનુ સામાન્ય સૌંદર્ય વિશેષ પ્રફુલ્લિત થઈ ઉઠયુ. આ સમયે જો અકબરશાહે, તેનો ઘુમટો ઉચો કરી, તેના સુંદર મુખની શોભા જોઈ હોત તો, કદાચ ચિરકાલને માટે ચૈતન્ય ગુમાવી બેસત ! સદ્‌ભાગ્ય કે તેણે તેમ કર્યુ નહિ !

વીરબાળાની નસેનસમા રાજપૂત કુલનો વીર–પવિત્ર રક્તપ્રવાહ વહેતો હતો. તેણે હિમ્મત રાખી ક્રોધ ભરેલે કણ્ઠે કહ્યુ: "દિલ્લીશ્વર ! આજે તમે નરાધમ કેમ બન્યા છો ? આજે તમે તમારી પદવી કેમ ભૂલ્યા છો ? આજે તમે તમારો ધર્મ કેમ ભૂલ્યા છો ? આજ તમે પાપના નરક કુંડમા પગ દેવા કેમ તૈયાર થયા છો ? જાઓ, હજુ પણ કહુ છુ કે અહિંથી સત્વર ચાલ્યા જાઓ નહિ તો પસ્તાશો"

અકબરે હસતા હસતા કહ્યુ· "સુદરી પ્રાણેશ્વરી ! શા માટે મ્હારા પ્રત્યે નિર્દય થાય છે ? તું ત્હને પોતાને ભાગ્યશાળી માન કે તું દિલ્લીશ્વરના પ્રેમનુ પાત્ર થાય છે. હુ કશુ ભૂલ્યો નથી. તુ ત્હારાં ભાવિ સુખને ભૂલે છે ! ત્હેને લાત મારે છે. વિચાર કર કે હુ ત્હારા પ્રેમને લાયક છુ કે નહિ ?"

જોધબાઈએ ઉત્તેજીત કણ્ઠે ઉત્તર દીધો: "બાદશાહ ! ધિક્ ધિક્ ! આપના જેવા ઉચ્ચ પુરૂષના મુખમાં આ શબ્દો શોભતા નથી. જો નારીઓનુ પતિવ્રતાપણું અને સતીત્વ વેચાય અને તે ભાગ્યશાળી થતી હોય તો તેવા ભાગ્યશાળીપણાને હુ અનેક ધિક્કાર આપુ છુ ! તમે તો ધર્માત્મા કહેવાઓ છો અને તમારા જ અંતઃકરણમાં પાપવૃત્તિ, અધર્મ, અને દુર્ગંધ ભરી છે ! ઓહ ! એ જાણીને મ્હને અધિક લજ્જા ઉત્પન્ન થાય છે. દિલ્હીશ્વરનો એ જ ધર્મ છે કે સતી સ્ત્રીઓનાં સતીત્વ લૂંટવાં ? તેમને ધર્મભ્રષ્ટ કરવી? શેહેનશાહ ! દિલ્હીનો પ્રાચીન ઇતિહાસ જરા વાંચી જોજો. તેના ઉપર થઇ

ગયેલા યુધિષ્ઠિર, રામ આદિ અનેક ક્ષત્રિય રાજાઓ કેવા એક પત્નીવ્રતધારી, ધર્મપ્રાણ અને રમણીઓના સતીત્વનુ રક્ષણ કરનાર હતા ! તેમના રાજ્યમા પ્રજાને કેટલુ સુખ હતું ! અને તમે ? તમે કામાંધ રાજાઓ, અનેક પત્નીઓનું લશ્કર રાખવા છતા હજુ પણ સતીઓનાં સતીત્વરત્ન લૂટવા યત્ન કરો છો ! શેહેનશાહ ! આપ દિલ્લીશ્વર છો. દિલ્લીની ગાદી પવિત્ર છે, તે પવિત્ર રાજાઓને જ, પ્રજારક્ષક રાજાઓને જ, પ્રજાને પોતાનાં સંતાન સમાન માનનાર રાજાઓને જ, પોતાના હૃદય ઉપર સ્થાન આપે છે ! પણ જે રાજા નારીઓના સતીત્વરત્ન લૂંટે છે તે દુષ્ટ રાજાનુ સત્યાનાશ ક્હાડે છે ! તે રાજાનુ એક સમયે નામ નિશાન પણ રહેતુ નથી ! દિલ્લીશ્વર ! આપ વિચારી જુવો કે આપના ધર્મશાસ્ત્રમાં શુ કહ્યું છે ? અબળાઓના પતિવ્રતનું રક્ષણ કરવા માટેજ રાજાનો જન્મ છે ! રાજા એ ઇશ્વરનો અંશ છે અને ધર્મશાસ્ત્રો એ ઇશ્વરની આજ્ઞા છે. ઇશ્વરના અંશરૂપ રાજાએ, ધર્મશાસ્ત્રની આજ્ઞા પાળવી, એ ત્હેની પવિત્ર ફરજ છે. જો તે તેમાથી ચૂકે તો પવિત્ર સિંહાસન તેને માટે નથી ! તેનામાં અને એક દુષ્ટ શયતાનમાં પછી ફેર શો ? શેહેનશાહ, હુ મ્હારૂ ભાવિ સુખ ભૂલુ છું કે ત્હમે ? પારકાનો માલ હરવામાં કોણે સુખ મેળવ્યુ છે ? પરદેશના શાંતિપ્રિય રાજાઓને કનડી તેના રાજ્ય ઉપર હુમલો કરવો અને પતિવ્રતા રમણીઓનાં પતિવ્રત ઉપર હુમલો કરવો એ કયા શાસ્ત્રની આજ્ઞા છે ? એવા હુમલા કરી મન ઉપર અનેક પ્રકારનાં નીચ કર્મોની છાપ પાડવી એ શું સુખને બક્ષે છે ? એક સ્ત્રી પતિવ્રત ભૂલી જઇ પર પુરૂષ સાથે પ્રેમમાં લપટાય એ શું સુખ મેળવે છે ? શેહેનશાહ ! તમે પોતાને ભાગ્યશાળી માનો કે હું તમને આટલી શિખામણ આપી અધર્મ કરતાં અટકાવુ છું અને ત્હમારા ભાવિ સુખનો માર્ગ સરલ કરી આપુ છું. જે થયું તે થયુ. હજુ પણ તમે ચાલ્યા જાઓ. તમે વૃદ્ધ થયા છો, ધર્મશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે. હુ તમારી પુત્રી સમાન છુ. હું પ્રતિજ્ઞા કરૂં છુ કે તમને લજ્જા પમાડે એવી આ વાત હુ બીજા કોઈને કહીશ નહિ."

જોધબાઇના ઉત્તેજક વાક્યોથી અકબરશાહનુ હૃદય નરમ થયું.

ધર્મશાસ્ત્રનું અને ઇશ્વરનું નામ સાંભળતાં ગમે તેવા વજ્ર જેવા કાળજાનાં, કઠોર મનુષ્યો પણ એક વખત કોમળ થાય છે. શેહેનશાહ કંઇક વિચારોમાં પડયા હતા પરંતુ રાજસ્, તામસ્ વસ્તુઓનું સેવન કરનાર અકબરશાહ, જોધબાઇનિા છેલ્લા વાક્ય ઉપરથી એવું સમજ્યા કેઃ " તેનું હૃદય કંઇક પિગળ્યું છે." તેમણે હસીને કહ્યુંઃ " પ્રાણેશ્વરી ! "

જોધબાઇએ નાક આગળ આંગળી લગાડી, બોલતાં અટકાવી કહ્યુંઃ " વળી પાછી એજ વાત ! ધારૂં છુ કે તમને વિપદ્‌માં પડવાની ઇચ્છા છે ! "

બાદશાહે હસીને જ ઉત્તર દીધોઃ " અતિશય ક્ષુધા લાગી છે. આહાર સ્હામે જ છે. ભોજનથી વિમુખ કેમ રહેવાય ? એના કરતાં વિશેષ વિપદ્ બીજી કઇ ? "

હવે જોધબાઇએ ઘુમટો ઉંચો ચ્હડાવ્યો, અને ચંડીનુ વિકાળ રૂપ ધારણ કર્યું ! જાણે રણચંડી આજે જ શુંભ નિશુંભ નામક રાક્ષસને રોળવા તૈયાર થઇ છે ! તેનુ શરીર થર્ થર્ કમ્પે છે ! તેના નેત્રમાંથી અગ્નિનો વર્ષાદ વરસે છે. તેના શરીરમાં અત્યારે અપૂર્વ બળ આવ્યુ છે તેણે દાંત નીચે હોઠ દબાવી કહ્યુંઃ " પામર ! હજુ જ્ઞાન થતુ નથી ! હજુ પણ દિલ્લીની ગાદીને યાદ કરી સાવચેત થાઓ.'

બાદશાહે તે શબ્દો ઉપર ધ્યાન આપ્યુ નહિ. તેઓએ ધીમે ધીમે સુંદરીના સ્હામે આવી, ઘુટણીએ પડી પ્રેમભિક્ષા કરતા કહ્યું " સુંદરી ! દેવી ! શા માટે મ્હારો આટલો બધો તિરસ્કાર કરે છે ? શા માટે મ્હારી પ્રાર્થના સાંભળતી નથી ? ત્હને હુ અંતઃકરણપૂર્વક ચ્હાઉ છુ હુ ત્હારો દાસાનુદાસ છુ. મ્હારો ગુપ્ત પ્રેમ કોઇ પણ જાણી શકશે નહિ, એ ખાત્રી રાખજે. કોની મકદૂર છે કે આપણી વાત પણ કરે ? "

જોધબાઇએ આંખો વિકાળ કરી તેના તરફ મુંગો તિરસ્કાર દર્શાવ્યો.

અકબરશાહે કહ્યુ " પ્રાણેશ્વરી ! ધન, રત્ન, સમ્પત્તિ, આદિ કોઈ વસ્તુની મ્હારી પાસે ખોટ નથી. ત્હારે જે જોઇએ તે આપવા તૈયાર છુ. હિંદુસ્થાનનુ રાજ્ય ત્હારા ચરણમા અર્પણ કરવા તૈયાર છુ. મ્હારા ઉપર કૃપા કર. "

ક્રોધથી રાતીચોળ થયેલી, રણચંડી જેવા વિકાળ મુખવાળી જોધબાઇએ કહ્યું: " શયતાન્ ! તું મ્હને લોભ બતાવે છે ? તેં ધાર્યું હશે કે હુ ધન સમ્પત્તિના લોભમાં ત્હારી ધિક્કારવા લાયક માગણી સ્વિકારીશ, પરંતુ ધિક્ ત્હારા પાપી હૃદયને ! ધિક્ ત્હારા પાપી વિચારોને ! સમસ્ત પૃથ્વીના રાજ્ય સાથે પતિવ્રતા સ્ત્રીઓના સતીત્વની તુલના થઇ શકતી નથી ! ત્હારા જેવો ઇન્દ્રિયલોલુપ, કામાંધ મનુષ્ય, પામર પુરૂષ, સતીત્વની કિમ્મત શી રીતે જાણે ? સત્ય છે ! ખાખરની ખિલોડી સાકરનો સ્વાદ શુ જાણે ? સત્ય છે ! કાગડાને દ્રાક્ષના સ્વાદની માહિતી ક્યાંથી હોય ? જે પુરૂષો માત્ર રૂપનાજ ગુલામ છે, યૌવનનાજ તરસ્યા છે તેને સતી રમણીઓના સતીત્વની કિમ્મત ક્યાંથી હોય ? શેહેનશાહ ! આ વખત તું શેહેનશાહ નથી પણ કામાંધ નરપિશાચ છે ! મનુષ્ય નથી પણ હેવાન છે ! દેવ નથી પણ શયતાન છે ! બસ ! પ્રાર્થના કરીને કહુ છુ કે મ્હારા માર્ગમાંથી દૂર થા. હુ ચાલી જઇશિ. "

બાદશાહે ઘણા ગ્રંથો વાચ્યા હતા ઘણી નારીઓનાં ચરિત્ર જોયા હતા ! તેમણે જાણ્યુ કે " આ બધા સ્ત્રી ચરિત્ર છે ! સ્ત્રીઓના ચરિત્રને મ્હોટા મ્હોટા દેવો પારખી શક્યા નથી ત્યાં પછી મ્હારૂ શુ ગજુ ? સ્ત્રીઓ મ્હોડેથી ઘણી શરમાળ અને હઠિલી હોય છે ! મનમા સંપૂર્ણ ઇચ્છા હોવા છતાં તે નાજ કહ્યા કરે છે ! બળાત્કારે—આગ્રહપૂર્વક—શરમ છોડીને—જ્યારે મનેચ્છા પરિપૂર્ણ કરવામાં આવે ત્યારેજ પાછળથી તેઓ ખુશી થાય છે. જોધબાઇ રાજપૂત કન્યા છે. રાજપૂતો હદ ઉપરાંત દુરાગ્રહી હોય છે ! તેમની કન્યા પણ તેવી હોય એમાં આશ્ચર્ય શું ? તેમાં એનો વાંક પણ શો ? જાતિસ્વભાવ કદી જાય નહિ. હવે તો એને ભય બતાવવો જોઇએ. તોજ કાર્ય સિદ્ધ થશે. "

અકબરશાહે પણ ગળાનો સૂર બદલ્યો ! તેમણે ભયદર્શક નેત્રો અને મુખમુદ્રા કરીને કહ્યુ: " આટલીવાર સુધી ત્હારી પાસે દયા માગી. અનેક પ્રાર્થના કરી. સદ્દ્વ્યવહાર કર્યો પરંતુ એ સર્વ અરણ્યરૂદન જેવું થયુ. શું તું જાણે છે કે હુ કોણ છું ? હું ધારૂ તો શું ના કરી શકું ? નાદાન

છોકરી! હિતાહિતનો વિચાર નથી કરતું તે મનુષ્ય પસ્તાય છે!"

સતીત્વનું રક્ષણ કરવાનો વખત આવ્યો ત્યારથીજ જોધબાઈની જીભ ઉપર સરસ્વતી દેવીએ અને શરીરમાં ભીમસેને અદ્રષ્ય રીતે પ્રવેશ કર્યો હતો! તેણે તરતજ ઉત્તર દીધો: "હા, શેહેનશાહ, હુ જાણું છું કે તું મનુષ્યના આકારમાં ક્ષુદ્ર પશુ છે! તું જો ધારે તો અનેક પ્રાણીઓનુ ઇષ્ટ-અનિષ્ટ કરી શકે છે પરંતુ ત્હારે એટલુ પણ નક્કી સમજવું કે ત્હારા જેવા સેંકડો બાદશાહ ભેગા થાય તોપણ તેઓ આ શુદ્ધ ક્ષત્રાણી જોધબાઇનુ સતીત્વ નષ્ટ કરી શકશે નહિ! હુ શુદ્ધ ક્ષત્રાણી છું, હું શુદ્ધ રાજપૂતાણી છું. અને હું શુદ્ધ આર્ય રમણી છુ. મ્હારી માતાએ મ્હને ધાવણમાંથીજ પતિવ્રતની કિમ્મત સમજાવી છે આર્ય રમણીઓની નસેનસમાં પતિવ્રત ધર્મનુ લોહી વહ્યાં કરે છે! હજુ પણ હું કહુ છુ કે તુ મ્હારા રસ્તામાંથી વેગળો ખશી જા. હું ચાલી જાઉ!"

અકબરે તેના શબ્દો તરફ ધ્યાન આપ્યુ નહિ. તેણે કહ્યુ: "ત્હારા જેવી પોતાને શુદ્ધ ક્ષત્રાણી, શુદ્ધ રાજપૂતાણી અને શુદ્ધ આર્ય રમણી કહેવડાવનારી સ્ત્રીઓ મ્હારા મહેલમાં કેટલી છે તે તું જાણે છે? બધુ મળે છે પણ લક્ષ્મી અને વૈભવ મળતો નથી, માટે આ તક આવી છે. તે ગાંઠ બાંધી લે ગાંડી! નકામુ ડહાપણ છોડી દે!"

જોધબાઇએ દાંત કચકચાવી, મુઠ્ઠી વાળી કહ્યુ: "દિલ્લીશ્વરના વસ્ત્રો પહેરી હૃદયમાં નીચ વાસના રાખવી એના જેવુ ભયંકર પાપ બીજું શુ હોઈ શકે? જે રાજપૂતાણીઓ, ક્ષત્રાણીઓ, અને આર્ય રમણીઓ તમારા મહેલમાં છે તે શુદ્ધ નહિ પણ વર્ણસંકર પ્રજા હોવી જોઇએ. શુદ્ધ મનુષ્યો પ્રાણાંત પર્યંત શુદ્ધતા છોડતાં નથી પ્રાણાંત પર્યંત અશુદ્ધિમાં ભળતાં નથી. સિંહ સો લાંઘણ કરે છે છતાં ઘાસ ખાતો નથી! જે સ્ત્રીઓ, પવિત્ર આર્ય ધર્મ અને પવિત્ર પતિવ્રત ધર્મ તજીને પરધર્મમાં વટલી ગઇ છે તે આર્ય રમણીઓ નથી પણ આર્ય કુલને કલંક લગાડનાર વૈશ્યા પુત્રીઓજ છે એમ કહેવું પડશે. લક્ષ્મી તો જડ વસ્તુ છે, અનેક ઉથલપાથલ કરાવનારી છે, અનેક પ્રકારના પાપકુંડમાં નાંખનારી છે. એ તો ભાગ્યમાં હશે

તેટલી મળ્યા વિના રહેવાનીજ નથી. મનુષ્ય બે હાથે લક્ષ્મી આપે છે તે તો એક દિવસ નાશજ પામે છે પણ તે ભગવાન મનુષ્ય ઉપર પ્રસન્ન થાય છે ત્યારે તેને હજાર હાથે આપે છે ! અને તેજ તેની પાસે ચિરસ્થાયી રહે છે ! લક્ષ્મી તુચ્છ છે, ચંચળ છે ! ભગવાનનું નામ, ભગવાનના કાયદા અને ભગવાનની કૃપા, મહાન છે, સ્થાયી છે અને મોક્ષદાયી છે ! આ લોક અને પરલોકમાં સુખદાયક છે. ભગવાનના કાયદા પાળનાર મહાન મનુષ્યોનો ઇતિહાસ જો ! અને તેના કાયદાનો ભંગ કરી, અનેક પ્રકારનાં પાપકર્મોમાં રચીપચી રહેનાર, કપટી, પ્રપંચી, વ્યભિચારી, જુઠ્ઠા, ચોર, મનુષ્યોનો ઇતિહાસ જો, એમાંથી કોણે વિશેષ આનંદ મેળવ્યો છે ? એમાંથી કોણે આ લોકમાં અને પરલોકમાં અનંત સુખ મેળવ્યું છે ! ક્ષુદ્ર બુદ્ધિના શેકેનશાહ ! ત્હારી પાસે જે હતું તે તેં આપ્યું ! ક્ષુદ્રતાનો આથી વિશેષ પરિચય શો ? આવી નરકમાં લઇ જનારી તક, ત્હારા સિવાય જગતમાં કોણ બતાવી શકે ? ધન્ય છે ત્હારી બુદ્ધિને ! મ્હેં તો ક્યારનીએ એક વસ્તુ ગાંઠે બાંધી છે અને તેમાંથી જ છોડી છોડીને ત્હને આપી રહી છું. પરંતુ દુર્ભાગી તું ! મ્હારી પાસેની અમુલ્ય વસ્તુ ત્હારા હૃદયમાં તું સંગ્રહ કરતો નથી ! ક્ષુદ્ર ખસી જા અહિંથી ! ”

શેકેનશાહે આ બધાં સ્ત્રી ચરિત્ર જાણ્યાં ! કામમાં અંધ બનેલા મનુષ્યોની જ્ઞાનશક્તિ લોપ થાય છે. તેમને પોતાની એક દુર્બળ મનોવાસના સિવાય અન્ય કશું સુઝતું નથી. શાહે તેની છેક નજીકમાં આવી આલિંગન દેવા માટે હાથ પહોળા કર્યા અને કહ્યું : “ ચતુરા ! મિથ્યા અભિમાન છોડી દે. હવે છુટકો નથી ! અહિંથી કયાં જશે ? અહિં ત્હને કોણ સહાય કરશે ? ત્હારૂ અભિમાન ઉતારી શકું છુ કે નહિ તે જો હવે ! ”

જોધબાઇ નીચી વળી વેગળી ખસી ગઇ અને ઉંચાં નેત્રો કરી, બે હાથ જોડી એક ચિત્તે મનમાંજ કહ્યું : “ દીનબંધુ ! ભગવન્ ! સહાય થાઓ ! દાસીને આત્મ-રક્ષણ કરવાનું બળ આપો. ”

આ પળવારના સમયમાં કોઇએ જાણે તેના હૃદયમાં બેચાર શબ્દો કહ્યા અને તેને અપૂર્વ બળ આપ્યું. તત્ક્ષણેજ તેણે વસ્ત્રમાંથી ચળકતો

જમૈયો ખેંચી કાઢયો. ઓરડામાં બળતા દીપકનો પ્રકાશ જમૈયા પર પડતાં તે બન્ને બાજુથી હસી ઉઠયો ! તેની બન્ને ધાર ચળકી ઉઠી !

કોમળ શરીરની રમણીના હાથમાં ઉગામેલો તીક્ષ્ણ જમૈયો જોતાંજ અકબર બ્હી ગયો ! જાણે મહિષમર્દિની મહાદેવી જાણે મહિષાસુરનો વધ કરવા તૈયાર થઈ ગઈ હોય તેમ તેની મુખમુદ્રા વિકાળ જણાવા લાગી ! તેના મુખ ઉપર તેજની જે જ્યોતિ નિસરતી હતી તે જોઈ બાદશાહ સ્તબ્ધ થયો ! તેનાં નેત્રો, તેના હોઠ અને તેની મુખમુદ્રાનું ફરકવું જોઈ બાદશાહ, બાદશાહી અભિમાન ભુલ્યો ! મહાન હતો તે ક્ષુદ્ર થઈ ગયો ! સૂર્ય હતો તે ક્ષુદ્ર નક્ષત્ર થઈ ગયો ! સિંહ હતો તે ક્ષુદ્ર શિયાળ થઈ ગયો ! હાથી હતો તે ક્ષુદ્ર ઉંદર થઈ ગયો !

જોધબાઈનું શરીર થર્‌થર્ કમ્પવા લાગ્યું તેના શરીરમાં અણચિંતવ્યું અપૂર્વ બળ પ્રેરાયું ! સત્ય છે. સતી અને પતિવ્રતા રમણીઓના શરીરમાં ભગવાન અપૂર્વ બળ પ્રેરે છે, અને ગમે તેટલા પાપીઓ સ્હામે હોય છતાં તેને આત્મરક્ષણ કરવાનું સામર્થ્ય આપે છે જોધબાઈના શરીરમાં પણ તેમજ થયું હતું. તે રણચંડીએ કાંટલે-વિકાળ નેત્રે કહ્યુંઃ ' દુરાચારી ! અધમ ! પાપી ! પાછો હઠ ! જો એક પણ પગલું આગળ આવ્યો તો આજે જ ત્હારૂં જીવન સમાપ્ત થયું સમજજે ! પવિત્ર રમણીઓનાં સતીત્વ ભંગ કરનાર મહા પાપીને તો પરમેશ્વરના દરબારમાંજ પહોંચાડવો જોઈએ. ત્હને ખબર નથી કે વીર રાજપૂતોની વીર બાળાઓના બાહુ કમળનાળ સમાન કોમળ જણાવા છતાં તેમાં કેટલું બળ હોય છે ? હજુ પણ ત્હને કહું છું કે અહિંથી ચાલ્યો જા. ત્હને ક્ષમા કરૂં છું ! "

સર્વ વાતની હદ હોય છે. સ્ત્રી ચરિત્રની પણ હદ હોય છે. પુરૂષોની મનોવાંચ્છનાની પણ હદ હોય છે. શેહેનશાહના હૃદય બળની પણ હદ હોય છે. અકબરશાહનું હૃદયબળ હવે ખૂટી ગયું ! તે જ્ઞાનહીન થઈ સ્તબ્ધ ઉભો હતો. ચળકતું હથિઆર જોતાં અને કોમળ રમણીના કઠિન હાથ અને ક્રોધયુક્ત નેત્રો જોતાં જ તેનું ધૈર્ય ખુટી ગયું ! તેણે મનમાં જ ધાર્યું કે જે વ્યાપારમાં હથિઆરનાં દર્શન થયાં તેનું પરિણામ સારૂં નહિ ! તેથી

હવે આ કાર્યને અહિં જ દાટી દેવું ઉચિત છે ! પરંતુ હજુ પણ એક વખત યત્ન કરી જોવો જોઈએ. શું પરિણામ આવે છે તે સત્વર જણાશે ! તેણે કહ્યું: " સુંદરી ! "

બાદશાહના મુખમાંથી આગળ શબ્દો બોલાય તે પહેલાં જ જોધબાઈએ હથિઆર સહિત ઉછળીને બાદશાહ ઉપર હુમલો કરતાં કહ્યું: " ચંડાળ ! હજુ એ જ વાત ! લે, ત્યારે હવે ! આજે ત્હારૂં કે મ્હારૂં બેમાંથી એકનું, કે પછી બન્નેનું આયુષ્ય પૂર્ણ જ થયું છે ! આવ, મૂઢ ! આ જમૈયાની ધાર વડે ત્હારી આશાનો અંત લાવી દઉં ! "

જોધબાઈએ જે ઉછાળો માર્યો હતો તે જોઇ બાદશાહ તરતજ પાછે પગલે ખશી ગયો. નહિ તો તેનું આયુષ્ય પૂર્ણજ થાત ! તે વેગળે સ્તબ્ધ ઉભો ઉભો થરથર્ કમ્પવા લાગ્યો ! તેણે મનમાં જ વિચાર્યું: " બસ, થઈ ચૂક્યું ! હવે આશાનો અંત આવ્યો ! હવે મનોવાસના પરિપૂર્ણ થવાનો સંભવ નથી. હવે જો આ વ્યાપાર બંધ નહિ થાય તો બેમાંથી એકનો પ્રાણ જશે. બુદ્ધિમાન અકબરે શાંત પડવાનો નિશ્ચય કર્યો. જતી વખતે એક બે વાતો કહેવાનો વિચાર કરી મ્હો ઉઘાડયું. પરંતુ તે જ ક્ષણે તે સિંહણીની પેઠે ઉછળીને તેની નજીક આવી કહેવા લાગી: " કેમ દુષ્ટ ! હજુ એ જ વાત ! "

આ સમયે પણ બાદશાહે ચાર ડગલા પાછા ખશી જઈ તેનો પ્રહાર ચુકવ્યો. હવે એક શબ્દ પણ બોલવાની હિમ્મત થઇ નહિ. હિંદુસ્થાનનો બાદશાહ, કામાંધ થતાં, એક સામાન્ય સ્ત્રીથી કેવો ભય પામે છે ? જે હજારો, લાખો મનુષ્યને ભય પમાડી શકે એમ છે તેની અત્યારે કેવી દુર્દશા થઇ રહી છે ? અહા ! જેઓ ધર્મ ચૂકે છે તેઓ પછી ગમે તેવા મ્હોટા મહારથી હોય તોપણ તેને ધર્મનિષ્ઠ ક્ષુદ્ર વ્યક્તિ પાસે પણ માથું નમાવવું પડે છે ! ધન્ય છે ધર્મ ! ધન્ય ત્હારૂં મહાત્મ્ય !

બાદશાહે જોધબાઈ સ્હામે જોતા જોતાં, ધીમે ધીમે પાછે પગલે દ્વાર તરફ ચાલવા માંડયું. જોધબાઈનાં રાતાં નેત્ર અને ક્રોધ ભરેલું વિકાળ મુખ જોઈ શાહ કંઈ બોલી શક્યો નહિ. સતીનું અદ્ભૂત વીરત્વ અને સાહસ

જોઈ અકબરનું હૃદય સ્તબ્ધ થઈ ગયું. તેજ ક્ષણે પાપ પ્રવૃત્તિ તેના હૃદયમાં જ લીન થઈ ગઈ. તેના હૃદયમાં જ્ઞાન-પ્રકાશની દિવ્ય જ્યોતિ ઉત્પન્ન થઈ. સતીની આજ્ઞા પાલન કર્યા વગર તેનાથી રહેવાયું નહિ. શક્તસિંહની કન્યા જોધબાઈ, સિસોદિયાના વીર કુલમાં ઉત્પન્ન થઈ હતી. તે વીર લલનાના વીર વાક્યે અકબરની પાપવૃત્તિને ચૂર્ણ વિચૂર્ણ કરી નાંખી! અકબરશાહે, દ્વાર ઉઘાડી, ચોરની પેઠે એકાએક ગુમ થઈ જવાની ઇચ્છા રાખી હતી પરંતુ વીરબાળા જોધબાઈએ તેની ઇચ્છા જાણી લઈ, હથિઆર ઉગામી, તેની મ્હામે ધમી કહ્યું "ખબરદાર! જો એક પણ ડગલુ આગળ ભર્યું તો! પ્રથમ પ્રતિજ્ઞા લે કે હવે પછીથી કોઈ પણ રાજપૂત કુલમાં કલંક લગાડવાનો યત્ન કરીશ નહિ! પ્રતિજ્ઞા નહિ કરે તો આ ક્ષણેજ આ તીક્ષ્ણ હથિઆર ત્હારા હૃદયમા પ્રવેશ કરી રક્તપાન કર્યા વિના રહેશે નહિ!" રાજપૂત સતીનુ અદ્ભૂત સાહસ જોઇ બાદશાહ સજજડ થઈ ગયો! જાણે તેના માથા પર વિજળી પડી હોય તેમ દિગ્મૂઢ થઈ ગયો! તેની પાપ પ્રવૃત્તિ કોણ જાણે ક્યાં ચાલી ગઈ? પાપાંધકારથી ઘેરાયલા હૃદયમા જ્ઞાન જ્યોતિ પ્રકટ થઈ ગઈ! તેણે તરતજ વીરબાળાની ઇચ્છા પ્રમાણે પ્રતિજ્ઞા લીધી. અને ધીમે ધીમે દ્વાર ઉઘાડી ન્હાસી ગયો! "ધર્મ પ્રિય" અકબર. બહારથી ધાર્મિકતાનો ડોળ કરનાર ભુવનવિદિત અકબર, પોતાની પ્રભુતાનો કઠોર ઉપયોગ કરીને આ પ્રમાણે સર્વત્ર નિંદાપાત્ર થઇ પડયો હતો આ વાત જ્યારે સાંભળીએ છીએ ત્યારે મનમા વિશ્વાસ થઇ શકતો નથી! એ સબંધી વિચાર આવતા જ હૃદય વારંવાર ડોલી ઉઠે છે. ભાગ્ય તરંગના પ્રચંડ વાવંટોળીયામાં ફસાઇને કેટલાક રાજપૂતોએ બાદશાહને પોતાની સ્વતંત્રતા વેચી હતી તેનો લાભ લઇ અકબરશાહે, રાજધર્મ ઉપર લાત મારી, મૂર્ખ મનુષ્યની પેઠે કામાંધ થઇ, તે જ શરણાગત રાજપૂતોની પ્રાણ પ્યારી નારીઓના સતીત્વ રત્નની ચોરી કરી લીધી હતી! શરણાગતને રક્ષણ આપવું એ જ રાજાનો ધર્મ છે. તે જ રાજા રક્ષણને બદલે ભક્ષણ કરે છે એવું સાભળતાં કોને સંતાપ થયા વિના રહે? પ્રજાની કન્યા, ભગિનીઓનાં પતિવ્રત લૂંટનાર રાજાને મૂર્તિમાન પિશાચ કહેવામાં

આવે તો તેમાં આશ્ચર્ય શું ? ઇતિહાસજ્ઞ લેખકો કહે છે કે આ "ખુશરોજ"–નૌરોજ–ઉત્સવના મૂળમાં કઇક પાપી કુ-પ્રવૃત્તિઓનું બીજ રોપાયલુ હતુ. સમયના અસીમ મહાત્મ્યને લીધે પોતાની મેળેજ "સત્ય" પ્રકટ થયુ છે ! સમય કોઈનો પક્ષપાત કરતો નથી, તેને મનથી રાજા અને રંક સર્વે એક સરખાં છે. તે સર્વેની સત્ય વાતો એક એક સમયે પ્રસિદ્ધ કરી દે છે !

આજે અકબરશાહના હૃદયમાં જેવો ખેદ થયો હતો તેવો ખેદ મ્હોટાં મ્હોટા યુદ્ધમા પરાજય પામતી વખતે થયો નહિ હોય ! અકબરશાહે જીવન પર્યંત એ બનાવની વાત કોઇને કહી નહોતી. શાહના આ કાર્યે તેને એક પ્રકારની સખ્ત શિખામણ આપી હતી. તેની આ વાત જે બે ચાર જણે જાણી હતી તેમાંના કેટલાકે તિરસ્કાર અને નિંદા કરી હતી અને બાદશાહના એક બે સ્વાર્થી, હા જી હા કરનાર મનુષ્યોએ સ્તુતિ પણ કરી છે. ગમે તેમ હો પરંતુ રાજપૂત કુલ ભૂષણ બિકાનેર રાજકુમાર પૃથ્વિરાજની પત્ની જોધબાઈના સતીત્વ રક્ષણની વાત પ્રકટ થયા વિના રહી નહિ. એ વાત પ્રકટ થતા જ અનેક મનુષ્યો તેને ધન્યવાદ આપવા લાગ્યાં. આ પ્રસંગથી રાજકુમાર પૃથ્વિરાજના હૃદયમાં જે ક્રોધ ઉત્પન્ન થયો હતો તે તે જીવનપર્યંત ભૂલ્યો નહતો ! જો કે તે અકબરના રાજ્યમાં નજરકેદ હતો જેથી તે અકબરશાહ મ્હામે કંઇ પગલા ભરે તેમ નહતુ પરંતુ તેના હૃદયમા ક્રોધાગ્નિ હમેશાં ભડભડ બળતો હતો. પતિવ્રતા પત્નીના પાતિવ્રત ધર્મનો ભંગ કરનાર મનુષ્ય ઉપર ક્રોધ ઉત્પન્ન થાય એ સ્વાભાવિક જ છે !* ધન, વિભવની લાલચમા કેટલીક કુલટા સ્ત્રીઓ પતિવ્રત ધર્મ વેચી

---

* "ખુશરોજ" ના બનાવનુ વર્ણન કરતા ઈતિહાસ–ગ્રથો સ્પષ્ટ કહે છે કે અકબરશાહે માત્ર પવિત્ર રાજપૂત-કુળમા કલક લગાડવાની ઈચ્છાથી જ એ ઉત્સવ ઉત્પન્ન કર્યો હતો તેમા કેટલીએ ક્ષત્રિય બાળાઓના સતીત્વ નષ્ટ થયા હતા બિકાનેરના રાજકુમાર પૃથ્વિરાજની ધર્મ-પ્રાણ, પતિવ્રતા, સતી લક્ષ્મી જોધબાઈનું ચરિત્ર ઉપર લખવામા આવ્યુ છે તે ઉપરથી એમ કહી શકાશે કે પૃથ્વિરાજ ભાગ્યશાળી હતા કે તેમને એવી પતિવ્રતા નારી મળી હતી પરતુ તેમના વડીલ બધુ રાયસિંહને દુર્ભાગ્યે એવી સદ્ગુણી ભાર્યા મળી નહોતી પવિત્ર સતીધર્મનું મહાત્મ્ય નહિ જાણવાથી કહો અથવા કાયરપણાથી કહો, ગમે તેમ પણ,

દે છે પરંતુ કેટલીક ધર્મપ્રાણ સ્ત્રીઓ પતિવ્રત ધર્મ જાળવવામાંજ જીવનનુ સાફલ્ય સમજે છે ! ધન્ય છે એવા ધર્મ-પ્રાણ સતી રમણીઓને ! તેજસ્વિતા, વીરત્વ અને સાહસમાં જેમ પૃથ્વિરાજ સર્વત્ર પ્રસિદ્ધ હતા તેજ પ્રમાણે તેમની તેજસ્વિની, સાહસ સમ્પન્ન, વીરાંગના, જોધબાઇનાં સર્વત્ર ગુણગાન થવા લાગ્યાં. આજે તેણે ક્ષત્રાણીના ધર્મનું ગૌરવ વધાર્યું છે. આજે તેણે ક્ષત્રિયના નામને દશે દિશામાં ગજાવી મક્યુ છે !

## પ્રકરણ ૨૬ મું.

### સમર-સંગિની.



ત્રણ દિવસમા સલુમ્બરના રાજાએ ત્રણ હજાર યોદ્ધા એકત્ર કર્યા. હમણાં એ સૈન્ય લઈને અમરસિંહે કમલમીર જવુ અને ત્યાર પછી જે સૈન્ય ભેગુ થાય તે લઇને સલુમ્બરના રાજાએ મહારાણાની રાજપતાકા નીચે ઉપસ્થિત થવુ, એવી ગોઠવણ કરવામાં આવી.

સંધ્યા સમયે, કુમાર અમરસિંહ સલુમ્બર-રાજ-મેહેલના એક વિશાળ

---

રાયસિંહની ભાર્યાને અકબરે એક દિવસ જોધબાઇની પેઠે જ પ્રપંચથી ફસાવી ધન, સમ્પત્તિની લાલચ આપી સાધારણ રત્ન આભૂષણના બદલામા તે સ્ત્રીએ અમૂલ્ય સ્વર્ગીય પતિવ્રત-રત્નને વેચી દીધુ હતુ ! અકબરને પતિવ્રત ધર્મ વેચી જ્યારે તે ઘેર પાછી ફરી ત્યારે એ વાત ગુપ્ત રહી નહિ પણ સત્વર સર્વત્ર પ્રસિદ્ધિને પામી, અને પૃથ્વિરાજે પણ તે વાત જાણી રાયસિંહની ભાર્યાને જ્યારે સ્વગૃહે આવતી જોઈ ત્યારે ક્ષત્રિય કુલદીપક, તેજસ્વી વીર પૃથ્વિરાજે મર્મભેદક વાણી દ્વારા વડીલ બધુને કહ્યુ કે. "સુવર્ણ અને મણિ રત્નના આભૂષણો વડે પાપી શરીરને શણગારી, મનોરંજન ધ્વનિ દ્વારા, ચારે દિશાઓમા પ્રતિધ્વનિ કરતી, આપની ધર્મ પ્રિયા ગૃહલક્ષ્મી આપને ઘેર આવે છે ! પરતુ બધુશ્રી ! આ શુ ? આપના મુખનુ ભૂષણ દાઢી મુછ કાણે ચોરી લીધા ?" (રાજપૂતો દાઢી મૂછને પોતાનુ ગૌરવ સમજે છે આપણામા પણ કહેવાય છે કે "તમારી મૂછ લીધી ! મૂછ નીચી કરી ! વગેરે") **લેખક**

દિવાનખાનામાં બેઠા બેઠા અદ્રષ્ટના પરિણામનો ઉંડો વિચાર કરે છે. એજ સમયે કુમારી ઉર્મિલાએ ત્યાં પ્રવેશ કર્યો. તેના પગના નૂપુરના મધુર ઝણકારથી અમરસિંહનો વિચાર-પ્રવાહ બંધ પડયો.

ઉર્મિલાએ પૂછ્યુઃ "યુવરાજ ! શુ તમે કાલેજ કમલમીર જવા મ્હાઓ છો ?"

યુવરાજઃ "કુમારી ! તું મ્હને આત્મીય પેઠે વાત કરતાં કરતાં કેમ રહી ગઈ? તું મ્હારી સાથે સમાનભાવે વાત નહિ કરે તો ત્હારા પ્રશ્નનો હુ કંઇ પણ ઉત્તર આપીશ નહિ."

લજ્જા પામતી ઉર્મિલાએ હસતાં હસતાંજ ઉત્તર દીધોઃ "આપની સાથે આત્મીયતા રાખવાથી લાભ શો ? આપ જે કાર્ય-સાગરમાં મગ્ન છો તેને લીધે આપને મ્હારાં નેત્રથી વેગળે જવુ પડશે અને ત્યાં જતાંજ આપ કદાચ અમને ભુલી પણ જશો."

અમરસિંહે પણ હસીનેજ કહ્યુંઃ "જેની તરવાર સેકડો વીર યોદ્ધાઓનો વધ કરી શકે છે અને જેના સાહસની તુલના કરી શકાય એમ નથી, તેના મુખમાં આવા શંકાસ્પદ શબ્દો શોભતા નથી. કુમારી ! તમારી વાત સાંભળીને મ્હને હસવુંજ આવે છે."

કુમારીએ કહ્યુ "તરવારનો શરીર ઉપર અધિકાર છે. હૃદય ઉપર તેનો કદી પણ અધિકાર નથી. જેનુ હૃદય મસ્ત થઇ ઉડે છે તેને કોની મકદૂર છે કે રોકી શકે ? યુવરાજ ! કોને ખબર છે કે મ્હારી દ્રષ્ટિથી વેગળે ગયા પછી તમારૂ હૃદય કેવો ભાવ ધારણ કરશે ?"

અમરસિહઃ "મ્હને તો હૃદયજ નથી !"

કુમારીએ હસતાં હસતા કહ્યુઃ "ત્યારે યુદ્ધની સામગ્રી શા માટે તૈયાર કરો છે ? જે વીરને હૃદય નથી તે કદી પણ દેશ પર ઉપકાર કરી શકતો નથી યુવરાજ ! ત્યારે હવે કમલમીર જઇને શુ કરશો ? આપ નિશ્ચિત ચિત્તે અહિંજ વિશ્રામ કરો ! હૃદયહીન વ્યક્તિદ્વારા દેશનુ કાંઇ પણ કલ્યાણ થઇ શકશે નહિ."

"તમારૂ કથન યથાર્થ છે, મ્હારે હૃદય નહોતું અથવા હમણાં પણ

નથી એમ નહિ, પરંતુ મ્હારા હૃદય ઉપર હમણા મ્હારો અધિકાર નથી."

"એ શું કહો છો રાજપુત્ર ?"

"વાત જુઠ્ઠી નથી. જે સુંદરીનાં મિષ્ટ કથનો સાંભળતા સાંભળતાં હું જગત્ સંસાર ભૂલ્યો છું, તેજ ભુવન મોહિનીની વાસના અને આજ્ઞાને આધીન મ્હારૂં ક્ષુદ્ર હૃદય છે, તેથી જ આ હૃદય હવે મ્હારૂં નથી !"

ઉર્મિલાએ મસ્તક નમાવ્યું. અમરસિંહે ધીમે ધીમે કુમારીની નજીક આવી પૂછ્યું: "ઉર્મિલે ! કાલેજ કમલમીર જવાનો નિશ્ચય છે. તમારી શી ઇચ્છા છે ?"

કુમારી કાંઈ પણ બોલી નહિ. યુવરાજે પુનઃ પૂછ્યું: "જવામાં તમને કાંઇ અડચણ છે ?"

ઉર્મિલાએ એક ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું: "ના, આજકાલ આપણે માટે ખરો કટાકટીનો સમય છે. એક ક્ષણ પણ ઢીલ, કરવી યોગ્ય નથી. આપણું રાજ્ય નથી, ધન નથી, માન નથી, આપણા ઘરબાર નથી, અન્ન નથી, આશ્રય નથી, આપણા દ્વાર આગળ પ્રબળ મોગલ શત્રુઓ ઉભા છે ! એ સમયે આપણે હાસ્યવિનોદ કરવામાં સમય વિતાડીએ એ કોઈ પણ રીતે યોગ્ય જણાય નહિ. યુવરાજ ! કોને ખબર છે કે: યવનો ઉદયપુર ઉપર ક્યારે આક્રમણ કરશે ? આ દુઃખને સમયે આપણને અન્ય બાબતોનો વિચાર કરવાનો પણ સમય નથી."

અનેક ક્ષણ વિચાર કર્યા પછી કુમારે કહ્યું: "કર્તવ્ય સાધનમા હું ભૂલે ચૂકે કદી પણ પાછો હઠીશ નહિ એ નક્કીજ કેટલા દિવસે યુદ્ધ શાંત પડશે તેનો નિશ્ચય શો ? આપણા અદૃષ્યમા શું છે તે કોણ જાણે છે ? ગમે તેમ હો, ઉર્મિલા ! મ્હારૂં હૃદય હમણાં બમણું ઉત્સાહિત થયું છે. ત્હમારૂં સાહસ, તમારો સ્વદેશ–પ્રેમ, અને તમારૂં તેજ જોઇ મ્હારા સાધારણ ઉત્સાહમાં સો ગણો વધારો થયો છે જે સમયે રણ–સાગરમા નિમગ્ન થઇશ અને જ્યારે મ્હારી તીક્ષ્ણ ધારવાળી તરવારના ઘાથી યવન–શરીરના ઢગલે ઢગલા, વૃક્ષપરથી તૂટી પડેલાં ફળોની પેઠે પૃથ્વી પર પડશે અને તેમના કણ્ઠ-માંથી નિકળતી રૂધિર–ધારાનો પ્રવાહ મ્હારા ચરણ આગળથી વહી મ્હને

અતુલ આનંદમાં ડુબાવશે તે સમયે ત્હારી જગન્મોહિની મૂર્તિ, ઇષ્ટદેવીની પેઠે, મ્હારા હૃદય–સિંહાસન ઉપર અધિષ્ઠિત થઇ મ્હને અધિક ઉત્સાહ પ્રેરશે. જે સમયે ઇર્ષાખોર યવનોના અપવિત્ર ખડ્ગ, મ્હારી અજાણતામાં, મ્હારા મસ્તક ઉપર પડી મ્હને જીવનરહિત કરવાનો યત્ન કરશે, તે સમયે ઉર્મિલા ! ત્હારી આ નિરૂપમ મૂર્ત્તિ, સર્વ વિપદ્‌માંથી ઇષ્ટિ–કવચની પેઠે મ્હારૂ રક્ષણ કરશે. ”

ઉર્મિલાએ તેને બોલતાં અટકાવી કહ્યું: “ અને યુવરાજ ! જે સમયે યવન–યુદ્ધમાં તમે અતિશય શ્રમિત થઇ, સહાયતા માટે ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવશો તે સમયે આ દાસી શુ આપના ચરણમા ઉપસ્થિત નહિ થાય ? તે સમયે શું આ હતભાગિની આપના હાથમાંથી ખસી ગયેલી તરવાર, સ્થાનભ્રષ્ટ થયેલુ બાણ મુકવાનુ ભાથુ, અને વિખરાઇ ગયેલુ કવચ, યોગ્ય સ્થાને નહિ રાખી આપે ? આ હતભાગિની તે સમયે, સ્હામે ઉભી રહીને આપના અમોઘ પરાક્રમથી વધ પામેલા શત્રુ સૈન્યમાં એકનો પણ વધારો નહિ કરે ? ”

વિસ્મય સહિત અમરે કહ્યુ: “ પ્રચંડ યુદ્ધમા શુ તમે મ્હને સહાયતા કરશો ? અહા ! ધન્ય છે તુમારા સાહસને ! ”

ઉર્મિલાએ નેત્રમાં આસુ સહિત કહ્યું: “ કેમ યુવરાજ ! શુ હુ યવન–યુદ્ધમાં નહિ આવુ ? મહેલમા બેસી, સુખશય્યામા શયન કરી, આપની સર્વ વિપદો, કલ્પનાની દ્રષ્ટિએ નિહાળવા છતાં શુ તેને અટકાવવા હુ મ્હારા દેહનુ એક બિંદુ પણ રક્તપાત કરીશ નહિ ? એ શું કહો છો ? ”

અમરસિંહ· “ ઉર્મિલા ! હુ આગ્રહથી કહુ છુ કે એ વાસના ત્યાગ કર. ”

ઉર્મિલા ઉત્તર આપે તે પહેલાંજ એક દાસીએ આવી સમાચાર આપ્યા કે: “ સલુંબરરાજ, કુમારનુ સ્મરણ કરે છે. ” કુમાર ત્યાંથી ચાલ્યો ગયો. જ્યાં સુધી દ્રષ્ટિ પડી ત્યા સુધી કુમારીએ અતૃપ્ત નયને સુંદરતાના નમુના સ્વરૂપ રાજકુમારનુ દર્શન કર્યું.

તે અદૃશ્ય થયા પછી કુમારીએ કહ્યું: “ આ અનંત સુખની તુલના

નથી. આ સુખની ગતિ અવિચલ રહેશે ખરી ? જગત્માં કોણે ક્યારે અવિચળ સુખ ભોગવ્યુ છે ? જે મેવાડની કલ્યાણ-કામના માટે હુ અસીમ સુખને તિલાંજલી આપુ છું. તે મેવાડનું શુ થશે તે કોણ જાણે છે ? જાણે કોઇ મ્હારા હૃદયના ઉંડા ભાગમાં કહે છે કે: "મેવાડની મુક્તિ વેગળે-ઘણે વેગળે-અરે, અસમ્ભવિત છે!" શુ એ પુણ્યભૂમિની મુક્તિ અસમ્ભવિત છે ? કોણ જાણે છે કે ઇષ્ટદેવી ભવાની માતાના હૃદયમાં શું છે ? ગમે તેમ છતાં કોઈ આશાનો ત્યાગ કરી શક્યુ છે ? આપણે શા માટે આશાનો ત્યાગ કરવો ? શા માટે નિરૂત્સાહી થવુ ?" સ્વદેશ પ્રેમમાં ગાંડી બનેલી બાલિકા તે જ સ્થળે બેઠી બેઠી એવા અનેક વિચારોમાં ગુંથાઈ ગઈ.



## द्वितिय खण्ड.

### પ્રકરણ ૧ લું.

### હલ્દીઘાટનું યુદ્ધ.



અંધકારમય ભવિષ્યના ગર્ભ પ્રદેશમા, વિધિએ શી વ્યવસ્થા કરી છે તે કોણ જાણી શકે છે? હે માનવ! તમે જે આશામાં, જે વિચારમાં, સંસાર સાગરમાં તરો છો તેનુ કેવું પરિણામ આવશે તે કોણ જાણે છે? હે માનવ! તમે જે આકાંક્ષામાં સંસાર–સાગરના જળમાં ડૂબકી મારો છો તે કાર્યના કેવો બદલો મળશે તે કોણ જાણે છે? ધર્મ વીર મહારાણા પ્રતાપસિંહે, તેમના આત્મીય જનોએ તથા તેમના અનુચરોએ જે ધાર્યું હતું તે થયુ નહિ. જગદ્ વિખ્યાત હલ્દીઘાટના યુદ્ધમાં મહારાણાને કેવો બદલો મળ્યો, વિધિનુ વિધાન કેવુ હતું, તે આ પ્રકરણમાથી જ જણાશે.

સંવત ૧૬૩૨. શ્રાવણ શુક્લા સપ્તમીનો દિવસ! આજે પ્રાતઃકાળથી જ સૂર્યનારાયણે દર્શન દીધાં નહોતાં, તે જાણે મેવાડપતિને માથે આવી પડનાર મહાન વિપત્તિને લીધે શોકગ્રસ્ત થયા હોય તેમ જણાતું હતું! સૂર્યનારાયણનો એ સંકેત પ્રાતઃકાળથી પશુ પક્ષીઓના જાણવામાં આવી ગયો હોય તેમ તેઓ પણ આજે પ્રાતઃ સમયનુ મધુર સંગીત- ગાતાં નહોતાં પણ ઉદાસ ચ્હેરે માળાના બાકાંમાંજ ડોકિયાં કરી રહ્યાં હતાં! આજે પવન દેવતાએ પણ પ્રાતઃકાળથી શોક પાળ્યો હોય તેમ સુમધુર વન–પુષ્પોમાંથી સુગંધ લઈ આવી જનમંડળના મસ્તિકને તૃપ્ત કરવાનું કામ છોડી દીધુ હતુ! પ્રકૃતિ દેવી પણ આજે જાણે ગંભીર શોકગ્રસ્ત હોય તેમ પ્રાતઃકાળથી જ નિઃસ્તબ્ધ, નિશ્ચળ થઇ ઝાંખો દેખાવ દઇ રહી હતી! આજે

ઇતિહાસનો તે ચિરસ્મરણીય, રક્તપ્રવાહ વ્હેવડાવનાર, ભયંકર દિવસ હતો. એ દિવસે હલ્દીઘાટી આગળ જે ભયંકર કાર્ય થયું હતું તેનું કોણ વર્ણન કરી શકે એમ છે? ભલે, અહંકારી જનો તેનું વર્ણન કરીને પેટ ફુલાવે, પરંતુ તેનું યથાર્થ વર્ણન કરવા માટે તો તે પરમ પુરૂષ સમર્થ છે, એમ કહેવું જ પડશે.

ઉત્તરમાં કમલમીરથી દક્ષિણમાં ઋક્ષનાથ, અને પૂર્વમાં સાતોલથી પશ્ચિમમાં મીરપુર સુધીના ચાળીસ કોસના લંબાઈ પહોળાઇવાળા પ્રદેશને હલ્દીઘાટ કહે છે. એ સ્થળની આસપાસ અને વચમાં ન્હાના મ્હોટા, વાંકા સીધા, પર્વતો, અરણ્ય અને નદી ઝરાઓથી ભરપૂર છે. કોઈ સ્થળે ઉંડા અને કોઇ સ્થળે સાંકડા માર્ગ છે, તેમ છતાં સર્વત્ર પ્રકૃતિ દેવી મનોહર રૂપે વિરાજી રહી છે. એ સાંકડી ઘાટીમા–નેળીમા–થઇનેજ રાજધાનીમા પ્રવેશ કરવો પડે છે. એ સિવાય અન્ય માર્ગ નહોતો.

એ સ્થળે અત્યારે બાવીશ હજાર રાજપૂત વીર યોદ્ધા, પ્રફુલ્લ વદને, શસ્ત્ર સજીને, શત્રુને આવવાની વાટ જોઈ રહ્યા છે. ભીલ યોદ્ધાઓ તીર–ધનુ'ય અથવા પત્થરના કટકા લઇને પર્વત ઉપર ઉભા રહ્યા છે. પર્વત ઉપર અનેક સ્થળે, અનેક મ્હોટા મ્હોટા પત્થર એવી ખુબીથી ગોઠવ્યા છે કે: સાધારણ બળનો ઉપયોગ કરતાં જ તે નીચે ગબડાવી શકાય અને તે વડે એકે સપાટે હજારો મોગલોનો કચ્ચરઘાણ કહાડી શકાય. રાજપૂત સૈન્યના મુખ ઉપર તેજ, ઉત્સાહ અને આનંદના ચિહ્ન જણાય છે. સર્વેએ શત્રુનો કચ્ચરઘાણ કહાડવાનો દૃઢ સંકલ્પ કર્યો છે. ખુલ્લી તરવાર, અણીદાર ભાલા, અને ધનુષ્ય–બાણ વગેરે શસ્ત્રની ઉજ્વળતા વડે, વીર નેત્રમાથી નિકળતા તેજ વડે, પહેરેલા વસ્ત્રના ઝગમગાટ વડે, અત્યારે રણભૂમિ દેદિપ્યમાન થઇ રહી છે. સર્વથી આગળ સ્વદેશ પ્રેમી સંન્યાસી મહારાણા પ્રતાપસિંહ પ્રફુલ્લવદને મોગલોની ગતિ રોકવાને ઉભા છે. તેમના મસ્તક ઉપર શ્વેત રાજ–છત્ર ધરવામા આવ્યું છે. "ચેતક" નામક સ્વામીભક્ત, રાજભક્ત, અતિ તેજસ્વી, ચંચળ અશ્વ, વીરશ્રેષ્ઠ મહારાણા પ્રતાપને પીઠ પર ધારણ કરી રહ્યો છે. અતિશય ઉત્સાહને લીધે અશ્વ પણ સ્થિર ઉભો

રહી શકતો નથી. તેજસ્વીપણાથી પૃથ્વિના ચૂરેચૂરા કરવાની ઇચ્છાથી, પગ નીચેની પર્વત–શીલા ઉપર પગ પછાડે છે અને તેજ ક્ષણે તેની બીકથી પત્થરમાંથી અગ્નિ ઝરે છે! જાણે તે શત્રુઓને યુદ્ધ કરવા બોલાવી રહ્યો હોય તેમ તે વારવાર હણહણાટ ધ્વનિ કરે છે ! મહારાણાની જમણી બાજુએ કુમાર અમરસિંહ અને કુમાર રત્નસિંહ ઘોડેસ્વાર થઈ ઉભા છે. અમરસિંહના વદન ઉપર ઘોર ચિંતાની છાયા પ્રસરી રહી છે. રત્નસિંહની મુખ મુદ્રા ફિક્કી, ઉન્માદગ્રસ્તના જેવી, અને નેત્રો રાતા ચોળ જણાય છે. હમણાં સમરાંગણમાં પ્રાણ ત્યાગ કરી, આ હૃદયહીન જગતમાંથી છુટકો કરવાનોજ તેણે સંકલ્પ કર્યો છે.

રાજપૂત–કુલ–ભૂષણ વીર પુરૂષોએ, પોતાનું નાશ પામેલુ ગૌરવ પુનઃ પ્રાપ્ત કરવા માટે, પ્રાણની માયા મૂકીને યુદ્ધ કર્યું. તે ઘોર યુદ્ધમાં, સ્વદેશ પ્રેમી રાજપૂત વીરોએ જે અસાધારણ વીરત્વ બતાવ્યુ હતું તેનું વર્ણન કરવુ અસમ્ભવિત છે રણ–કલ્યાણી ભવાની દેવીનુ પવિત્ર નામ સ્મરણ કરીને રજવાડાના જે ભૂષણવૃંદ, રણ મેદાનમાં ઘૂમતા હતા તે શૌર્ય વીર્યનુ સ્મરણ કરતાં, હૃદય આશ્ચર્યમાં ગરક થઇ જાય છે ! સ્હામે મોગલોનુ અસખ્ય સૈન્ય હતુ. મોગલ સૈન્યમાંથી ચૂંટી કહાડેલા યોદ્ધાઓ આ યુદ્ધમા આવ્યા હતા. શાહજાદો સલીમ સૈન્યનો સેનાપતિ હતો.* અસાધારણ

* યુવરાજ સલીમ આ યુદ્ધમા ઉપસ્થિત હતો ક નહિ તે સન્દેહજનક છે આઇન-ઇ અકબરી અને અન્ય ઇતિહાસિક ગ્રથોપરથી જણાય છે ક સલીમે ઈ સ ૧૫૬૯ મા જોધપુરની રાજકુમારીને પેટે જન્મ ગ્રહણ કર્યો હતો એ સમયથી વિશેષ પૂર્વ તેનો જન્મ સભવતો નથી કારણ ક તેનાથી અધિક પૂર્વે ઉક્ત રાજકુમારી ( જોધાબાઈ) સાથે અકબરશાહના લગ્ન થયા નહોતાં. સવત ૧૬૩૨ મા હલ્દીઘાટનુ યુદ્ધ ગણતા તે યુદ્ધ ઇ સ ૧૫૭૬ મા થવું જોઇએ એ સમયે શાહજાદા સલીમનુ વય ૭–૮ વર્ષથી અધિક હોઇ શકે નહિ, ટાડ સાહેબ કહે છે ક સલીમ એ યુદ્ધનો સેનાપતિ હતો એ શી રીતે બની શકે ? ૭-૮ વર્ષનુ બાળક, શી રીતે યુદ્ધનો સેનાપતિ થઇ શકે તે અમારી કલ્પનામા આવતુ નથી ! એ ઉપરથી એવું અનુમાન થઇ શકે છે ક કાતો હલ્દીઘાટનું યુદ્ધ એ વર્ષમા ના થયું હોય અને ઇ સ ૧૫૮૨ કે જેથી કેટલાક વધારે વર્ષ પછી થયુ હોય અથવા

બુદ્ધિ, બળ અને રણકૌશલ સમ્પન્ન, મહારાજ માનસિંહ અને યુદ્ધ વિદ્યા વિશારદ મહોબ્બતખાં તેમના ડાબા જમણા હાથ સ્વરૂપ હાજર હતા. એવા પ્રબળ-બળવાળી વિરોધી મોગલ રાજશક્તિ સાથે યુદ્ધમાં જય પ્રાપ્ત થાય એ અસમ્ભવિત જ ! તથાપિ વાંચક ! એક વખત, કલ્પનાની દૃષ્ટિ વડે, તે લોહીના પ્રવાહથી રક્ત-ગંગા સ્વરૂપ થઈ રહેલા, ભારતના પવિત્ર સમર-ક્ષેત્ર હલ્દીઘાટનાં દર્શન કરો ! એક વખત, કલ્પનાનાં અસો વર્ષ ઓળંગી, તે ચિર-સ્મરણીય ભયંકર બનાવનુ ધ્યાન ધરો ! એક વખત, હૃદય-મનને વિહ્વલ કરી દેનાર, જીવનનો અંત લાવનાર, ભયંકર રણભૂમિનું ચિત્ર, માનસ-મંદિરમાં સ્થાપન કરો ! એકવાર તે તેજ, તે ઉત્સાહ, તે આનંદ અને તે આશાપૂર્ણ, દુઃખના લેશ પણ ચિહ્ન વગરના સ્વદેશ

---

તો હલ્દીઘાટના એ પ્રથમ યુદ્ધમા શાહજાદો સલીમ હાજર જ ના હોય ! કદાચ ૧૦-૧૨ વર્ષ પછી પ્રતાપરાણા સાથે પુન ભયકર યુદ્ધ થયુ હતુ તે સમયે સાહજાદો સલીમ ( ૧૯-૨૦ વર્ષનો ) સેનાપતિ બન્યો હોય ! આઇન-ઈ-અકબરી આદિ ગ્રથો ઉપરથી પણ એ બાબત નક્કી થઈ શકતી નથી

નિજામીકૃત " તબ્કાત-ઇ-અકબરી " અને બદાઉની કૃત " મુન્તાખાબ-ઉત-તારીખ " નામક ગ્રથમા, માનસિહ સેનાપતિ થયો હતો એમ લખ્યું છે સલીમનું નામ સુદ્ધા તેમા નથી ( Badauni Vol. II p 228, Elliots History Vol V. p 397 Elphinstone p. 506 ) પરતુ અમે આ સ્થળે ટૉડ સાહેબનો ગ્રથનોજ આધાર લીધો છે, અને નવલકથાનો કઈક રસ જાળવવાનો યત્ન કર્યો છે જેને માટે વાચક ક્ષમા કરશે ટૉડ સાહેબે પોતાના રાજસ્થાનના ઈતિહાસમા ઘણે સ્થળે આવી ભૂલો કરી છે એટલુજ નહિ પણ તેમણે કટલાક વીર પુરૂષ અને વીર રમણીઓના પવિત્ર ચરિત્ર પર કલક લગાડયુ છે એ જોઇ અફસોસજ થાય છે !

ઐતિહાસિક મિ બદાઉની હલ્દીઘાટના યુદ્ધ સમય ત્યા હાજર હતો તેણે પોતાના ગ્રથમા એ યુદ્ધનુ વિસ્તૃત વિવેચન કર્યું છે અને લખ્યુ છે કે "માનસિહે, પોતાને જય મળ્યાના સમાચાર અકબરને કહાવ્યા હતા અકબરે, માનસિહ અને પોતાના અમીરોને ઈનામ આપ્યા હતા " બદાઉનીના વિસ્તૃત લેખમા પણ શાહજાદા સલીમનુ નામ લખ્યુ નથી એટલે હલ્દીઘાટના પ્રથમ યુદ્ધ વખતે સલીમ હાજર નહતો એજ નિશ્ચય થાય છે. **લેખક.**

પ્રેમી અનેક રાજપૂત મુડદાંઓના નિર્મળ, મૃદુહાસ્યવાળાં, વદનનું સ્મરણ કરો! એક વખત, મહારાણા પ્રતાપની ચળકતી શત્રુ સંહારિણી તરવારનું અને તેમની તેજસ્વી મુખમુદ્રાનુ સ્મરણ કરો ! એક વખત, પેલી બે કોમળ, કમળના જેવા કરવાળી પણ વજ્ર જેવી કઠણ મુઠ્ઠીમાં તરવાર ધારણ કરનાર, અને કોમળ માખણ જેવા દેહવાળી પણ લોખંડ જેવા સખ્ત હૃદયવાળી, બખ્તર ધારણ કરનાર, બે રાજ કુમારીઓના ચંડી જેવાં વિક્રાળ મુખનું ધ્યાન ધરો ! એક વખત રણ મેદાનમાં અસ્ત્રશસ્ત્રના પ્રહાર કરતા, સ્વદેશ પ્રેમી અનેક રાજપૂત સામન્તોના વજ્ર પ્રહારનુ સ્મરણ કરો ! અને વાંચક ! બની શકે તો એ સર્વેનુ સ્મરણ કરતા કરતાં બે બિંદુ અશ્રપાત કરો ! તેમ કરવાથી પણ પુણ્ય થશે, તેમ કરવાથી પણ શાંતિ મળશે.

રાણા પ્રતાપને અત્યારે શો ઉત્સાહ, શો ઉદ્યમ, શો આનંદ, અને શો પ્રેમ? અહા ! તેઓ ચતુર "ચેતક" અશ્વ ઉપર બેસી બન્ને હાથે તરવાર ફેરવતા, અનેક મોગલ સૈન્યનાં માથાં ઉડાવી દેતા, ચારે તરફ ઘૂમી રહ્યા છે ! અશ્વના પગ તળે કપાયલાં અનેક માથાં અટવાય છે ! તેમના શરીરના વસ્ત્રો લોહીથી ભિંજાઈ ગયાં છે ! હાથમાંની તરવારો, સમ્મુખ આવતા શત્રુનો વિનાશ કર્યા જાય છે ! રાજપુત કુળ રત્નને એથી વિશેષ શો આનંદ હોય ! સ્હામે અનેક મોગલ સૈનિકો જણાય છે ! અને મોગલપક્ષના અનેક દેશદ્રોહી, રાજદ્રોહી, રાજપૂતો પણ જણાય છે, પરંતુ મહારાજ માનસિંહ ક્યાં ? તે રાજપૂત કુલાગાર ક્યા ? તે રાજપુત ધર્મ ઉચ્છેદક, તે આર્યધર્મ વિનાશક, સ્વાર્થી, લોભી, મહામૂર્ખ ક્યાં ? પવિત્ર હિંદુ કુળમાં જન્મેલી પવિત્ર રાજપૂત બાળાને પ્રથમજ મોગલોના હાથમાં સમર્પણ કરી સમસ્ત આર્યધર્મને મહાન કલંક લગાડનાર માનસિંહ ક્યાં ? થોડા લોભને ખાતર મોગલોના હાથમાં આત્મવિક્રય કરનાર, તેનો ગુલામ્ બનનાર, દુષ્ટ માનસિંહ ક્યાં ? તે દિવસે ભોજન સમયે અપમાન પામ્યાથી ઉશ્કેરાઇ જઇ મહારાણાને કર્મોચિત્ત ઇનામ આપવા તૈયાર થયેલો પાખંડી માનસિંહ ક્યાં ? તે દિવસે મહારાણાનુ માથું દુઃખતું હતુ તેની દવા લેવા ગયેલો, ઇર્ષાખોર, પાપી માનસિંહ ક્યાં ? રાણા પ્રતાપે તેને શોધી કહાડવા માટે અસ્ત્ર શાંત કરી સમર ક્ષેત્રની ચારે દિશામાં દ્રષ્ટિ ફેરવી. અંતે જણાયું કેઃ

પોતાને મહાવીર કહેવડાવનાર, માનસિંહ મહારાણાથી ઘણે વેગળે યુદ્ધ કરી રહ્યો છે! સૈન્યની મ્હોટી ભીડમાં થઈને ત્યાં જઈ શકાય એમ હતું. એક તરફ પોતાના સૈન્યની સંખ્યા ઓછી થતી જણાઇ. જયની આશા નહોતી ! જ્યારે એમજ છે ત્યારે શા માટે ધર્મશત્રુ, જાતિ–કુલ–કંટક માનસિંહના પ્રાણ લઇ, મનની તૃષા ન મટાડવી ? ધર્મભ્રષ્ટ માનસિંહને સ્વહસ્તે યોગ્ય પ્રતિ ફળ આપવાની ઇચ્છાથી વીર કેસરી પ્રતાપસિંહે ઉત્સાહિત થઈને ચેતકને જુસ્સાબંધ દોડાવ્યો. ચેતક પણ ચેતનજ હતો. અસખ્ય સિપાહીઓની મેદની ભેદીને ચેતક માનસિંહની નજીક જઈ પહોંચ્યો, પરંતુ ઇશ્વિરેચ્છા બલિયસી ! ઉદ્દેશ પૂર્ણ થયો નહિ ! હાથીની પીઠ પર બેઠેલા શાહજાદા સલીમે વચમાં આવી પ્રતાપના અશ્વને રોકયો. સલીમને જોતાંજ રાણાજી પોતાનો ઉદ્દેશ ભૂલી ગયા. કોની મકદૂર છે કે પ્રતાપના પ્રબળ હુમલાને રોકી શકે ? તેમણે સલીમના એકે એક વીર શરીર–રક્ષકનાં માથા ઉડાવી દીધાં ! તેજ ક્ષણે સુશિક્ષિત અશ્વ ચેતકે, સલીમના હાથીના માથા પર પોતાના આગલા બે પગ મકી દીધા અને પ્રતાપસિંહ, ચળકતા અણીદાર ભાલા વડે જેવા સલીમની છાતી વિંધવા જતા હતા તેવોજ મ્હાવત વગરનો બરાડા પાડતો ભયભીત થયેલો હાથી, ભારતના ભાવી શેહેનશાહને લઈ ત્યાથી નાઠો ! વિધિની ઇચ્છાથી એક હાથીએ શાહજાદાનો જીવ બચાવ્યો, નહિ તો તે દિવસે, તેજ સમર ક્ષેત્રમા, તેનો જીવ પરલોકમાં પહોચી જાત. અકબરના ઉત્તરાધિકારીની સ્વતત્ર વ્યવસ્થા થાત ! ઇતિહાસનાં પૃષ્ઠોમાં બાદશાહ જહાંગીરનું નામ અમર થાત નહિ અને નુરજહાંનની ભાગ્ય–લતિકા, મોગલ મુકુટમાં જડાત નહિ સલીમ ભયભીત હાથીની કૃપાથી મુક્તિ મેળવી શકયો ખરો પરંતુ તે સ્થાન માનવ–રક્તના પ્રવાહથી સરિતાવત્ થઈ રહ્યુ ! વીરવર મહારાણા પ્રતાપને શરીરે પણ થોડા ઘા પડયા નહોતા ! તેમના ઘાયલ શરીરને સહાયતા કરવા માટે રાજપૂત સૈન્ય તેમના તરફ ધસી આવ્યુ અને સલીમનુ જીવન બચાવવા માટે મોગલ સૈન્ય તેના સ્થળ તરફ દોડી આવ્યુ. બન્ને વચ્ચે તુમુલ યુદ્ધ થયુ. જ્યાં ત્યાં નર મુંડ રખડતાં થયાં. અત્યારે નર હત્યાની સીમા નહોતી ! સલીમનો હાથી ન્હાસી ગયા પછી પ્રતાપનો પ્રાણ લેવો એજ મોગલોનો નિશ્ચય હતો બીજી તરફથી યુદ્ધનો ત્યાગ

કરી જાતિનું માન જાળવવું એજ હિંદુ માત્રનું મુખ્ય વ્રત થઇ પડયું હતું તેથી પ્રતાપ જે જે દિશામાં જવા લાગ્યા તે તે દિશામાં માનવ જીવન, ક્ષુદ્ર કીટની પેઠે નષ્ટ થવા લાગ્યું !

લોહીલુહાણ શરીરે યુદ્ધ કરતાં કરતાં રત્નસિંહ અતિ શ્રમિત થઈ પડયો હતો. શરીર ઉપર અનેક ઘા પડયા હતા. તેમાં રૂધિરની ધારાઓ વહ્યાં કરતી હોવાથી હાથ, પગ બળહીન થઈ કમ્પાયમાન થઈ રહ્યા હતા. નેત્રો મિંચાઈ જતાં હતાં. હાથમાંની તરવાર ચાલતી હતી ખરી, પરંતુ બળહીન હોવાથી તે નિરર્થક જ હતી. એ સમયે કેટલાક મોગલ યોદ્ધાઓએ આવી ભયંકર ગર્જના કરી તેના ઉપર સખ્ત રીતે હુમલો કર્યો. યુવરાજ અમરસિંહે તે જોયુ, એટલે તરતજ તેઓ ત્યાં આવી પહોંચ્યા, અને અસાધારણ કૌશલ દ્વારા, હુમલો કરનાર મોગલ સિપાહીઓનો પરાજય કર્યો. એ જોઈ ક્ષીણ અને કમ્પિત સ્વરે રત્નસિંહે કહ્યુ: "ભાઈ ! મ્હારી છેલ્લી પ્રાર્થના સાંભળ આજે મ્હારે માટે છેલ્લો જ દિવસ થવા દો. હવે મ્હને બચાવશો નહિ."

અમરસિંહ જાણતો હતો કઃ રત્નસિંહનુ હૃદય, શા માટે હમણાં આ પ્રમાણે ઉદાસિન થઇ ઉઠયુ છે ! તેણે ઉત્સુકતાપૂર્વક પૂછ્યુઃ "ભાઈ ! આ કેવી ભ્રાંતિ ? મેવાડના સુખ–શાંતિ નષ્ટ કરી હૃદયના હતાશ પ્રેમનુ દુઃખ તમે શાંત પાડવા ચ્હાઓ છો ?"

રત્નસિંહે પ્રથમ આકાશ તરફ અને પછી મહારાણા તરફ આંગળી બતાવી કહ્યુ: "મેવાડની સ્વતંત્રતા અને ઉન્નતિ મહારાણા દ્વારાજ થઈ શકશે. અમે તો સંસાર સાગરમાં માત્ર એક ક્ષુદ્ર પરપોટા જેવાજ છીએ !"

આ સમયે મહારાણા શત્રુથી ઘેરાઈ જવાથી તે દિશામાં તુમુલ કોલાહલ મચી રહ્યો. અમરસિંહ વ્યાકુલ ચિત્તે તે દિશામાં ધાયો. રત્નસિંહે પણ તે દિશામાં જવાનો યત્ન કર્યો પરંતુ બે ડગલાં આગળ જતાં ના જતાંમાં તો તેનુ નિર્બળ શરીર કમ્પાયમાન થઈ પૃથ્વી પર પડી ગયુ ! તેની એવી અવસ્થા જોઇ અમરસિંહના હૃદયમાં અત્યન્ત દુઃખ થયુ, પરંતુ તેનું દુઃખ અધિક ક્ષણ રહ્યું નહિ. તરતજ એક તરૂણ વયના સુંદર રાજપૂત યોદ્ધાએ, બે ભીલ દ્વારા તેના અચેતન દેહને સંભાળથી ઉપડાવ્યુ અને એકાંત સ્થળે

લઈ ગયો. એ યોદ્ધાને પૂર્વે કયાંક જોયો છે એવો અમરસિંહને સંદેહ ગયો. ગમે તેમ હો, રત્નસિંહને અતિ સંભાળપૂર્વક લઈ ગયા પછી અમરસિંહ નિશ્ચિંત જીવે, પિતાની સહાયતા માટે ગયો. ભયંકર ઉછળતા સમર–સમુદ્રમાં અમરસિંહે ઝંપલાવ્યું, પરંતુ ત્હેને અધિક યુદ્ધ કરવું પડયું નહિ. ચાર પાંચ યવન યોદ્ધાઓ તેમને વિંટળાઈ વળ્યા, અને તેમના શરીર ઉપર અનેક ઘા કરવા લાગ્યા અમરે જોયું કે: સમસ્ત રાજપૂત યોદ્ધાઓ મહારાણાનું રક્ષણ કરવાના કાર્યમાંજ ગુંથાયા છે, અને સમસ્ત મોગલ સૈન્ય તેમનો વિનાશ કરવાનો જ ઉદ્યોગ કરી રહ્યા છે ! પોતાની સહાયતા માટે કોઇ નથી ! તેમણે જોયું કે માત્ર એક કિશોર વયનો, સુંદર કોમળ, મુખવાળો એક યોદ્ધો, લોહીલુહાણ અને પરસેવાવાળે શરીરે તેની પાછળ ઉભો છે અને તેજ તરૂણ યોદ્ધો પોતાની બનતી મહેનતે શત્રુઓ સાથે યુદ્ધ કરી અમરસિંહને બચાવી રહ્યો છે અમરસિંહ યુદ્ધ કરવા લાગ્યો. કેટલાક શત્રુઓને જમીન દોસ્ત કર્યાં ખરા, પરંતુ હવે અમરસિંહ પણ પોતાનું શરીર સ્થિર રાખી શક્યો નહિ ! અનેક શત્રુઓની વચમાં એક મનુષ્ય શું કરી શકે ? તેનું માથું ચક્કર ચક્કર ફરવા લાગ્યું. ચૈતન્ય ઓછું થવા લાગ્યું. એ સમયે પેલા કિશોર યોદ્ધાએ, અશ્વ ઉપરથી પડવાની તૈયારી કરી રહેલા અમરના ચૈતન્યહીન શરીરને, બે હાથ પાથરી પકડી લીધું અને પ્રથમની પેઠે ભીલોની સહાયતાથી તેને અન્ય સ્થળે લઇ ગયો. અશ્વ પરથી ઢળી પડતા અમરે તેને કહ્યું: " ઓળખી છે–ઉર્મિલા–સારૂં કર્યું નહિ મહારાણાની સંભાળ લે. "

આ સમયે રણમદને લીધે ઉન્મત્ત બનેલા, વીર–સિંહ પ્રતાપસિંહ બાહ્ય જ્ઞાન શૂન્ય હતા. તેઓ ઉત્સાહપૂર્વક વારંવાર મોગલોના સૈન્યમાં પ્રવેશ કરી અસાધારણ વીરત્વ વડે. તેઓનો ક્ષય કરતા હતા. તેઓએ શત્રુ સૈન્યની વચમાં જઇ આત્મ જીવનને વિપદ્‌ગ્રસ્ત કરી મૂકયું હતું. રાજપૂત વીરોએ જીવતોડ મહેનત કરી તેમને બચાવી લીધા. પ્રતાપના શરીર ઉપર અનેક ઘા પડેલા હોવાથી તે લોહીલુહાણ થયું હતું. વસ્ત્ર રક્તથી તરબોળ થયા હતાં અને બખ્તર ઉપર સર્વત્ર લોહી લોહી થઇ રહ્યું હતું. મોગલોએ ધાર્યું હતું કે: " પ્રતાપનો નાશ કરી શકાય તોજ યુદ્ધમાં જય મળે. " રાજપૂતોએ

ધાર્યું હતું કે: "મહારાણાનુ રક્ષણ કરી શકાશે તો પરાજય થશે નહિ. એટલુંજ નહિ પણ ભવિષ્યમાં કોઈ એક દિવસ પણ તેઓ મોગલોનો પરાજય કરી મેવાડને સ્વતંત્ર બનાવશે." પરંતુ અત્યારે જે પરિસ્થિતિ હતી તે ઉપરથી મહારાણાનુ રક્ષણ થવુ અસમ્ભવિત હતું. મહારાણા પોતાના આત્મજીવન તરફ લક્ષશૂન્ય અને મમતાશૂન્ય હતા. તેમના પક્ષનુ સૈન્ય એટલુ બધુ નિર્બળ હતું કે અનેક યત્નો છતાં રાણાજીનુ રક્ષણ થવું સપૂર્ણ રૂપે અસાધ્ય હતુ. એ સમયે સ્વદેશ વત્સલ, વીરભક્ત, ઝાલારાજ માનસિંહ, મોગલોના જયધ્વનિ, સૈન્યનો કોલાહલ, મૂર્છાગતના કરૂણનાદ, હથિઆરનો ઝણઝણાટ, અશ્વની ખરીઓના ધ્વનિ અને હાથીઓની ગર્જના ભેદ કરીને આવતા જણાયા. તેમણે "જય, રાણા પ્રતાપની જય" પુકારી. એ સાંભળી રાણાજીનુ હૃદય દ્વિગુણ ઉત્સાહિત થયુ. એ ભૈરવ–જય–નાદ, પવન દ્વારા આકાશ માર્ગમાં ગાજી રહ્યો.

ઝાલાપતિએ મહારાણાની નજીક આવી તેમના કાનમાં કહ્યુ: "વીરવર! જગત્ પૂજ્ય મહારાણા વંશના કુલ દીપક! આ સમયે આપજ અમારો આધાર છો. આપનુ રક્ષણ થશે તો મેવાડની સર્વ ભાવી આશાઓ પરિપૂર્ણ થશે. આ યુદ્ધમા જો આપના પ્રાણ જશે તો તેની સાથે અમારી સર્વ આશાઓ નષ્ટ થશે! મહારાણાજી! આપ હશો તો એકને એક દિવસ મેવાડ અવશ્ય સ્વતંત્ર થશે. અવશ્ય મેવાડની પ્રજા સ્વતંત્રતાનાં મિષ્ટ ફળો ચાખશે, પરંતુ આપ નહિ હોતો મેવાડની પ્રજા, ચિરકાલ પરતંત્રતાનુ દુ:ખ ભોગવશે. રાણાજી! શુ આપની એવી ઇચ્છા છે કે મેવાડને પરતંત્ર રહેવા દેવું?"

એક ઉંડો નિ:શ્વાસ નાંખી ઘાયલ થયેલા રાણાજીએ* કહ્યું: "ઝાલારાજ! મેવાડ પરતંત્ર રહે એ હુ સ્વપ્ને પણ ઇચ્છું ખરો? દેશના કલ્યાણને

---

* રાણા પ્રતાપે બખ્તર પહેર્યું હતુ છતા યુદ્ધ કરતી વખતે તેમને દેહનુ ભાન નહિ રહેવાથી બખ્તર ખસી જતુ, અને મોગલોના ઘા શરીરમા વાગતા તેમના શરીરપર ભાલાથી ત્રણ, તરવારથી ત્રણ, અને ગોળીથી એક; એમ સાત ઘા વાગ્યા હતા તેમાંથી ધડધડાટ્ લોહી વહેતુ હતુ છતા રાણાજી યુદ્ધ કરતા કિંચિદ્ પણ પાછા હઠયા નહોતા!

માટે તો આ તુમુલ યુદ્ધ થાય છે ! મેવાડને માટે તો અનેક યોદ્ધાના પ્રાણ જાય છે ! બાપ્પારાવળના વંશજોએ કદી પણ દેશને વિસાર્યો છે ? આજે આટલું બધું યુદ્ધ થવા છતાં શું જયની આશા નથી ? ”

ગળગળે કણ્ઠે, નેત્રમાં આંસુ સારતાં ઝાલાપતિએ ઉત્તર દીધો: “ રાણાજી ! સાગરનાં ઉછળતાં પ્રચંડ મોજા જેવી અસંખ્ય મોગલ સેના આગળ આપણું લશ્કર શા હિસાબમાં ? તેમ છતાં પણ રાજપૂત વીરોએ આજે જેવી વીરતાથી યુદ્ધ કર્યું છે તેવું અત્યાર સુધી ભાગ્યે જ થયું હશે ! આજના યુદ્ધથી મોગલોને પણ ત્રાહ્ય ત્રાહ્ય થઈ ગઈ છે તેઓ આપણને જીવન પર્યંત યાદ જ કરશે ! આપણા દેશભક્ત યોદ્ધાઓ પગારને ખાતર-ભાડુતી કાર્ય કારણથી-યુદ્ધ કરતા નથી, પણ તેઓ દેશનું માન-ગૌરવ સાચવવા, જીવની માયા મમતા મૂકીને લડે છે ! તેઓ પોતાની ફરજ સમજીને લડે છે ! તેઓ પોતાના પ્રાણ પ્યારા, મેવાડ-દેશનું મુખ ઉજ્જવળ રાખવા લડે છે ! તેઓ રાજપૂત કુળને દીપાવવા લડે છે ! તેઓ પૃથ્વીની દશે દિશામાં ગજપ્રતાનું વીર નામ અમર કરવા લડે છે ! તેઓ શત્રુઓને ચિરકાલ ભય પમાડવા લડે છે ! રાણાજી ! આજના યુદ્ધમાં પરાજય જ મળે એમ જણાય છે. માત્ર આપની આશાથી જ હજુ અમે સમરક્ષેત્રમાં ઉભા છીએ. આપને બચાવી શકીશું તો શત્રુઓ ઉપર જય મેળવવા કરતાં પણ અમે અધિક લાભ થયેલો સમજીશું. ’

રાણાજી: “ અમર અને રત્ન ક્યા છે ? ”

ઝાલાપતિ “ યુદ્ધ કરતા સખ્ત ઘાયલ થઈ ગયા છે. શ્રી એકલિંગેશ્વરની કૃપાથી તેઓ જીવે છે, પણ સમરક્ષેત્રમાં નથી. તેઓને એકાંત સ્થળે સુરક્ષિત રાખ્યા છે. ’

રાણાજીએ નિરાશ થતાં કહ્યું : “ જો અમરના પ્રાણના બદલે જય થાત તો મ્હને આનંદ જ થાત કહો મિત્ર ઝાલારાજ ! મેવાડને ખાતર હવે મ્હારે શું કરવું ? ”

દેશભક્ત-રાજભક્ત, ઝાલારાજે મહારાણાના ચરણને સ્પર્શ કરી અશ્રુપૂર્ણ નેત્રે કહ્યુ: “મહારાણાજી ! આ દીન સેવકની અંતે એક જ પ્રાર્થના છે

તે પાછી ઠેલશો નહિ. મ્હારી પ્રાર્થના ન્યાયી કે અન્યાયી હોય તોપણ તે આ વખત લક્ષમાં લેશો નહિ ! પ્રભુ ! આપના ચરણમાં જે પ્રાર્થના કરૂં છું તે આપે માન્ય રાખવી જ પડશે. ”

મહારાણાએ ઉત્સુક નયને પુછ્યુ: “ કબૂલ છે.”

માનસિંહે કહ્યું “ મ્હારી પ્રથમ પ્રાર્થના એ જ છે કેઃ આપ નામદારે રણક્ષેત્ર ત્યાગ કરવુ, અને બીજુ એ કે હુ જે જે વ્યવસ્થા કરૂ તે સર્વ માન્ય રાખવી.”

માનસિંહની પ્રાર્થના સાંભળી મહારાણા ચમક્યા ! તેમણે કહ્યુ: “ તમારી દ્વિતીય પ્રાર્થના કબૂલ છે, પરતુ શુ તમે મ્હને જીવિત અવસ્થામાં સમરક્ષેત્ર ત્યાગ કરવાનું કહો છો ? એ કેમ બને ? પ્રાણ જતાં પણ એમ કેમ બને ? ”

માનસિંહ: “ તેમ ના કરો તો શી સ્થીતિ થાય મહારાણાજી ? મહારાણાનુ જીવન એ જ અમે મેવાડની સ્વતત્રતા સમજીએ છીએ. શુ આપ એવુ ધારો છો કે અમે મેવાડની સ્વતત્રતાનો ધ્વશ કરવા ચ્હાઈએ છીએ ? ”

મહારાણા નીચુ જોઈ વિચાર કરવા લાગ્યા. માનસિંહની માગણી સાંભળી આશ્ચર્ય સાથે તેમના હૃદયના સહસ્ત્ર કટકા થવા લાગ્યા ! રણમાંથી પાછાં ફરવુ એ તેમને જીવતા મરવા જેવું લાગ્યુ, પરંતુ શું કરવું ? ભવિષ્યમાં પણ મેવાડની સ્વતત્રતા જાળવવાની ધારણાથી તેમણે દિલગીરીને દબાવી દીધી ! પોતાના વિચારોની કળ ફેરવી દીધી !

જોત જોતામાં ઝાલારાજની આજ્ઞાથી મહારાણાનુ છત્ર, ઝાલારાજ માનસિંહના મસ્તક ઉપર વિરાજવા લાગ્યુ. માનસિંહ ચડીકાનુ નામ લઇને અનેક રાજપૂત સામન્તો સહિત, દ્વિગુણ ઉત્સાહથી સમર–સાગરમાં ઝિંપલાવી પડ્યા. માનસિંહને માથે રાજછત્ર જોઇને તેમને જ મોગલો મહારાણા પ્રતાપસિંહ ધારી, મોગલોએ ઉન્મત્ત વાઘની પેઠે તેમના ઉપર જ હુમલો કર્યો !

એ સમયે, મહારાણા પ્રતાપસિંહે એક વખત સુવિશાળ સમરક્ષેત્રની ચારે દિશામાં દષ્ટિ ફેરવી. ત્યાં તેમણે જે જોયું તે ઉપરથી તેમના નેત્રમાંથી

કેટલાંક અશ્રુબિંદુ શરીરપર ખરી પડી રક્તના પ્રવાહમાં મળી ગયાં! તેમણે ઉંડો નિઃશ્વાસ નાખી કહ્યું: "ભગવન્! એકલિંગેશ્વર! તમારી આવી જ ઇચ્છા? આ કરૂણ દ્રષ્ય જોવાની હવે શી જરૂર? જ્યારે પરાજયજ થાય છે ત્યારે હવે જીવન ધારણ કરવાથી શો લાભ? અરે! પણ આત્મઘાતથી પણ શો લાભ? જો મ્હારા પ્રાણુને બદલે મેવાડની સ્વતંત્રતાનું રક્ષણ થતું હોય તો પછી મ્હારા પ્રાણની મ્હને દરકારજ નથી! આવો! જેની ઇચ્છામા આવે તે મ્હારો વધ કરો! નહિ તો હું મ્હારી જાતેજ છાતીમા તરવાર ઘોંચી દેવા તૈયાર છું. મેવાડની ભાવી આશાનો અહિંજ અંત આવશે? ના, ના, કદી નહિ. પ્રતાપ જીવવા છતા મેવાડ પરાધીન થશે? નહિ, કદી નહિ. હું આત્મઘાત કરીશ નહિ. જ્યાં સુધી જીવન છે ત્યા સુધી મેવાડને સ્વતંત્ર કરવાનો યત્ન કરીશ. મ્હારા શરીરના તલ તલ જેટલા કટકા થશે ત્યા સુધી મેવાડને માટે યુદ્ધ કરીશ. માતૃ ભૂમિને માટે યુદ્ધ કરવુ એ તો મહાપુણ્યનુ કાર્ય છે. સ્વદેશને માટે યુદ્ધ કરવુ એ તો મહાન પવિત્ર તીર્થોની યાત્રા કરવા જેવુ મહાન પુણ્યમય કાર્ય છે! મેવાડને પરાધીન રાખીને કદી પણ મરીશ નહિ આ તરવારની પ્રતિજ્ઞા લઈને કહુ છુ કે: "માત! જન્મભૂમિ! ત્હને આવી અવદશામા રાખીને કદી પણ મરીશ નહિ! ત્હારી દુર્દશા મટાડયા પૂર્વે જો મ્હારૂં મરણ થશે તો મ્હારો આત્મા ચિરકાલ નરક સ્થાનમા પડશે. હે મહા દેવી! હે પવિત્ર જનની જન્મ ભૂમિ! મ્હને સહાય કરો મ્હને બળ આપો મ્હને સાહસ આપો! મા! મ્હારી આશા પૂર્ણ કરો!'

પ્રભુના જીવનનુ રક્ષણ કરવા માટે ઝાલારાજે જે સલાહ આપી હતી તે સિદ્ધ થઈ. ઝાલાપતિને માથે રાજછત્ર ધરાયુ એટલે તેમનેજ પ્રતાપસિંહ જાણીને અસખ્ય મોગલો તેમના પર તૂટી પડયા. એ સમયે વીર માન્નાજીએ અદ્‌ભુત વીરત્વ બતાવ્યુ. પુષ્કળ મોગલોને કાપી નાંખ્યા! પરંતુ છેવટે એ ઘોર સંગ્રામમા પ્રભુ–રાજના પ્રાણ બચાવવા માટે રાજભક્ત–દેશભક્ત–વીર-વર માનસિંહે પોતાની પ્રચણ્ડ સેના સહિત પ્રાણ ત્યાગ કર્યા! મૃત્યુ સમયે ઝાલારાજ લથડતી જીભે, અર્ધ ચૈતન્ય અવસ્થામા બોલ્યા: ' ભગવન્ એક-

લિંગેશ્વર ! પ્રતાપસિંહનુ રક્ષણ કરજો. મેવાડનું ગૌરવ અને મેવાડની સ્વતંત્રતા પુનઃ તેમને હાથેજ ઉદ્ધાર પામશે. ”

સ્વદેશ–વત્સલ, પ્રભુ પરાયણ મહાવીર ઝાલારાજનો જીવન–દીપક ઓલવાઈ ગયો ! જગતમાં ત્હેની કીર્તિ અતુલનીય છે. સમગ્ર પૃથ્વીનો ઇતિહાસ ઉથલાવતાં, આવા મહાન ઉદાર મનના દ્રષ્ટાંત અતિ અલ્પ જોવામાં આવે છે ! શિરોમાન્ય રાજાને ખાતર પોતાના પ્રાણને તુચ્છ ગણનાર ઝાલાપતિ જેવા જગતમાં ઘણા થોડાજ છે ! સ્વદેશનુ માન–ગૌરવ જાળવવાને આત્મ વિસર્જન કરનાર ઘણા થોડાજ છે ! ધન્ય રાજસ્થાન ! ધન્ય ત્હારાં વીર સતાન ! ધન્ય ત્હારાં સંતાનોની માતૃ ભક્તિ !

પ્રતાપસિંહે રણક્ષેત્રમાં વેગળેથીજ જોયુ કેઃ “ ઝાલાપતિએ મેવાડ પતિને માટે પ્રાણ વિસર્જન કર્યા છે ! પોતાના દેશના ગૌરવને ખાતર તેણે પ્રાણ દાન દીધુ છે ! મેવાડની સ્વતંત્રતા અખંડ રાખવા માટે તેણે હસતાં હસતાં આત્મત્યાગ કર્યો છે ! ” તે ક્ષણે તેમના મુખમાથી “ ધન્ય ઝાલાપતિ ! ધન્ય ત્હારી રાજભક્તિ ! ધન્ય ત્હારી દેશ ભક્તિ ! ” એવા શબ્દોચ્ચાર થઈ ગયા.

હલ્દીઘાટનુ પ્રથમ દિવસનુ ભયાનક યુદ્ધ સમાપ્ત થયું. આંસુથી છલાછલ ભરેલા નેત્રે પ્રતાપસિંહે પોતાના પ્રિય અશ્વ ચેતકને વિપરિત દિશામાં દોડવાની નિશાની કરી. એક એડી મારતાની સાથેજ તે પવન વેગે ઉડયો. મહારાણાની સાથેજ બચેલા રાજપૂત સૈનિકોએ પણ રણભૂમિનો ત્યાગ કર્યો. આ યુદ્ધનુ પરિણામ સારૂ આવ્યુ નહિ હલ્દીઘાટનુ યુદ્ધ બંધ પડયુ. દેશદ્રોહી, ઇર્ષાખોર, રાજપૂત કુલકલંક માનસિંહનો મનોરથ સિદ્ધ થયો. મોગલ છાવણીમાં જય–ઉલ્લાસ થઈ રહ્યો. આજના યુદ્ધમાં જય–પરાજય નક્કી કહી શકાય તેમ નહતું. ગૌરવ–વૃદ્ધિ અને અમરત્વ–લાભ, એજ જો વિજયનાં ચિહ્ન

ઝાલાપતિ માનસિંહના આત્મ ત્યાગની વાત મહારાણા પ્રતાપ કદી પણ ભૂલ્યા નહોતા તેજ દિવસથી ઝાલાકુળના વંશજોને મેવાડની રાજપતાકા ગ્રહણ કરવાનો હક્ક મળ્યો છે તેઓ સાન્દ્રીદેશ અને બીજી બક્ષિસનો હજુ પણ ભોગવટો કરે છે રાજધાનીમાથી બહાર નીકળતી વખતે તેમના સન્માનને ખાતર રાણાના રાજમહેલ સુધી એક ડંકો તેમની આગળ વાગે છે **લેખક.**

હોય તો હલ્દીઘાટના યુદ્ધમાં રાજપૂતોનો પરાજય થયો નથી એમજ કહેવું પડશે. ગ્રીસ દેશમા થરમોપલિની સાંકડી પહાડી–ઘાટીમાં મહાવીર લિઓનિડાસે, પોતાના તાબાના થોડા ગ્રીક સૈન્ય સાથે ઈરાનના શાહની વિરાટ સેનાને, આગળ વધતી અટકાવી, તે જ સ્થળે આત્મબલિ દઈ, જગતના ઇતિહાસમાં અમરત્વ મેળવ્યુ છે. તે પ્રમાણે હલ્દીઘાટના અસખ્ય મોગલો સ્હામે સાંકડી પહાડી–ઘાટીમા, બાવીશ હજાર રાજપૂત વીરોમાંથી ચૌદ હજાર વીરોએ અદ્ભૂત વીરત્વ અને આત્મોત્સર્ગનુ જ્વલન્ત દૃષ્ટાંત બતાવી અમર થયા છે!

આજના ભયકર યુદ્ધમા મહારાણા પ્રતાપની સાથે પ્રાણની માયા ત્યાગી, દેશને માટે યુદ્ધ કરનાર બાવીશ હજાર રાજપૂત યોદ્ધા રણભૂમિમા આવ્યા હતા તેમાંથી ચૌદ હજાર રાજપૂત વીરોએ યુદ્ધ કરતા પ્રાણ ત્યાગ કર્યા હતા અને ફક્ત આઠ હજાર રાજપૂતો બચ્યા હતા. તેમા પ્રતાપના પાંચસો આત્મીય હતા ગ્વાલિયરના રાજા રામશાહના પૂર્વજોને શહેનશાહ બાબરે ગ્વાલિયરથી હાંકી કહાડયા પછી રામશાહ પોતાના પાચસો કુટુબીજનો સાથે મેવાડમાં રાણાજીના આશ્રયમા પ્રતિપાલિત થતા હતા. રાણાજીએ તેમનો આદરસત્કાર કરી શરણાગતનો સત્કાર જ કર્યો હતો એટલુ જ નહિ પણ તેમના ભરણપોષણને માટે રાણાજી તેમને પ્રતિ દિવસ આઠ સો રૂપિયા આપતા હતા. તેથી ગ્વાલિયર પતિ રાણાજીના કાર્યના સહાય કરતા હતા આ ભયકર યુદ્ધમા પણ રામશાહ, તેનો પુત્ર ખડેરાવ અને તુવાર વશના સાઢી ત્રણ સો યોદ્ધાઓએ જીવનનુ બલિદાન દીધુ હતું. ઝાલાપતિ માનસિંહ પોતાના દોઢ સો સામન્તો સહિત મૃત્યુ મુખમા પડયા હતા! આ યુદ્ધને પરિણામે મેવાડના પ્રત્યેક કુટુબને શોકગ્રસ્ત થવુ પડ્યુ હતુ, અને પુષ્કળ સૌભાગ્યવતી વીર બાળાઓના સૌભાગ્યાલકાર, અનતકાળને માટે વિસર્જન પામ્યા હતા! આજનો દિવસ આર્યકુલની વીરતાનો એક સુપ્રસિદ્ધ દિવસ હતો. અરે! આર્ય ગૌરવના એક પવિત્ર ઉત્સવનો દિવસ હતો એમ જ કહેવું પડશે. હલ્દીઘાટનુ ભયકર યુદ્ધ અવસાન પામ્યુ કુરૂક્ષેત્રના ઇતિહાસ પ્રસિદ્ધ મહાન યુદ્ધ પછી ભારતવર્ષમા જો કોઈ પણ યુદ્ધ થયું હોય તો તે "હલ્દીઘાટ" નુ યુદ્ધ છે. કાળચક્રના નિયમ પ્રમાણે મહારાણા પ્રતાપસિંહ

અત્યારે તો મોગલની મહાન શક્તિના ધક્કાથી પાછા હટયા છે ! ઉંચેથી નીચે ગયા છે ! તોપ, બંદુક અને બીજા આગ્નેય અસ્ત્રને પ્રતાપે તથા મોગલોની ચાર-છ ગણી પ્રચંડ સેનાને પ્રતાપે રાણાજીને પાછા હઠવું પડયુ છે ! જે આશામાં ઉન્મત્ત થઇને અને હૃદયમા જે સાહસ-બળ ધારણ કરીને ભારતીય વીરો આજે સમર-ક્ષેત્રમાં એકત્ર થયા હતા તે આશા ફળિભૂત થઇ નહિ ! કાળ સૂર્યના અસ્ત સાથે આજે કાળ-મોગલોના પ્રબળ-પ્રતાપે પ્રતાપસિંહને પરાજિત કર્યા. આ સંસારમાં વિધાતાની વાસના કોણ ફેરવી શકે એમ છે ?



## પ્રકરણ ૨ જું.

### સ્વામીભક્ત અશ્વ ચૈતક.



મહા બળવાન, સુચતુર, સ્વામીભક્ત અશ્વરાજ ચૈતક, યુદ્ધ સ્થળ પરિત્યાગ કરી પ્રતાપસિંહને લઇ વાયુ વેગે કમલમીર તરફ ચાલ્યો ગયો આ સમયે મહારાણાના શરીરમાંથી રૂધિરની ધારાઓ ચાલતી હતી. શત્રુનો સંહાર કરતા કરતાં રાણાજી થાકી ગયા હતા. ચૈતકની પણ એજ દશા હતી. તેમ છતા પણ તે પોતાના પ્રભુને પીઠ પર લઇ પર્વતના વિકટ માર્ગ કાપતો ચાલ્યો જતો હતો. આ સમયે પણ રાણાજી નિશ્ચિંત નહતા તેમને ન્હાસી જતા જોઈને બે મોગલ સિપાહીઓ, ગુપ્ત રીતે તેમની પાછળ પડયા હતા તેમાંનો એક મુલ્તાની અને એક ખોરાસાની હતો તેમણે ધાર્યું હતું કે પ્રતાપસિંહનો વધ કરવાથી અકબરશાહ પાસેથી સારૂ ઇનામ મળશે. તે બન્ને ઉતાવળે ઘોડે પ્રતાપની પાછળ એક નદી પર્યંત આવી પહોંચ્યા. પ્રતાપનુ તે તરફ લક્ષ્ય નહોતું, પરંતુ રણમા થાકેલા, ઘાયલ થઇ, લોહી લુહાણ થયલા, સ્વામી-ભક્ત ચૈતકે એકે કુદકે પ્રતાપને નદીને પેલે પાર મુકયા અને શત્રુના હાથમાંથી બચાવ્યા. પાછળ પડેલા બે મોગલો તેમની પાછળ નદી પાર જઇ શક્યા નહિ. પ્રતાપને આ વખતે જે શોક લાગ્યો હતો તેનુ વર્ણન થઇ

શકે એમ નથી. શરીરપર પડેલા ઘામાંથી લોહી નિકળતું જ હતું. તેમાં તીવ્ર વેદના થતી જ હતી. તે સાથે વળી યુદ્ધનું અને સ્વદેશનું પરિણામ વિચારી ચિન્તા અને વિષાદે તેમના હૃદયને નિરાશ દુ:ખી કરી દીધું હતું. શરીર અને મન; એ બન્નેને માટે વિશ્રાંતિ લીધાની તેમને અગત્ય હતી. ચૈતકના શરીરમાં અનેક ઘા પડેલા હોવાથી રાણાજીએ તેનો વેગ ઓછો કર્યો. તેમ થવાથી પાછળ પડેલા બન્ને મોગલો રાણાજીની નજીકમાં આવી પહોચ્યા. રાણાજી વિચારમાં ચાલ્યા જતા હતા. એટલામાં પાછળથી બંદુકનો અવાજ કાને પડયો અને માતૃભાષામાંજ પાછળથી બૂમ પાડી: “ હો નીલ-ઘોડાકા અસવાર ! ”

એ શબ્દો સાંભળતાં જ પ્રતાપસિંહ ચકિત થયા અને પાછું ફરીને જોઇ મનમાં જ વિચારવા લાગ્યા: “ મ્હારી માતૃભાષામાં મ્હને કોણે બૂમ પાડી ? આ કોણ ? માતૃ સેવક કે માતૃ દ્રોહી ? હું પાછળ બે સ્વારોનાં પગલાં સાંભળતો હતો તેને બદલે હમણાં એક જ ઘોડેસ્વાર જણાય છે ! શુ કારણ હશે ? એ કોણ છે તે ઓળખી શકાતો નથી. ગમે તે હોય, જે મ્હારી નજીક આવી પહોચ્યો છે તે શત્રુ હોય કિંવા મિત્ર હોય તોપણ તેના બળની મ્હારે પરીક્ષા કરવી જોઇએ. શત્રુ હશે તોપણ અડચણ શી છે ? જગતમાં એવુ કોઇ નથી કે જે પ્રતાપના સ્હામે એકલો અસ્ત્ર ધારણ કરવા સમર્થ હોય ! ચૈતક ! હોંશિયારીમા રહેજે ! મ્હારી માતૃ ભાષામાં મ્હને બુમ પાડનાર તું કોણ છે રે ! આવ, ઝટ આવ ! શત્રુ હોય કે મિત્ર હોય, પ્રતાપસિંહ કોઇની બૂમ પાછી ઠેલતો નથી ! આવ. ત્હારા આવવાનુ કારણ કહે જોઉં વારૂ ! ”

મહારાણા પ્રતાપનો બંધુ શક્તસિંહ નજીક આવી પહોચ્યો.

શક્તસિંહ ઘણા દિવસથી પ્રતાપસિંહનો પક્ષ છોડી મોગલ શહેનશાહ અકબરના પક્ષમા ભળ્યો હતો, અને સ્વદેશના શત્રુ રૂપે મોગલોના હથિયાર રૂપ થઇ પડયો હતો. બાદશાહને પણ એટલું જ જોઇતું હતુ. બાદશાહે ભેદ નીતિ ગ્રહણ કરીને જ ઘણા રજપૂત રાજ્યોને ધર્મ ભ્રષ્ટ અને કર્મ ભ્રષ્ટ કર્યા હતા, તેમ જ તેમને તાબેદાર બનાવ્યા હતા. શક્તસિંહના આવી

મળવાથી તેમને અતિશય હર્ષ થયો હતો, કારણ કે તેમ થવાથી તેમણે જાણ્યું હતું કેઃ "પ્રતાપનું ઘર ફુટયું છે એટલે હવે પ્રતાપને નમાવતાં શી વાર?" પરંતુ મનુષ્ય કાંઈ ધારે છે ત્યારે દૈવ કાંઈ બીજું જ કરે છે! શક્તસિંહે ધાર્યું હતું કેઃ મોગલોના પ્રબળ સૈન્યની મદદથી જ્યેષ્ઠ બંધુ પ્રતાપનો વિનાશ કરી એક દિવસ મેવાડની ગાદી પ્રાપ્ત કરીશ, પરંતુ હલ્દી-ઘાટના યુદ્ધમાં મધ્ય ભાગે ઉભા રહી તેમણે જોયું કે પ્રતાપ લીલા ઘોડા પર સ્વાર થઈ ચારે તરફ ઘૂમે છે. જ્યેષ્ઠ બંધુનું અસાધારણ વીરત્વ જોઈ, શક્ત-સિંહના મનમાં તેમના પર નિર્મળ ભક્તિ ઉત્પન્ન થઈ હતી. ઘનઘોર યુદ્ધ કરવા છતાં જ્યારે જ્યેષ્ઠ બંધુને રણભૂમિમાંથી ન્હાસતા જોયા ત્યારે તેમનુ કઠોર હૃદય પીગળી ગયુ. પોતાની પાછલી શત્રુતા ભૂલી ગયા. હવે ત્હેમને સ્વકર્તવ્યનુ ભાન થયું. હૃદય માતૃપ્રેમ જાગૃત થયો. ભ્રાતા ઉપર આવી પડેલી વિપત્તિમાંથી તેમને બચાવવાની અને મદદ કરવાની ઇચ્છાથી મોગલ લશ્ક-રનો ત્યાગ કરી તેમની પાછળ પાછળ ગયો. માર્ગમાં જતાં પ્રતાપસિંહની પાછળ પડેલા બે મોગલો જોવામાં આવ્યા. તેમનો વધ કરી વીરવર શક્ત-સિંહ વડિલ બંધુની પાસે જઇ પહોંચ્યા.

પ્રતાપસિંહે તેને જોતાં જ મનમાં વિચાર્યું કેઃ "મોગલોના દાસત્વમા રહેલો શક્તસિંહ, બદલો લેવા આવે છે." રાણાજીના હૃદયમાં ક્રોધ અને અભિમાન ઉભરાઈ આવ્યું. તેમણે તરવાર ઉગામી કહ્યુંઃ "કોણ?"

શક્તસિંહે ઘોડા પરથી ઉતરી વડીલ બંધુને પ્રણામ કરી ચરણ સ્પર્શ કર્યો, અને ઉત્તર આપ્યો "મેવાડેશ્વર! વડિલ બંધુ! મ્હને ઓળખી શક્યા નહિ? આટલા દિવસમાં જ કનિષ્ઠ બંધુને ભૂલી ગયા?"

પ્રતાપસિંહે મનમાં જ વિચાર્યું કે "કપટ કુશળ મોગલોએ કંઈક પ્રપંચ જાળ પાથરી છે. યુદ્ધમાં તેમનુ કંઇ વળ્યુ નહિ ત્યારે મ્હારા જ બંધુને મ્હારી પાછળ મોકલી મ્હારો વધ કરાવવા ધાર્યું છે, પરંતુ ચિન્તા નહિ. પ્રતાપના બાહુમાં હજુ એટલુ તો બળ છે. પ્રસંગ આવે દેશના કલ્યા-ણને માટે, જાતિના મંગળને માટે, પ્રતાપ સગા ભાઈનો પણ વધ કરવાનો પવિત્ર ધર્મ ચૂકે તેમ નથી!"

તેમણે ઉત્તર દીધો: "કોણ શક્ત? ભ્રાતૃ દ્રોહી, સ્વજાતિ દ્રોહી, સ્વદેશ દ્રોહી, શક્તસિંહ? ત્હેં કયા ઉદ્દેશથી પ્રતાપસિંહનો પીછો પકડયો છે? કઈ હિમ્મતથી પ્રતાપની સ્હામે ઉભો છે? હલ્દીઘાટના યુદ્ધમાં પ્રતાપનો દેહપાત થયો નહિ તેથી શું આ નિર્જન પ્રદેશમાં પાછળ પાછળ આવી તે કાર્ય પરિપૂર્ણ કરવાની ધારણા છે? ભગવાન શ્રી એકલિંગેશ્વરની ઇચ્છા એવી જ હોય તો પ્રતાપ મરવા તૈયાર છે."

શક્તસિંહે કાનમાં આંગળીઓ ઘાલી, જીભ તળે દાંત કચડતાં કહ્યું: "શિવ! શિવ! કાન બ્હેરા થાઓ. હરિ! હરિ! પ્રતાપસિંહનો દેહપાત? એ શબ્દો જે રાજપૂતના કાનમાં પ્રવેશ કરે તેના કાન તરતજ બ્હેરા થાય એજ ઉચિત છે! બંધુ! એ શું બોલો છો?"

પ્રતાપે આંખો વિકરાળ કરીને કહ્યું: "શક્ત! ત્હારી ઇચ્છા સમજી શકાતી નથી! સત્ય કહે! શી ઇચ્છા છે? જેવું અન્ન તેવી બુદ્ધિ! તેથી જ હું એવું બોલું છું."

શક્તસિંહે બે હાથ જોડી નમ્રપણે કહ્યુ: "મેવાડેશ્વર! જ્યેષ્ઠ બંધુ! શક્તસિંહ આપનો અને રાજપૂતોનો કનિષ્ઠ ભ્રાતા છે એ સત્ય કદી પણ મિથ્યા થઈ શકે તેમ નથી, કારણ કે સત્ય એ કદી પણ મિથ્યા થઈ શકતું નથી."

પ્રતાપે કહ્યું: "તે પણ કેમ કહી શકાય? સત્ય મિથ્યા થઇ શકે છે અને મિથ્યા સત્ય થઇ શકે છે! બ્રહ્મ સત્ય અને જગત્ મિથ્યા એટલું જ આપણે હિંદુઓ જાણીએ છીએ, પરંતુ બ્રહ્મ શું અને જગત્ એ શું? બ્રહ્મ એજ જગતના રૂપમાં સાકાર રૂપે બદલાઈ ગયો છે, તેથી સત્ય એજ છેવટે મિથ્યાના રૂપમાં આવીને ઉભું રહે છે. કારણકે બ્રહ્મ સત્ય છે તે જગત્ રૂપ મિથ્યાના રૂપમાં બદલાઇ જાય છે, અને મિથ્યા જગત્ એ લૌકિક દ્રષ્ટિએ સત્ય જણાય છે. માટે જ સત્ય એ મિથ્યા અને મિથ્યા એ સત્ય થઈ શકે છે."

શક્તસિંહ: "મહારાજ! સત્ય એ કદી પણ મિથ્યા થઇ શકતું નથી, અથવા મિથ્યા એ કદી પણ સત્ય થઈ શકતું નથી. હા, સત્ય કોઈ

કોઇ વખત મિથ્યાના આવરણમાં ઢંકાઇ રહે છે અને સત્ય જ્ઞાન થતુ નથી ત્યાં સુધી મિથ્યાને સત્ય કહેવામાં આવે છે. બ્રહ્મ અને જગત્ સંબંધી આપે જે દ્રષ્ટાંત કહ્યું છે તે પણ એ સિદ્ધાંત પ્રમાણે જ છે."

પ્રતાપસિંહઃ "એવુ સિદ્ધાંત હોવા છતાં પણ લૌકિક દ્રષ્ટિએ જગત્ સત્ય એ કોઇથી ના કહી શકાશે નહિ. જો કે તાત્વિક જ્ઞાનની દ્રષ્ટિએ બ્રહ્મ સત્ય એ તો નિશ્ચયજ છે. સત્ય જ્ઞાન થતાં મિથ્યા જ્ઞાનનો નાશ થાય છે. શક્તસિંહ એ રાજપૂત અને પ્રતાપસિંહનો કનિષ્ઠ ભ્રાતા છે એ સત્ય હોવા છતાં પણ લૌકિક દ્રષ્ટિએ તે ભ્રાતૃદ્રોહી, સ્વદેશદ્રોહી, જાતિદ્રોહી અને મોગલોનાં પગરખા ઉપાડનાર—તેનો તાબેદાર—છે એ પણ ઉજ્વળ સત્ય છે! જ્યાં સુધી શક્તસિંહ, રાજપૂતોના અને પ્રતાપસિંહના કનિષ્ઠ બંધુ તરીકે પોતાની ખરી ઓળખ ના આપે અને જ્યાં સુધી એ સત્ય જ્ઞાન લોકોના મનમાં ઉદય ના પામે ત્યાં સુધી તે ભ્રાતૃદ્રોહી અને મોગલોનો તાબેદાર નથી એવુ કોણ નહિ કહે? અને એ સત્ય જ્ઞાન મિથ્યા છે એવુ કોણ સમજાવી શકશે?"

શક્તસિંહઃ "મહારાણા પ્રતાપસિંહના મનમાં, એ સત્ય જ્ઞાનનો ઉદય કરાવી આપવાને માટેજ શક્તસિંહ આજ તેમનાં ચરણમાં માથુ નમાવે છે. આજે તેણે જોયુ છે કેઃ સ્વદેશની મમતા ત્યાગ કરીને માત્ર સ્વાર્થની ઇચ્છા રાખનાર મનુષ્યો, અનેક મનુષ્યોના આત્માને કલ્પાંત કરાવે છે! આજે તેણે જોયુ છે કેઃ મોગલોનુ ગમે તેટલુ લશ્કર હોય તોપણ દેશભક્ત રાજપૂતોના બાહુબળને તે કદી પણ પ્હોંચી વળશે નહિ! આજે તેણે જોયુ છે કેઃ વીરવર મહારાણા પ્રતાપસિંહ વગર મેવાડ વિધવા સ્ત્રી જેવુ, નિરાધાર થશે! આજે તેણે જોયુ છે કેઃ ધર્મનો પ્રસાર કરવા ઘેલા બનેલા પરધર્મી મોગલો પવિત્ર આર્ય ધર્મને, આર્યધર્મના રીતરિવાજોને અને આર્ય ધર્મ પાળતી કુલકામિનાઓનાં નીતિ અને ધર્મને ભ્રષ્ટ કરશે! આજ તેણે જોયું છે કે ભ્રાતૃપ્રેમ અને દેશ પ્રેમ સિવાય સ્વર્ગ કે મોક્ષ નથી! મેવાડની અવદશા જોઇ આજે એજ શક્તના નેત્રમાંથી આંસુની ધારાઓ વહે છે! મહારાજ! એજ શક્ત મોગલોના પક્ષમાં જતાં ગયો તો ખરો પણ હવે તેને જે પશ્ચાતાપ

અને ક્લેશ થાય છે તેની હદજ નથી ! "જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી" એ તદ્દન સત્યજ છે. આપે દાર્શનિક તર્ક કરીને સત્ય મિથ્યાની મિમાંસા કરી છે પરંતુ એ કઠિન તર્કનો ત્યાગ કરી શક્ત સંક્ષેપમાંજ તે સત્યને સત્ય બતાવી આપશે અને મિથ્યાને મિથ્યા કરી આપશે. આજે તેને સત્યનુ જ્ઞાન થયું છે. અત્યાર સુધી જણાતું અસત્ય સત્ય તેની દ્રષ્ટિમાંથી દૂર થયું છે. અત્યારે દાર્શનિક મિમાંસા કરવાનો સમય કે સ્થળ નથી, કારણ કે મેવાડેશ્વર હજુ પણ આપત્તિ વગરના નથી."

પ્રતાપની ફાટેલી–ક્રોધભરી–આંખો કંઇક સંકોચાઇ. ક્રોધ કઇંક ઓછો થયો. તેમણે કહ્યું: "હું પણ તેનું કંઇક અનુમાન કરી શકું છું. પ્રતાપ, ચિર જીવન પર્યંત વિપદને આલિંગન કરશે એવી ખાત્રીજ છે. ગમે તેમ હો, તમારે આવવાનું પ્રયોજન કહો."

શક્તસિંહે નમ્રતાથી કહ્યું: "મ્હારો આવવાનો ઉદ્દેશ માત્ર મેવાડેશ્વરના ચરણની પૂજા કરવી એજ."

પ્રતાપસિંહ: "શક્ત ! શું તું મ્હારી મશ્કરી કરે છે? યાદ રાખજે કે ગમે તેમ પણ તું મ્હારો ન્હાનો ભાઈ છે. મોગલોના પક્ષમાં જવાથી શું તું મશ્કરી કરતાં શિખ્યો છે ! જીભ સંભાળ ! શક્તસિંહ, પ્રતાપસિંહના ચરણની પૂજા કરે એ તદ્દન અસમ્ભવિત !"

શક્તસિંહ: "મહારાજ ! ક્ષમા કરો, હુ આપનું હાસ્ય કરતો નથી, અને જીવન પર્યંત તેમ કરીશ પણ નહિ. આપની ખાત્રી થતી નહિ હોય પણ આપ એકાદ અસમ્ભવિત બનાવ જ્યારે નજરો નજર જોઈ શકશો ત્યારે ખાત્રી થશે. આજે હલ્દીઘાટમાં સર્વેએ જે બનાવ નજરે જોયો છે તેના કરતાં જગતમાં અન્ય કોઇ બનાવ અસમ્ભવિત કહી શકાશે નહિ."

પ્રતાપસિંહ: "હલ્દીઘાટમાં કયો અસમ્ભવિત બનાવ બન્યો છે. હું કંઈ સમજી શકતો નથી. પ્રલ્લય સમયના પ્રબળ જળ પ્રવાહ પેઠે, વિશાળ મોગલ સૈન્ય આગળ, મુઠ્ઠીભર રાજપૂતો ક્યાંય તણાઇ ગયા એજ માત્ર જાણુંછુ. અને પ્રતાપસિંહ પણ એજ પ્રવાહમાં રણ ક્ષેત્રમાથી તણાઇ ગયો !"

શક્તસિંહ: "તેમ થવા છતાં તે મુઠ્ઠીભર રાજપૂતોએ જે અદ્ભૂત

વીરત્વ બતાવી, મોગલોને ત્રાહ ત્રાહ પોકરાવી, આત્મ વિસર્જન કર્યું છે તેવું દ્રષ્ટાંત જગતમાં ભાગ્યેજ જણાશે ! તેમ થવાથી પ્રત્યેક રાજપૂતનાં હૃદય પ્રફુલ્લિત થયાં છે, અને પ્રતાપસિંહનું અતિશય સાહસ, અને વિસ્મયકારક રણકૌશલ જોઇને કોણ તેમના ચરણની પૂજા કરવા નહિ ઇચ્છે ? શક્તસિંહ, રાજપૂત અને પ્રતાપસિંહનો કનિષ્ઠ બંધુ છે. સૌથી પહેલાં તેજ તેમના ચરણની પૂજા કરવા આગળ થશે એમાં સંદેહ શો ?"

પ્રતાપસિંહઃ "હા ! જો તે જાતિદ્રોહી, સ્વદેશદ્રોહી અને ભાતૃદ્રોહી ના હોત તો સંદેહ ના રહેત. જો તેણે પરદેશી મોગલોનું દાસત્વ સ્વિકાર્યું ના હોત તો સંદેહ ના રહેત. જો તેણે ક્ષુદ્ર સ્વાર્થને માટે શૂરા રાજપૂતોનું બલિદાન આપવા જેવુ હલ્દીઘાટનુ યુદ્ધ ઉપસ્થિત ના કર્યું હોત તો સંદેહ ના રહેત !"

શક્તસિંહઃ "બંધુશ્રી ! આપ વારંવાર એ શબ્દો કહી મ્હારી છાતીમાં બળતો પશ્ચાત્તાપનો અગ્નિ ઉશ્કેરી ના આપો ! એક વખત તો મ્હે આપને કહ્યું છે કેઃ જે લૌકિક દ્રષ્ટિમાં સત્ય જણાયું છે તે હું સ્વિકારૂં છું, પરંતુ લૌકિક સત્ય મિથ્યા થઈ શકે છે. એ ઉપર પણ આપણે પ્રથમ વાદવિવાદ કરી ગયા છીએ."

પ્રતાપસિંહઃ "સત્ય જ્ઞાનનો ઉદય થતાં સત્ય તે સત્યજ માની શકાય છે પરંતુ તેની ખાત્રી શી ?"

શક્તસિંહઃ "પ્રભુ મેવાડેશ્વર ! ત્યારે આપ શક્તસિંહના હૃદયની વાત સાંભળો. મ્હે આપની સાથે વિવાદ કરીને મોગલોનો પક્ષ લીધો હતો એ ખરૂ, પરંતુ તેમ કરવાનુ કારણ એજ હતું કેઃ "હું આપને મ્હારા જેટલા જ બળવાન ધારતો હતો, પરંતુ માતૃભૂમિના રક્ષણને માટે આપની ખરા હૃદયની વ્યાકુળતાથી અને રાજપૂત વીર યોદ્ધાઓના આત્મ ત્યાગથી, મ્હારૂ મદાંધચિત્ત ઠેકાણે આવ્યુ છે. હુ આપની પાસે સત્ય કહું છું કેઃ મ્હારો સર્વ અહંકાર ઉતરી ગયો છે અને હુ આપના દાસાનુદાસને પણ યોગ્ય નથી એ હું સ્વિકારૂં છું. !"

એ શબ્દો સાંભળી પ્રતાપસિંહના હૃદયમાં ધીમે ધીમે બંધુ પ્રેમનો

અમૃત પ્રવાહ વહેવા લાગ્યો. તેમણે કહ્યું: "એમજ હતું ત્યારે તું ગુપ્ત રીતે મ્હારી પાછળ શા માટે આવ્યો? યુદ્ધમાંજ મ્હારી સાથે સામિલ થવું હતું."

શક્તસિંહ: "હા, તેનુ કારણ પણ કહુ છું. મ્હેં પ્રથમજ કહ્યું હતુ કે હજુ પણ આપ નિરાપદ નથી."

પ્રતાપસિંહ: "હજુ પણ કેમ? પ્રતાપસિંહ હમેશાં વિપત્તિની જાળમાંજ ઘેરાઈ રહેશે એ તો મ્હેં પણ ત્હને પ્રથમજ કહ્યુ છે."

શક્તસિંહ: "હુ તેવી મતલબથી કહેતો નથી. હલ્દીઘાટના યુદ્ધ પછી પણ મોગલોએ આપનો વધ કરવાનો લાગ શોધ્યો છે, અને તેઓ ગુપ્ત રીતે આપની પાછળ ફરે છે. શુ આપે આપની પાછળ ઘોડાનાં પગલાં સાંભળ્યાં નહોતાં?"

પ્રતાપ: "તે ત્હારા ઘોડાના પગલાં નહોતાં?"

શક્તસિંહ: "પાછળ કેટલા ઘોડાનાં પગલાં સંભળાય છે તે શુ આપ નક્કી કરી શક્યા નહોતા?"

પ્રતાપસિંહ: "પ્રથમ બે ઘોડાના પગલા પાછળ સંભળાતા હતાં, પરંતુ પાછળથી તો એકજ ઘોડાનાં પગલાં સંભળાતાં હતાં"

શક્તસિંહ: "પ્રથમ પગલા બે મોગલ સિપાહીઓના ઘોડાનાં હતા અને પછીથી મ્હારા ઘોડાનાં હતા."

પ્રતાપસિંહ: "તે બન્ને હમણા ક્યાં છે?"

શક્તસિંહ: "હમણાં તેમણે યમરાજના મહાલયમા શયન કર્યું છે."

પ્રતાપસિંહ: "શી રીતે?"

શક્તસિંહ: "શક્તસિંહની તરવારથી અને ભાલાથી તે બન્નેએ પ્રાણ ખોયા છે."

પ્રતાપસિંહ: "મોગલોનો બંધુ શક્તસિંહ, મોગલ સિપાહીઓના પ્રાણ લે એ વાત કેમ મનાય?"

શક્તસિંહ: "હું મોગલોનો બંધુ થયો છું એ તો ઠીક, પરંતુ આપનો કનિષ્ઠ બંધુ છું. આપણે એક માતાના ઉદરમાંથી પ્રકટ્યા છીએ. એટલે

અન્યના બહારથી ગમે તેવા બંધુ બનીએ છતાં અંતઃકરણથી તો જેણે એક જનનીના ઉદરમાં એકજ સ્થળે શયન કર્યું હોય અને જેણે એકજ સ્તનનુ પાન કર્યું હોય તેજ ખરા બંધુ કહી શકાય ! બંધુશ્રી ! યુદ્ધ ભૂમિમાંથી આપના ચાલ્યા જવા પછી બે મોગલ સિપાહીઓ આપની પાછળ પડયા હતા. મ્હેં જોયુ કે રાજપૂત કુળ ગૌરવ પ્રતાપની પાછળ તેઓ પડયા છે ત્યારે હું સ્થિર રહી શકયો નહિ. હલ્દીઘાટના રણક્ષેત્રમા આપનુ યુદ્ધ કૌશલ્ય જોઇને મ્હારો સર્વે અહંકાર ઉતરી ગયો હતો, અને આપના ઉપર અતિશય બંધુ-પ્રીતિનો ક્ષીણ પ્રવાહ ઉત્પન્ન થયો હતો. એ આપ અસમ્ભવિત માનશો નહિ."

પ્રતાપસિંહના હૃદયમાં બંધુ પ્રેમનો સુમિષ્ટ પ્રવાહ ઉછળવા લાગ્યો. તેમણે કહ્યું: "ના, શક્ત, હું તેમ ધારતો નથી. જે શક્ત, ચિર દિવસ પ્રતાપની સાથે ને સાથેજ રહેતો, જે શક્ત, બાલ્યાવસ્થામાં અને યુવાવસ્થામાં લક્ષ્મણની પેઠેજ સ્નેહસૂત્રના બંધનમા બંધાયો હતો તે બંધન, નજીવા કારણને લીધે એકાએક શિથિલ થઇ જવા છતાં, તે પવિત્ર સૂત્ર, એકાએક છિન્ન થઈ જાય એવું હુ માનતો નથી. પરંતુ શક્તસિંહ મોગલોનો દાસ થયો છે એજ ચિન્તારૂપી ચિતાએ પ્રતાપના હૃદયને હમેશાં દગ્ધ કર્યું છે !"

શક્તસિંહ: "રાણાજી ! મેવાડેશ્વર ! વડિલ બંધુ ! આ અધમ ભ્રાતાને હવે વિશેષ લજ્જા પમાડશો નહિ. જે ઉદાર ગુણવડે ચિર દિવસ આપે મ્હને ક્ષમા કરી છે તેજ પ્રમાણે આજે પણ મ્હારો ભયંકર અપરાધ ક્ષમા કરો."

પ્રતાપનુ હૃદય ઉદાર થયુ. અજ્ઞાનીને જ્ઞાનીએ ક્ષમા આપવી એજ જ્ઞાનીનુ ભૂષણ છે. પ્રતાપે એ સૂત્ર પ્રમાણે વર્તન કર્યું. તેમણે કહ્યું: "ના શક્ત, ત્હને લજ્જા પમાડવાને માટે હુ એ વાત કહેતો નથી. વાસ્તવિક રીતે, હૃદયમાં મ્હને અસહનીય કષ્ટ થતું હોવાથીજ મ્હારે કહેવુ પડયુ. ત્હારા હૃદયમાં મેવાડની કલ્યાણ–કામના જાગૃત થઇ છે એ જાણીને મ્હને અતિ આનંદ થાય છે. માતૃભૂમિ અને સ્વદેશ બંધુનુ જેણે કલ્યાણ ઇચ્છયું નથી તેનુ જીવન પશુ સમાન છે. બંધુ ! જેમ એક માતાના ગર્ભમાં આપણને દશ માસ પોષણ મળે છે, તેમ માતૃભૂમિ–માતાના ગર્ભમાંથી ઉત્પન્ન થતા

અન્ન, જળ, વડે મન અને આત્માને પોષણ મળે છે. એક જન્મદાત્રી માતાના કરતાં પણ જન્મભૂમિ–માતાનું વિશેષ મહાત્મ્ય છે. તેનું રક્ષણ કરવાથી અનેક દેશ બંધુઓના આત્માનું રક્ષણ થાય છે. તેમને આનંદ–સંતોષ મળે છે. શક્ત ! હજુ પણ ઘણું સારૂ થયુ કે તું અત્યારે પણ ત્હારૂ કર્તવ્ય સમજી શકયો છે, અને મેવાડનુ કલ્યાણ કરવા ચ્હાય છે."

શક્તસિંહઃ "બંધો ! માત્ર મેવાડનુંજ કલ્યાણ ચ્હાઉ છુ એમ નથી. આપના ચરણુની પૂજા કરવાની પણ તીવ્ર ઉત્કંઠા છે. એ ચરણમાં કાંટા ના વાગે એજ કારણથી મ્હેં બે કાંટા જડમૂળથી ઉખેડી નાંખ્યા છે, અને આ-પનો અને મ્હારો માર્ગ નિષ્કંટક કર્યો છે."

પ્રતાપસિંહઃ "ધીમે ધીમે ત્હારૂં મિથ્યા–જ્ઞાન દૂર થતું જાય છે એ હુ કબૂલ કરૂ છુ. શક્ત, ભાઇ, ત્યારે તું સત્યજ કહે છે કેઃ મોગલોનો પક્ષ છોડી તું મ્હારી પાસે આવ્યો છે ?"

શક્તસિંહે તરતજ પ્રતાપસિંહના ચરણમાં માથુ નમાવી સજળ નેત્રે. ગદ્ ગદ્ કણ્ઠે કહ્યું: "બંધુ ! મેવાડેશ્વર ! સત્યજ કહુ છુ કેઃ હું આપના ચરણની સેવા કરવા સદા તત્પરજ છુ."

પ્રતાપસિંહઃ "શક્ત ! આજે મનમાં અનેક વાતો યાદ આવે છે. આપણી બાલ્ય લીલા, આંગળી કાપીને તરવારની તે પરીક્ષા કરી હતી તે, તે દિવસે આહેરિયા રમવા ગયા ત્યાં લક્ષ્યવેધને લીધે થયેલો વિવાદ, અને કુલ પુરોહિતનુ આત્મ વિસર્જન, મેવાડનો ત્યાગ કરી તું મોગલોના પક્ષમાં ગયો તે અને આજે આપણું મળવું વગેરે અનેક પ્રસંગો નજર આગળ તરી આવે છે. તે વખતે ત્હારી જે બાલ્યમૂર્તિ જોઇ હતી તે હજુ પણ મ્હારી નજર આગળ રમતી જણાય છે. આવ, બંધુ ! એક વખત ત્હને પ્રાણ ભરીને આલિંગન કરી સંતોષ પામુ."

શક્તસિંહઃ "મેવાડેશ્વર ! વડિલ બંધુ ! આ અધમના દેહને આપ સ્પર્શ કરશો નહિ. અધમને તો આપના ચરણની રજ માથે ચ્હડાવવાનીજ આજ્ઞા કરો."

પ્રતાપસિંહના નેત્રમાં બંધુપ્રેમનાં અશ્રુ આવ્યાં. તેમણે બે હાથ

પહોળા કરી કહ્યું: "ના ભાઇ, આવ, એક વખત હ્‌ને આલિંગન દઈ જીવને સંતોષ આપું. અરે! પણ આ શું? ચૈતક આમ અચેતન કેમ જણાય છે? અમારા આ સુખ–સમ્મિલનને સમયે શુ તું મ્હારો ત્યાગ કરી જશે? આજે શક્તને મેળવી શક્યો છું પરંતુ હ્‌ને ગુમાવી બેસું છું! મ્હારા વ્હાલા ચૈતક! મ્હારો નેક, ટેક રાખનાર તુંજ છે!"

પ્રતાપસિંહે એકાએક પોતાના ચૈતક અશ્વ તરફ નજર કરતાં તેને પૃથ્વી ઉપર આડો પડેલો દીઠો. તેણે સમસ્ત દિવસ સખ્ત તડકામાં મુસાફરી હતી. તેના શરીર પર પડેલા ઘામાંથી રૂધીરની ધારાઓ વહેતી હતી, તેથી તે અત્યંત નિર્બળ થઇ ગયો હતો. તેના મુખમાંથી સફેદ ફીણના પરપોટા નિકળતા હતા. આજે પ્રતાપના પ્રિય અશ્વની મરણ–ઘટિકા નજીક આવી ઉભી હતી. પ્રતાપે તેની નજીક જઈ જોયું તો ધીમે ધીમે તેનો શ્વાસ રૂધાયલો જણાયો. તેનો દેહ કમ્પવા લાગ્યો હતો. તેના ચારે પગ લાંબા થઈ ગયા હતા. પ્રતાપસિંહે તેના મુખ સાથે મુખ રાખી કહ્યું: "મ્હારા વ્હાલા ચૈતક! શું આ અણિને સમયે તું પણ ચાલ્યો?" જાણે આ શબ્દો તેના કાનમાં ગયા હોય અને તે તેનો ઉત્તર દેતો હોય તેમ ચૈતકે પ્રતાપસિંહના સ્હામુ મુખ કરી ફાટી નજરે જોઈ એક કરૂણાજનક બરાડ પાડી. પ્રતાપ, તેની એવી શોચનીય દશા જોઈ, માથે હાથ દઈ, નિરાશ થઇ તેની બાજુમાંજ બેઠા. ચૈતકે તૃષાતુર નેત્રે પ્રતાપના સ્હામુ જોયું. આ સમયે પ્રતાપના નેત્રમાંથી આંસુની ધારાઓ વહેતી હતી. ચૈતક એ પ્રતાપની વિપદ કિંવા સંપદ, અને શાંતિ કિંવા યુદ્ધ; સર્વ અવસ્થામાં મુખ્ય સહાયક હતો. તેના વડેજ પ્રતાપને વિમલ આનંદ મળતો. કેટલીએ વખત એ ચૈતકે તેમને અપરિહાર્ય વિપત્તિમાંથી બચાવ્યા હતા. કેટલીએ વખત એ ચૈતકે તેમને જય પ્રાપ્ત કરવામાં સહાયતા કરી હતી. કેટલીએ વખત એ ચૈતકે, અન્નજળ વગર, વિશ્રામ લીધા વગર, રાત દિવસ જોયા વગર, નિરંતર તેમને એક પર્વતમાંથી અનેક પર્વતોમાં અને એક વનમાંથી અનેક વનોમા લઇ ગયો હતો! કેટલીએ વખત એ ચૈતકે, આત્મ જીવનની માયા ત્યાગ કરીને પીઠ ઉપર પ્રતાપને ધારણ કરી, અનેક ગિરિ શૃંગ ઓળંગી તેમનાં માન અને

પ્રાણ બચાવ્યા છે! જે ચૈતક સાથે હોય તે સમયે પ્રતાપસિંહે કોઇ પણ વખત પોતાને સહાયહીન જાણ્યા નહોતા. જે ચૈતકે પ્રભુને માટે ગહન વન અથવા ઉંચા અને ઉંડા વિકટ પર્વતો, ખાડીઓ અને અગ્નિ જેવી મરૂભૂમિ અથવા બન્ને કાંઠે છલાછલ જળથી ભરપૂર વિશાળ નદી જેવાં અનેક ભય-કર સ્થળોએ નિડરતાથી છલંગો મારી છે, જે ચૈતક, હાથી અથવા વાઘ, રીંછ અથવા વરૂ, ભયંકર અજગર અથવા અસ્ત્ર ધારણ કરેલી શત્રુ સેના પ્રત્યે નજર પણ કરતો નહિ, તેમનાથી કિંચિત્ પણ બ્હીતો નહિ, તેજ પ્રભુભક્ત, રાજભક્ત, ચૈતકની આજે આ દશા! હરિ, હરિ! પ્રતાપસિંહે ચૈતકનું માથુ પોતાની છાતીપર રાખ્યુ. ચૈતકને હજુ પણ કંઇક ચૈતન્ય હતું. તે પોતાના પ્રભુનો હાથ ઓળખતો હતો. તેણે ફિક્કાં નેત્રે પુનઃ એક વખત કરૂણાજનક હણહણાટ કર્યો. તેના નેત્રમાંથી પણ જળપ્રવાહ વ્હેવા લાગ્યો. તેને મરવુ ગમતું નહોતું, પરંતુ દૈવની ઇચ્છા આગળ તેનુ કેટલુ બળ? તેના નેત્રના જળ જોઇ પ્રતાપનુ હૃદય ફાટી જવા લાગ્યુ શક્ત પણ આ દ્રશ્ય જોઇ સખેદાશ્ચર્ય પામ્યો. તે વીર ચૈતકની કીર્તિ સારી પેઠે જાણતો હતો. પ્રતાપે રડતાં રડતાં કહ્યુ:—

"આજે રાજ્યશૂન્ય, ધનજનશૂન્ય થવા છતા મ્હને એટલો બધો ક્લેશ થતો નહોતો, પરંતુ ચૈતક! તુ આજે મ્હારી છાતીમાં વજ્ર–બાણ મારી ચાલ્યો જાય છે!"

રાણાજીના આ શબ્દો જાણે ચૈતકે સાંભળ્યા! તેનામાં બોલવાની શક્તિ હોત તો નિરાશ થઇ પડેલા પોતાના પ્રભુને તેણે આજે કેટલાંએ આશ્વાસન વાક્યો કહ્યા હોત! પ્રતાપસિંહ ચૈતકના મુખ સાથે પોતાનુ મુખ રાખી અશ્રુપાત કરવા લાગ્યા. અશ્વે પ્રભુનાં એક વખત દર્શન કરવા મુખ ફેરવવાનો યત્ન કર્યો. પ્રતાપસિંહ તરતજ તેની ઇચ્છા સમજ્યા અને તેના સ્હામે જઈ બેઠા. અશ્વે પુનઃ હણહણાટ ધ્વનિ કર્યો. આ સમયે તેનો દેહ થરથર કમ્પવા લાગ્યો. તેનુ મસ્તક પ્રતાપસિંહના હૃદય ઉપરથી નીચે ઢળી પડયુ! તેણે એક વખત હુંકાર ધ્વનિ કરવાનો યત્ન કર્યો પરંતુ તેમ થયુ નહિ. જીવન પર્યંત પ્રભુની સેવા કરી. પ્રભુનું કલ્યાણ કરી, આજે ચૈતકે,

પ્રભુની પાસેજ પ્રાણ ત્યાગ કર્યાં* પ્રતાપનો પ્રાણાધિક પ્રિયતમ અશ્વ પ્રાણ-શૂન્ય થયો ! એ કરૂણ દ્રષ્ય જોઇ પ્રતાપસિંહનુ હૃદય ફાટી જવા લાગ્યુ. આજે જાણે પોતાનો એક પ્રબળ સહાયક મિત્ર, કિંવા આજે એક પિતૃ-ભક્ત પુત્ર કિંવા આજેજ જાણે શુભાકાંક્ષી મંત્રીનુ મરણ થયુ હોય તેમ મહારાણાના હૃદયમાં શોક છવાઈ ગયો. તેમનુ મુખ ફિક્કું થઇ ગયુ. જગ-તમા ચૈતક તેમનો મુખ્ય સહાયક હતો. તેના મરણથી મહારાણાને અતિશય ક્લેશ થયો. તેઓ ચૈતકના પ્રાણશૂન્ય દેહ પાસે બેસી બાળકની પેઠે રોદન કરવા લાગ્યા. શક્તના નેત્રમાંથી પણ અશ્રુ પ્રવાહ વ્હેવા લાગ્યો.

પ્રતાપસિંહના વ્હાલા ઘોડાની એવી સ્થિતિ થયા પછી તેમની પાસે ઘોડો રહ્યો નહિ ! તેથી શક્તસિંહે પોતાના વડિલ ભ્રાતાને પોતાનો ઘોડો સમર્પણ કરી બંધુ પ્રેમ દર્શાવ્યો શક્તસિંહે મહારાણાને ઘણું આશ્વાસન આ-પ્યુ ત્યાર પછી શક્તસિંહે મહારાણાના ચરણની રજ લઇ પોતાને માથે ચ્હડાવી. બન્ને બંધુઓ ગાઢ આલિંગન દઈ પરસ્પર ભેટયા.

પ્રતાપસિંહે કહ્યું: "બંધુ ! ઘણે લાંબે વખતે ત્હને આલિંગન કરવાથી શરીર શીતળ થયુ. હલ્દીઘાટના યુદ્ધમાં મ્હારો પરાજય થવા છતાં આજે મ્હેં જે જય પ્રાપ્ત કર્યો છે, તે સિસોદિયાના વંશમાં ચિર સ્મરણીય થઇ રહેશે. આજનુ આપણું અપૂર્વ સમ્મીલન જાણી રાજપૂતાનાના ભાટ-ચારણો ગામે ગામ ફરીને ચિર દિવસ પર્યંત આપણાં યશોગાન ગાશે.

શક્તસિંહ: "બંધુશ્રી ! તેમ થાય એજ વાંચ્છના. આપની ઉદારતાથી શક્તસિંહ પણ અમર થઈ રહેશે."

પ્રતાપસિંહ: "શક્ત, ભાઈ, શુ તું પાછો જશે ?"

શક્તસિંહ: "જ્યેષ્ઠ બંધુ ! હજુ મ્હારૂ ત્યાંનુ કામ પરિપૂર્ણ થયું નથી. એક વખત ત્યાં જઇને સ્પષ્ટ રીતે તેમની પાસેથી રજા લઇશ, અને

---

* ઝાલોરની નજીકમાજ ચૈતક મૃત્યુ પામ્યો હતો તે સ્થળે પ્રતાપસિંહે એક વેદી બનાવી છે. તેનું નામ "ચૈતકકા ચબૂતરા" કહે છે એ ઉપરથી જોઇ શકાય છે કે "ચૈતક" પ્રતાપસિંહને અત્યંત પ્રિય હતો મેવાડમા જ્યા જ્યાં પ્રતાપસિંહનું ચિત્ર છે ત્યા ચૈતકનું ચિત્ર પણ સાથેજ જોવામા આવે છે.

સત્વર આવી આપની સેવામાં હાજર થઇશ. ચૈતક તો આપણને ત્યાગ કરી ચાલ્યો ગયો છે. આપશ્રી મ્હારા અશ્વપર સ્વાર થાઓ. આપ અત્રે વધારે વખત થોભો એ સારૂ નથી. આપના ઉપર કઇ વખતે મોગલો આફત લાવશે તે કહી શકાય નહિ."

પ્રતાપસિંહ: "પણ તું શી રીતે જશે?"

શક્તસિંહ: "પેલા ખોરાસાની અને મુલતાની મોગલોને મ્હેં વધ કર્યો છે. તેમાંનો એક અશ્વ હું લઇશ."

પ્રતાપસિંહ: "ખોરાસાની અને મુલતાની જ્યારે ત્હારે હાથે મૃત્યુ પામ્યા છે ત્યારે આજથી ત્હારૂં નામ "ખોરાસાની મુલ્તાનીકા અગ્ગલ" પાડુ છું. ત્હારા વંશજો એ નામથી જ ઓળખાશે. જા, બધુ' સત્વર પાછો આવી માતૃભૂમિના કલ્યાણ-કાર્યમાં જોડાઇ જા. મેવાડ ત્હારા મુખ સ્હામે ચાતકની પેઠે જોઈ રહ્યુ છે. પ્રતાપસિંહના જમણા હાથ સ્વરૂપ થઈ તું ત્હારા કુળનુ, મેવાડનુ, મુખ ઉજ્વળ કર. સ્વજાતિના, સ્વદેશના અને સ્વધર્મના ગૌરવનું રક્ષણ કરી, જગત્માં રાજપૂત મહિમાનો પ્રચાર કર. આવ બધુ' જેટલા દિવસ સુધી આપણે માતૃભૂમિનો ઉદ્ધાર કરી શકીએ નહિ તેટલા દિવસ આપણે કઠોરવ્રત ધારણ કરી, પર્વતોમાં અને જંગલોમાં નિવાસ કરીશું, પરંતુ મોગલોની આધીનતા કદી પણ સ્વિકારીશુ નહિ ભગવાન શ્રી એકલિંગેશ્વર આપણને સહાય કરે."

શક્તસિંહ: "આશીર્વાદ કરો બધુ, જેથી શક્તસિંહ માતૃસેવા માટે જીવન વિસર્જન કરી શકે."

પ્રતાપસિંહે શક્તસિંહ જેવા મોગલના પક્ષમાં ગયેલા દેશદ્રોહી, રાજદ્રોહી અને માતૃદ્રોહીના મુખમાંથી "માતૃસેવા" કરવાની વાત સાંભળી તે વખતે તેમના નેત્રમાંથી હર્ષનાં આસું નિકળી પડયાં. દેશભક્ત, માતૃભક્ત, શક્તસિંહ આ સમયે માથુ નમાવી બે હાથ જોડી ઉભો હતો. પ્રતાપસિંહે ગદ ગદ કણ્ઠે શક્તસિંહના માથા ઉપર જમણો હાથ મૂકી કહ્યું: "બધુ! આશિર્વાદ આપુ છુ કે ત્હારી અભિલાષા પરિપૂર્ણ થાઓ. ભગવાન એકલિંગેશ્વર તમને દેશસેવા કરવાનું અપૂર્વ બળ આપો."

શક્તસિંહે એજ ક્ષણે પોતાના માથા વડે તેમના ચરણનો સ્પર્શ કર્યો અને ચરણ રજ લઈ માથે, આંખે અને શરીરે ચોપડી. વીરવર પ્રતાપના ચરણની રજે જાણે તેના શરીરની નસેનસમાં દેશભક્તિનું લોહી વ્હેવડાવી મૂક્યું. તેના નેત્રમાં, મેવાડને માટેનું અભિમાન, રક્ત રંગે પ્રકટી નિકળ્યું. છાતીના પ્રત્યેક ધબકારામાં " મેવાડ " " મેવાડ " ના શબ્દો જાણે બોલાવા લાગ્યા. તેણે નેત્રમાં આંસુ સહિત કહ્યું: " પ્રભો ! મેવાડેશ્વર ! જ્યેષ્ઠ બંધુ ! આટલા દિવસ સુધી અજ્ઞાનતાને લીધે જ મોગલોના પક્ષમાં ગયો હતો. ક્ષુદ્ર સ્વાર્થને માટે મ્હેં દેશદ્રોહ કર્યો છે. થોડા લોભને ખાતર, નાશવંત માનને ખાતર, મ્હેં આપના સ્હામે અને મ્હારા રાજપૂત બંધુઓ સ્હામે અસ્ત્ર ઉંચક્યાં છે, પરંતુ આપનું અને રાજપૂત બંધુઓનું વીર પરાક્રમ જોઇને અને અટલ દેશભક્તિ જોઇને મ્હે મ્હારા વિચારોને ફેરવ્યા છે ! હવે મ્હે પ્રતિજ્ઞા કરી છે કે: " મ્હારી માતૃભૂમિ મેવાડની સેવા માટેજ આપના ચરણ સમક્ષ હમેશાં હાજર રહીશ અને પ્રાણાંત પર્યંત એ સેવાધર્મ બજાવીશ. બંધુ ! હમણાં તો રજા લઉં છું, પણ સત્વર આપની સેવામાં આવી પહોંચ્યો સમજજો. "

એટલુ કહી પ્રતાપસિંહને વારંવાર નમન કરતો, મનમાં પશ્ચાતાપ કરતો શક્તસિંહ ત્યાંથી ચાલ્યો ગયો. તેની પાસે અશ્વ નહતો. તેથી થોડે વેગળે ખોરાસાની મોગલ સિપાહીનો ઘોડો આમતેમ ફરતો જોતાંજ તેના ઉપર સ્વાર થઇ મોગલ છાવણી તરફ પ્રયાણ કર્યું.

---

## પ્રકરણ ૩ જું.

## નવીન તપસ્વી.



હલ્દીઘાટથી થોડે વેગળે આરાવલ્લી પર્વતના ઉંડા વિભાગની એક ગુહામાં એક તાપસાશ્રમ હતો. એ આશ્રમમાં બે કોમળ દેહ-વાળા, મનોહર વદન કાંતિવાળા, યુવાન સંન્યાસીઓ નિવાસ કરતા હતા. એ બે સંન્યાસીઓમાંના એક સંન્યાસીનો શરીર રંગ અતિ

ચમત્કારિક હતો. અન્ય સન્યાસીનો શરીર રંગ તેવો ચમત્કારિક નહતો. તેમ છતાં પણ તે સર્વાંગ સુંદર તો હતોજ. તેમની પ્રકૃતિ કોમળતાથી ભરેલી હતી. તેમની વાતચિત અતિ સુમિષ્ટ અને ધીમી જણાતી હતી. બન્ને સંન્યાસીઓના મસ્તક ઉપર જટાનો ભારો જણાતો હતો. મુખ ઉપર દાઢી અને મૂછ પણ જણાતા હતાં.

કૃમારી ઉર્મીલા પુરૂષનો વેશ ધારણ કરી હલ્દીઘાટના સમર ક્ષેત્રમાં ઉપસ્થિત થઇ હતી, તે વાંચકો સારી પેઠે જાણે છે. તેણે અતિ કષ્ટે કુમાર અમરસિંહ અને રત્નસિંહનાં ઘાયલ થયલા મડદા જેવાં શરીર, આ તપસ્વી–આશ્રમમાં લાવી મૂક્યા હતા. એ સ્થળે કુમારી ઉર્મીલા અને એ સન્યાસીઓ, ઘાયલ થયેલા એ વીર રાજકુમારોની બનતી સેવા સુશ્રુષા કરતાં હતા. અમરસિંહના શરીરે વાગેલા ઘા અતિ અસાધ્ય નહોતા. જંગલી જડી બુટ્ટી વડે થોડા સમયમાંજ તેના ઘા રૂઝાઇ ગયા, પરંતુ રત્નસિંહની અવસ્થા અતિશય ભયાનક હતી. મૃત્યુ માટેજ તે યુદ્ધમાં આવ્યો હતો. તેથી જે સ્થળે શત્રુઓના વિશેષ ઘા વાગે તેમ હતું ત્યાંજ તે ઉભો રહી શત્રુઓ સાથે યુદ્ધ કરતો હતો. તેથીજ તેને શરીરે વિશેષ ઘા વાગ્યા હતા. એ ઘામાંથી પુષ્કળ રક્તપ્રવાહ વહ્યો હોવાથી અત્યારે તેના જીવનની આશા બહુ થોડી હતી.

અમરસિંહને થોડુ આરોગ્ય પ્રાપ્ત થયુ, એટલે તરતજ તેણે રત્નસિંહની સેવા કરવા માંડી હતી. તેના શરીરે પડેલા ઘા જોઇને અમરસિંહને ચિંતા થવા લાગી. ક્યા પિતા, ક્યાં માતા, ક્યા સગાં સબંધીજનો અને ક્યાં આ પર્વતોની ગુહામા આવેલુ તપસ્વી–આશ્રમ? એવા અનેક વિચારોમાં તેમનુ ચિત્ત વિહ્વલ થઇ ઉઠયુ. ઉર્મીલાએ તેની અતિ સેવા સુશ્રુષા કરી પરંતુ એવી અવસ્થામાં ધૈર્ય રહેવુ જેમ સર્વને માટે અસમ્ભવિત હોય છે તેમ અમરને પણ થયુ. અમરને વિશેષ ચિંતા તો યુદ્ધનુ પરિણામ અને મહારાણાની સ્થિતિ જાણવાની થઇ હતી. એ વાત જાણતાંજ વીરબાળા ઉર્મીલાએ તે સમાચાર લઇ આવવાની હિમ્મત કરી અને તે સત્વર આશ્રમ બહાર ગઇ.

કુમારીના ચાલ્યા જવા પછી અમરસિંહ, પોતાનું શરીર બરોબર

સ્વસ્થ નહિ હોવા છતાં, બન્ને સન્યાસીઓના ના કહેવા છતાં, તે વારવાર રત્નસિંહની સેવા કરવા લાગ્યો અને તેને માટે અંતઃકરણમા અતિશય ખેદ કરવા લાગ્યો. સહોદર જેવા રત્નસિહના શરીરની અવસ્થા અતિ મદ જાણીને તેણે એક ઉંડો નિઃશ્વાસ નાંખી કહ્યુ: "ભગવાન્! શુ થશે?"

બે સન્યાસીઓમાંથી એક મ્હોટી વયના સન્યાસીએ કહ્યુ: "યુવરાજ! તમારૂ શરીર સારૂ નથી. તમે અત્યારે એ ચિન્તા કરશો નહિ. શું વિધાતા એટલી બધી નિર્દય છે કે આપણી અતઃકરણની પ્રાર્થના તેના કાનમાં સ્થાન મેળવી શકશે નહિ?"

અમરસિંહે જોયુ કે અન્ય નવીન સન્યાસી ગુપચુપ ઉભો રહ્યો છે, પરંતુ તેનાં નેત્રમાંથી અવિરલ ધારાઓ વડે આંસુ વહી રહ્યાં છે. એ જોઇ અમરસિહે કહ્યુ· "દેવલરાજની પાપિણી કન્યા યમુના એજ આ સત્યા-નાશનુ કારણ છે."

એ સાંભળી બન્ને સન્યાસીઓ ચમકી ઉઠયા. અમરે જોયુ કે નવીન સન્યાસી ઉત્કંઠિત અને ચચળ થઇ પડયો છે. જ્યેષ્ઠ સન્યાસીએ પૂછ્યુ: એમ કેમ કુમાર? દેવલવર રાજકન્યા વર્તમાન સર્વનાશનુ કારણ છે એ શા ઉપરથી કહો છો?"

અમરસિહે ગુસ્સાના આવેશમા જ ઉત્તર દીધો· "શા ઉપરથી? તેજ દુષ્ટાના પ્રેમમાં રત્નસિંહે આત્મ સમર્પણ કર્યું હતું. ત્યાર પછી તે પાપિણીએ પોતાની સખી દ્વારા રત્નસિહને કહાવી દીધુ છે કે· "હુ તમારી થઇશ નહિ." ત્યારથી જ મ્હારો પ્રિયબંધુ રત્નસિંહ સસાર વ્યવહારનાં પ્રત્યેક કાર્યમા ઉદાસીન થઇ પડયો છે. તેને તેનુ જીવન શૂન્યકાર ભાસે છે. ત્યારથી તે મૃત્યુની પ્રાર્થના કરે છે. એ કારણથીજ રત્નસિહની અત્યારે આ દશા થઇ છે."

નવીન સન્યાસીએ ઉંડો નિશ્વાસ નાખી ગદ્‌ગદ્ કણ્ઠે કહ્યું: "મા ભગવતિ! શું તમારૂ વચન મિથ્યા થશે?"

જ્યેષ્ઠ સન્યાસીએ નીચુ મુખ રાખી થોડીવાર સુધી કઇક વિચાર કર્યો. તેનાં બન્ને નેત્રો ઉજ્વળ થઇ ઉઠયાં. તે બોલ્યો: "ના, યુવરાજ, આપણી ભૂલ છે. થોડીવાર પ્હેલાં જ મ્હેં એ યુવકના ભૂત, ભવિષ્યતૂની

પરીક્ષા કરી જોઈ છે. એનું ચિત્ત ચિન્દિના-રાજ-તનયાના પ્રેમમાં મગ્ન થયું છે. એ કુમારી સિવાય તે અન્ય સાથે કદી પણ લગ્ન કરશે નહિ. એ શઠ છે. પ્રપંચી છે!"

અમરસિંહે ગુસ્સે ભરાઈ કહ્યુ: "તમે બ્રાહ્મણ છો, તપસ્વી છો. તેથી તમને વિશેષ કહી શકતો નથી. પરંતુ તમારાં જ્યોતિષ શાસ્ત્રોએ એવું ભવિષ્ય ભાખ્યુ હોય તો મ્હારે કહેવુંજ પડશે કે તમે જ્યોતિષ શાસ્ત્ર શિખ્યા નથી, અથવા તો જ્યોતિષ શાસ્ત્ર તદ્દન ખોટું છે! તેને અતુલ જળમાં ડૂબાવી દેવુ જોઇએ. તમે જોઈ શકો છો કે, મરણ શય્યામાં પડેલો આ વીર યુવક અને હું જૂદા જૂદા છીએ પરંતુ મહારાજ, અમારા બન્નેનાં અંતઃકરણ એક છે. હું સારી પેઠે જાણું છુ કે: એના હૃદયમાં, રાજકુમારી યમુના સિવાય અન્ય કોઈ યુવતીના પ્રેમને સ્થાન મળશે નહિ."

નવીન સન્યાસીએ પણ ઉચ્ચ અવાજે કહ્યું: "દેવી વાક્ય શું મિથ્યા કહી શકાય? હૃદય, ફાટી જાઓ."

તે ગુસ્સામાં, વેગપૂર્વક બહાર ચાલ્યો ગયો અને ત્યાં પડેલા એક મ્હોટા પત્થર ઉપર ઉંધે મ્હોડે, આડો પડી, રડવા લાગ્યો! જ્યેષ્ઠ સંન્યાસી ઉંડો નિઃશ્વાસ નાખી, કલંકિત ચિત્તે, નીચું મ્હો રાખી બેસી રહ્યો. તેના ચિત્તની એવી સ્થિતિ જોઇ અમરસિંહે પૃછ્યુ: "ભગવાન્! તમને બન્નેને અને વિશેષ રીતે નવીન સંન્યાસીને, ઘણા દિલગીર જોઉં છું એનુ કારણ શુ? આપણી વાતચિત સાથે તમારો કંઈ સંબંધ છે કે?"

સન્યાસીએ ઉત્તર દીધો: "દિલગીર? હા-અન્ય કારણને લીધે દિલગીર નથી. વીરવર રત્નસિંહની સ્થિતિ જોઇને અમે બન્ને દિલગીર થઇએ છીએ. મ્હારા નવીન બંધુ, ઘણાજ કોમળ સ્વભાવના છે. જોઉં, તે ક્યા ગયો?"

સન્યાસી ચાલ્યો ગયો. જતી વખતે અમરસિંહે જોયુ કે તેનાં નેત્રમાંથી આસુની ધારા વહે છે. તેણે વિચાર્યુ કે: "આ પ્રમાણે વ્યાકુળ થવાનુ કાંઇ સ્વતંત્ર કારણ હોવુ જોઇએ." અમરે ઉંડો નિઃશ્વાસ નાખી શયન કર્યું





## પ્રકરણ ૪ થું.

### પશ્ચાતાપ.



હલ્દીઘાટના મહા ઘનઘોર યુદ્ધ પછી ત્રીજી રાત્રે, સમરક્ષેત્ર સ્હામે, મોગલોની છાવણીમાં મહોત્સવ થઇ રહ્યો છે. સર્વત્ર થઇ રહેલો દીપકનો પ્રકાશ આંખને આંજી નાંખે છે. પ્રત્યેક તંબુની આસપાસ વૃક્ષપત્ર અને પુષ્પનાં સુંદર તોરણો બાંધી દીધાં છે. સર્વત્ર રાતા રંગની અર્ધ ચંદ્રાકાર ધ્વજાઓ પવનથી ફરફરતી મોગલ શહેનશાહનું ગૌરવગાન કરી રહી છે. રાત્રે ભોજનનો એક મ્હોટો સમારંભ થવાનો છે તેની ધામધૂમ ચાલી રહી છે. સર્વના હૃદયમાં આનંદ અને ઉત્સાહનો પ્રવાહ વહન થઇ રહ્યો છે. સર્વ ઉન્મત્ત થઇ રહ્યા છે. તે સ્થાન અત્યારે મહાન આનંદ-કોલાહલ અને ગુણગરિમા વડે અને ગર્વિત વીર પુરૂષોના શરીર વડે ભરપૂર થઇ રહ્યું છે. સર્વના મુખ ઉપર આનંદની, હાસ્યની, ગર્વની, અને ઉન્મત્તતાની છટા જણાય છે. શાહજાદા સલીમ અને સેનાપતિ માનસિંહ વગેરે ઉચ્ચ પદવીના અમલદારોના મ્હોટા તંબુઓ અત્યારે વિશેષ શણગાર્યા છે. તેની ભવ્યતા વિશેષ જણાય છે. મ્હોટાનું સર્વ મ્હોટું ! તે તંબુઓ પર દીપક પણ વિશેષ છે ત્યાં વાજીંત્રો પણ વિશેષ વાગી રહ્યા છે. ત્યાં કોલાહલ પણ વિશેષ થાય છે. ત્યાં મનુષ્યની ભીડ પણ વિશેષ જણાય છે. સર્વ અહંકારમાં ફુલ્યા છે-ફાલ્યા છે. આજે મોગલ સૈન્ય-શક્તિ સ્હામેથી મેવાડના અવટંકી મહારાણો પ્રતાપ ચાલ્યો ગયો છે. આજે સમર ભૂમિમાંથી સિસોદિયા વંશ કુલ-દીપકે પાછાં પગલાં ભર્યાં છે, એથી જ જાણે હવે સમસ્ત મેવાડ અને સમસ્ત રાજપૂત રાજાઓ મોગલોના તાબેદાર બની ગયા છે એમ માની લઇ, ગર્વમાં ઉન્મત્ત બનેલા મોગલો, અને રાજપૂત કુળકંટક માનસિંહ આદિ સર્વ

ઉન્મત્ત બન્યા છે ! સર્વ મૂછો ઉપર તાવ દઇ રહ્યા છે ! પરંતુ તે પામર જીવોને ખબર ક્યાં છે કે અહંકાર કોઈનો રહ્યો નથી અને રહેશે પણ નહિ ! ઉત્થાન અને પતન, ઉદય અને અસ્ત, સુખ અને દુઃખ, તડકો અને છાંયડો, ભરતી અને ઓટ, એ સર્વ એક એક પ્રકારની પરિસ્થિતિ છે. એ સર્વ કર્મનું ફળ છે. એ સર્વ ઇશ્વિરની કૃપા ને અવકૃપાનુ ફળ છે. એક દરિદ્રીને માર્ગમાં ભિક્ષા માગતો જોઇ, નાકનું ટીચકુ ચ્હડાવનાર ગર્વિષ્ઠ શ્રીમતને ક્યાં ખબર છે કે તેની પણ એક સમય એવી જ સ્થિતિ થવાની છે ! પ્રભુની એ લીલા રચના છે કે પ્રત્યેક વસ્તુની સ્થિતિ પરિવર્તન થયાં જ કરે ! સ્થાવર, જગમ, કોઈ પણ વસ્તુ એકજ સ્થિતિમા કદી પણ રહેતી નથી. એક સમયે એક ભિક્ષુક તે બીજે સમયે રાજા બને છે. એક સમય જે સ્થળે જળ હોય છે ત્યાં બીજે સમયે સ્થળ જણાય છે. સત્યયુગના સમયથી આજ પર્યંતના ઇતિહાસનુ અવલોકન કરનાર સુજ્ઞ મનુષ્યો તે સહજ રીતે જાણી શકશે. ત્યારે જ તેઓ નિર્ણય કરશે કેઃ અહંકાર કદી કરવો નહિ. પ્રકૃતિ પરિવર્તનશીલ છે. જો તેમ ના હોય તો તે વસ્તુઓને ગર્વ થઇ જાય અને ગર્વની ધુનમા તેમના દ્વારા મહાન અનર્થો થઈ જાય ! ગર્વિષ્ઠ મનુષ્યો અનર્થ કરે એ તેમનો સ્વાભાવિક ધર્મ જ છે તેથી જ પ્રભુએ સર્વ વસ્તુઓને પરિવર્તનશીલ સ્થિતિ આપી છે. અપરિવર્તનશીલ તો તે એક જગત્ કર્તા મહાન પ્રભુ છે. ગર્વ, લોભ, અને મદનો ત્યાગ કરી, પ્રાણી માત્રને તેના બાળક સમજી, સર્વ મનુષ્યોએ એક બીજા પ્રત્યે ભ્રાતૃભાવથી–સાત્વિકતાથી–વર્તવુ જોઈએ. એજ ધર્મ અને એજ સ્વર્ગ !

મોગલ છાવણીમા આનંદ વ્યાપી રહ્યો છે. જાણે તેમના હાથમા જ સ્વર્ગ આવી ગયુ હોય તેમ સર્વ ઉન્મત્ત બની રહ્યા છે. સર્વ, પોતપોતાના પરાક્રમને લીધે જ આજના યુદ્ધમાં જય મળ્યો છે એમ એક બીજાને કહી બતાવે છે એક મ્હોટા, લાલ બનાતવાળા તંબુમાં શાહજાદા સલીમનો નિવાસ છે. આ તંબુની બનાતમા જરી–કસબથી ભરેલી કારીગરી હોવાથી જણાઈ આવે છે કે તે કોઈ મ્હોટા મનુષ્યનો તંબુ હોવો જોઈએ ! સર્વ તંબુઓ કરતાં આ તંબુનો ગર્વ વિશેષ જણાય છે ! જાણે સર્વ તંબુનો

રાજા ! એ ભવ્ય તબુના ગર્ભમા શાહજાદા સલીમ, રાજા માનસિહ વગેરે ઉચ્ચ પદસ્થ વીર પુરૂષો બેઠા છે. ત્યાં પણ અહકારનો પ્રવાહ વહી રહ્યો છે !

શાહજાદા સલીમે કહ્યુઃ " અહા ! પ્રતાપની કેવી દુર્દશા ? તે મ્હારા પર હુમલો કરવા આવ્યો હતો પરતુ તેમ કરવુ કાંઈ સ્હેલુ હતુ ! અને તેમાં પણ આ વીર મર્દની સ્હામે થવું એ શુ એનુ કાર્ય હતું ! કેમ અમ્બરરાજ ! મ્હે તેને કેવો સપાટો બતાવ્યો ? "

અમ્બરરાજ માનસિહે તે વાતનો ઉત્તર નહિ આપતા પોતાની જ વડાઈ કરતાં કહ્યુઃ " એ સર્વ કઠિન રસ્તાઓનો હુ ભોમિયો છુ. જો તેમ ના હોત તો આ યુદ્ધમાં જય પ્રાપ્ત કરવાનું મહા કઠિન થઇ પડત !"

સલીમે પૂછ્યુઃ "શક્તસિહના કઈ સમાચાર મળ્યા કે ? કેટલાક દિવસથી તે કેમ જણાતો નથી ? ભાઇના અપમાનથી દિલગીર થઇ, નિર્જન સ્થાનમાં ભરાઈ રોદન તો કરતો નથી ? "

સલીમના મુખમાંથી આ શબ્દો બોલાતા હતા તે જ સમયે શક્તસિહે ત્યા પ્રવેશ કર્યો. તેના શબ્દો શક્તસિહે સાંભળ્યા હતા.

શક્તે ઉત્તર દીધોઃ " શાહજાદાનુ અનુમાન યથાર્થ છે. મ્હારા બધુનુ અપમાન થવાથી મ્હને અતિ શોક થયો હતો તેથી જ કેટલાક દિવસ થયા આપને મળ્યો નહોતો."

સલીમે ગર્વમાં જ મશ્કરી કરતાં કહ્યુ· " તે પરાજિત, અને રણમાંથી ન્હાસી જનાર, બળહીનને " ભાઇ " કહેતાં તમને દુઃખ થતું નથી ? "

આ શબ્દો સાંભળી શક્તસિહના મનમાંનો ક્રોધાગ્નિ ઉછળી ઉઠયો. પરતુ તે સમાવી ન્યાયની રીતે ઉત્તર આપ્યોઃ " પ્રતાપ ન્હાસી ગયા છે એ સત્ય પણ પરાજય પામ્યા નથી. હલ્દીઘાટના યુદ્ધમાં તમને જય પ્રાપ્ત થયો છે તેથી એમ ના ધારશો કે પ્રતાપ પરાજય પામ્યા છે. પ્રતાપનો પ્રતાપ ચિરકાળ પર્યંત અચળ—અમર જ રહેશે. તેમના જીવન પર્યંત તેમને કોણ પરાજિત કરી શકે એમ છે ? પ્રતાપનું બાહુબળ શાહજાદાએ રણભૂમિમાં સારી પેઠે જોઇ લીધું છે ! કારણ તેમના હુમલામાંથી તમે અકસ્માત બચી ગયા છો ! "

સલીમે હાસ્ય કરતાં કહ્યું: " પ્રતાપના જેવી એક બિચારી કીડી મ્હારૂ શુ કરી શકે એમ છે ? "

તેજ ક્ષણે શક્તસિંહે જરા જુસ્સામાં આવી જઇ ઉત્તર દીધો: " કીડી, ભયંકર કાળા સર્પનો પ્રાણ સહાર કરે છે ! ક્ષુદ્ર જીવોની મહદ્ શક્તિથી તમે અજાણ હો એમ જણાય છે. ક્ષુદ્ર મગતરૂ હાથીના પ્રાણ સંહાર કરે છે એ સાંભળ્યુ છે ? "

તેનાં નેત્રોનુ તેજ, તેના ચ્હેરાની ભવ્યતા, અને તેના શબ્દો બોલવાની ઉન્મત્ત છટા જોઇ સલીમ પણ તેના મનની કંઇક સ્થિતિ સમજ્યો. તેણે કહ્યુ: " હા, શક્તસિંહ ! એ હુ જાણું છુ. જો તમને ભય લાગતો હોય તો તમે હમણાંજ ખુશાથી તમારા બધુ પ્રતાપને જઇ મળો. "

શક્તસિંહને એટલુજ જોઇતું હતું. તેના મનની ખરી પ્રાર્થના તે મહાન પરમાત્માએ સાભળી અને તેની માતૃભૂમિની, જ્યેષ્ટ બધુની તથા જાતિબધુની સેવા કરવાની તક આપી. શક્તસિંહના મનમાં મોગલો પ્રત્યે હિસા વૃત્તિ ઉદ્દય પામી હતી, છતાં માત્ર વચનને ખાતર તે સલીમ પાસે આવ્યો હતો. હવે ત્હેને બ્હાનુ મળી ગયુ. તેણે સહજ ઉશ્કેરાયલે મુખે ઉત્તર દીધો: " શાહજાદા ! અતઃકરણમાં એજ વાસના પ્રબળ થઇ ઉઠી છે. વિચાર એટલોજ થાય છે કે: આ અધમને, આ દેશદ્રોહીને, આ રાજદ્રોહીને, આ ભ્રાતૃદ્રોહીને તે મહાપુરૂપ, પોતાના ચરણમાં સ્થાન આપશે કે કેમ ? હવે તો તેમના આશ્રયમાં, તેમના ચરણમા, અને દેશની તથા જાતિ બંધુઓની સેવામાજ જીવન વ્યતીત કરીશ જેણે દેશની અને જાતિબધુઓની સેવા કરી છે તેજ અમર થયો છે અને તેણેજ સ્વર્ગ પ્રાપ્ત કર્યુ છે એમ સમજવુ જોઇએ. તમેજ તમારા દેશની અને જાતિ ભાઇઓની કેટલી બધી સેવા કરો છો તેનો વિચાર કરો પ્રાણ જતા સુધી જાતિદ્રોહી કે દેશદ્રોહી, ધર્મદ્રોહી કે રાજદ્રોહી થવુ ના જોઇએ એજ પ્રત્યેક શાસ્ત્રનો બોધ છે. જેના રાજ્યમા સુખ શાતિ છે અને જેના રાજ્યમા પ્રજાનો ધર્મ નીતિ સચવાય છે તેજ રાજાનુ રાજ રામ રાજ્ય પેઠે દીર્ઘકાળ પર્યંત ટકી રહે છે, પરતુ જેના રાજ્યમા ધર્મને નામે જોરજુલમથી અન્ય પ્રજાને વટલાવવામાં આવે અને જેના

રાજ્યમાં પુત્રી, ભગિની અને કુલકામિનીઓનાં પતિવ્રત-ધર્મ નષ્ટ થતા હોય તેનુ રાજ થોડા સમયને માટે સમજવું ! શાહજાદા ! જેણે તમને કંઈપણ કષ્ટ આપ્યું નથી તેને તમે કષ્ટ આપો એ કેવા પ્રકારની નીતિ ? જેણે ત્હમારા ધર્મ ઉપર આઘાત કર્યો નથી તેનો ધર્મ ભ્રષ્ટ કરવાનો યત્ન કરો એ કયા પ્રકારનો ધર્મ ? જેણે તમારી પુત્રી, ભગિનીઓને પોતાનીજ પુત્રી ભગિની માની તેટલુજ માન આપ્યુ છે તેની પુત્રી ભગિનીઓ સાથે વિવાહ કરવાની ઇચ્છા રાખવી અથવા આડકતરી રીતે બળાત્કાર કરવો એ શુ મનુષ્યનુ કામ છે ? એ શું પિશાચનુ કામ નથી ? અને જેણે તમારા દેશની સુખ શાંતિ જાળવવા તમારા દેશ ઉપર ચઢાઈ કરી નથી તેના દેશ ઉપર ચઢાઈ કરી, રંક નિર્દોષ પ્રજાના અંતઃકરણમા ક્લેશાગ્નિ ઉત્પન્ન કરવો, એ શુ ધર્મ વિરૂદ્ધ કૃત્ય નથી ? કયુ ધર્મશાસ્ત્ર કહે છે કેઃ અપરાધી ના હોય તેને શિક્ષા કરવી ? મેવાડની પ્રજાએ તમારો અપરાધ કર્યો નથી છતાં તમે ત્હેને પ્રચંડ દંડ આપો છો એ કયા ધર્મની આજ્ઞા છે ? ”

ગમે તેમ પણ શાહજાદો સલીમ હજુ અજ્ઞાનજ હતો. શક્તસિંહના ઉપરોક્ત શબ્દો સાંભળી તે ઉત્તર દઈ શક્યો નહિ. સલાબત, માનસિંહ વગેરે મોગલ તથા રાજપૂત સરદારો પણ ક્ષણ વાર સ્તબ્ધ થઈ ગયા. શક્તના શબ્દોથી માનસિંહના હૃદયમા પણ દેશાભિમાન જાગ્રત થયુ, કારણ કે શક્તસિંહનુ કહેવુ સત્ય હતું, પરંતુ જેણે એક વખત ધર્મનુ ઉલ્લંઘન કર્યું છે અને જેના હૃદયમા ધર્મ, નીતિ તથા ન્યાયનો નિવાસજ નથી તેમના મુખ આગળ એવી વાતો કરવી એ નિરર્થકજ હતું. અન્ય સરદારો ચુપ રહ્યા પરંતુ ધર્મભ્રષ્ટ માનસિંહે કહ્યું: “ શક્તસિંહ ! મોગલો જે કરે છે તે યોગ્યજ છે, રાજ્ય લોભ કોણે છોડયો છે ? કૌરવ પાંડવોનો ઇતિહાસ જૂવો ! રાજ્ય લોભને ખાતર તો એ મ્હોટી જાતિ રસાતળ ગઈ ! અનરગલ દ્રવ્યનો વ્યય થઈ ગયો ! મહા ઘનઘોર યુદ્ધ થયુ ! પાણ્ડવ કૌરવો ગયા છે પણ હજુ તે મહાભારતના યુદ્ધની નિશાની કુરૂક્ષેત્ર અમર રહ્યું છે. તેનું સ્મરણ કરો. મોગલોએ શું ખોટું કર્યું છે ? ”

શક્તસિંહને વિશેષ ગુસ્સો થયો. તેણે રાતાં નેત્ર કરી કહ્યું: “ માન-

સિંહજી! આપના વિના મોગલોના પક્ષમાં કોણ બોલે? અસત્યને સત્ય કોણ ઠેરવે? અધર્મને ધર્મ કોણ કહે? અનીતિને નીતિ કોણ કહે? વેશ્યાને સતી કોણ કહે? સત્ય છે! તમે મોગલોને કન્યા આપી ધર્મ કર્મ ભ્રષ્ટ થયા એટલે હવે સમસ્ત રાજપૂત જાતિ ધર્મ કર્મ ભ્રષ્ટ થઇ કેમ? મહારાજ! થોડા સ્વાર્થને ખાતર તમે જે મહાપાપ કર્યું છે અને સમસ્ત રાજપૂત જાતિને મસ્તકે કલંક ચ્હડાવ્યુ છે તેને માટે એક દિવસ તમને અને તમારા ભવિષ્યના વંશજોને અવશ્ય પશ્ચાતાપ થશે! હમણાં તો તમારૂ અને મેવાડનુ ગૌરવ વેચી સેનાપતિની પદવી પામ્યા છો, હમણાં તો સિંહાસન વેચીને સામાન્ય ગાદી સ્વિકારી છે, પરંતુ વખત આવ્યે જણાશે! ગમે તેમ પણ એ પરદેશીઓ છે. આ દેશના ધનરત્ન લઇ પોતાના દેશમાં ચાલ્યા જશે એ યાદ રાખજો, અને તમે? તે વખતે તમે આ દેશમા ચિર કલંક સ્વરૂપ થઈ પડશો! તમારી અધમ નીતિને લીધે તમારા ભાવિ વંશજોને કલંકના માઠાં ફળ ભોગવવાં પડશે. એ કલંક કદી પણ ભૂસાશે નહિ!"

માનસિંહને ઘણો ક્રોધ ચ્હડયો પણ શું કરે? તે જાણતો હતો કે શક્તસિંહ પોતાના સગા ભાઇનો ત્યાગ કરી અહિં આવ્યો છે તેનું કારણ તેનો ક્રોધજ છે. માનસિંહે શરમાઇ નીચુ જોયુ આજનો આનંદ ત્હેના ચ્હેરા પરથી એકા એક લુપ્ત થઈ ગયો. શક્તસિંહે ફિરકેરાયસે ચ્હેરેજ કહ્યું: "શાહજાદા! તમારા ખોરાસાની અને મુલ્તાની ઘોડેસ્વાર ગુપ્ત રીતે મ્હારા બંધુ રાણા પ્રતાપની હત્યા કરવા તેમની પાછળ જતા હતા. તેમને મ્હેંજ ઠાર કર્યા છે, અને મેવાડના ઉજ્વળ રત્ન, મહાન વીર રાજેશ્વરને બચાવ્યા છે. જેને માથે સમસ્ત મેવાડના અને સમસ્ત રાજપૂત જાતિના સુખ ગૌરવનો આધાર છે, તેને મદદ કરવી, તેની સેવા કરવી, એજ મ્હારૂ કર્તવ્ય છે. તમે હલ્દીઘાટના યુદ્ધમાં વિજય મેળવ્યો છે, પરંતુ પ્રતાપસિંહ પર વિજય મેળવ્યો નથી! જ્યા સુધી પ્રતાપ જીવે છે ત્યા સુધી તમને સંપૂર્ણ જય કદી પણ મળશે નહિ. વિધાતા જો પ્રતાપનો પરાજય કરશે તોજ મેવાડ જય કરવાની તમારી વાસના પરિપૂર્ણ થશે. બસ, હવે હું આપની આજ્ઞા પ્રમાણે મ્હારા જયેષ્ઠ બંધુના આશ્રયમાં જવા રજા લઉં છું."

તેણે સલીમને સલામ કરી અને મહારાજ માનસિંહને નમસ્કાર કરી જવાની તૈયારી કરી. માનસિંહે તેને જરા ઉસ્કેરતાં કહ્યુ: "મૂર્ખ! અજ્ઞાન બાળક! કોના ઉપર આટલુ બધુ અભિમાન કરે છે? જેણે તને લાત મારી કાઢી મૂક્યો હતો, જેણે ત્હારૂં અપમાન કરી દેશદ્રોહી કહ્યો હતો, તેના આશ્રયમાં જાય છે? તેના કરતાં તો મરણ હજારગણું સારૂ. ઉદાર ચિત્તના મોગલ બાદશાહે ત્હારી નઠારી સ્થિતિ વખતે ત્હને આશ્રય આપ્યો, માન આપ્યુ, અરે, પેટ માટે અન્ન અને શરીર માટે વસ્ત્ર આપ્યાં, ઉચ્ચ પદવી આપી તેનેજ છોડી જવાની ઇચ્છા! એના જેવો નિમકહરામ અન્ય કોણ હોઈ શકે? રાજપૂતો નિમકહલાલ કહેવાય છે તે ઉપર આજે પાણી ફરી વળ્યુ! જરા વિચાર તો ખરો, તું કોને શરણે જાય છે?"

શક્તસિંહે હસતા હસતા ઉત્તર દીધો: "મહારાજ માનસિંહ! તમારૂ કહેવુ કંઇક સત્ય છે પરંતુ જેણે મ્હને લાત મારી, અપમાન કરી કહાડી મૂક્યો છે તે મ્હારો સહોદર બંધુ છે સમજ્યા! તે જ્યેષ્ઠ છે. હુ કનિષ્ઠ છું. અમે એક પિતાના પુત્રો છીએ, એક માતાના પેટમાં પાક્યા છીએ, અને છેવટે રાજપૂત છીએ. સગપણ વેગળુ મુકીએ તોપણ જાતિનુ અભિમાન હોવું જોઇએ. તેમણે જે કર્યું તે ન્યાય અને ધર્મની આજ્ઞા પ્રમાણે હતું. મ્હારે તે સમયે તે સહન કરવુ જોઇતું હતું. મ્હારે નીચે મસ્તકે તેમની આજ્ઞાનું પાલન કરવુ જોઇતું હતું. જ્યેષ્ઠ બધુ તાપમાં ઉભો રાખી, ભૂખે તરસે પ્રાણ કાઢી નાંખે તોપણ તે કનિષ્ઠ બંધુએ સહન કરવુ જોઇએ. આર્યોના ધર્મશાસ્ત્રમાં ડગલે ડગલે એવોજ ઉપદેશ ભર્યો છે. એ ઉપદેશનું મ્હેં ઉલ્લંઘન કર્યું હતું તેથી હવે મ્હને પસ્તાવો થાય છે. એ પાપનુ મ્હારે પ્રાયશ્ચિત્ત કરવુ પડશે. બધુત્વનો પ્રશ્ન એક બાજુએ મૂકીએ અને પ્રતાપને સ્થળે કોઇ સામાન્ય રાજપૂતે મ્હારૂ અપમાન કર્યું હોય તો તેથી શુ? તેથી મ્હારે સમસ્ત મેવાડને મોગલોના હાથમા પરતંત્ર કરવુ? તેમણે મ્હને એક વ્યક્તિને દુઃખ આપ્યુ તો તેથી શુ મ્હારે સમસ્ત રાજપૂત પ્રજાને દુઃખમાં નાંખવી? વ્યક્તિગત્ પ્રશ્નને અને સમષ્ટિગત્ પ્રશ્નને શો સંબંધ? એકે અપમાન આપ્યું તો તેની શિક્ષા તે એકનેજ આપવી જોઇએ. અનેકને શિક્ષા

આપવી એ નરપિશાચનુંજ કાર્ય કહેવાય ! હું જેના આશ્રયમાં જાઉં છું તે અપાર દુઃખ સહન કરીને પણ સમસ્ત મેવાડની પ્રજાને સુખ આપવાના પવિત્ર કાર્યમાં મચ્યા છે. તે મહાપુરૂષના આશ્રયમાં જતા મ્હને અતિ આનંદજ થાય છે ! મ્હને લેશ પણ શરમ લાગતી નથી. શરમ તો તમને લાગવી જોઇએ કે રાજપુતોના—આર્યોના—વંશપરંપરાથી ચાલતા આવેલા નિયમનું ઉલ્લંઘન કરી તમારી ભગિની—પુત્રીઓ તમે મોગલોને સમર્પણ કરી છે ! જે કુલકામિનીઓ શ્રી શંકરનું પૂજન અર્ચન કરતી અને વારંવાર "હર હર મહાદેવ" કહેતી તેને બિચારીઓને "અલ્લા, ખુદા" કહેતી બનાવી છે. જે બિચારી માંસની સહજ દુર્ગંધ આવતા દોટ ગાઉ વેગળે ન્હાસતી તેને માંસના લોચા, કબાબ, સમોસા ખાતી—ધર્મ ભ્રષ્ટ—બનાવી છે ! જે યવનોનો સ્પર્શ થતા સ્નાન કરી ગંગાજળ પાન કરતી તેને મોગલોની પત્ની બનાવી તેમના પલંગમા શયન કરાવ્યું છે ! અન્ય આર્ય જાતિમાં તમે કન્યાઓ પરણાવી હોત તો તમને આટલું કલંક ના લાગત. આ તો જેઓ તમારા ધર્મ અને દેશના શત્રુ છે તેનેજ તમે કન્યા આપી મહાન પાતક કર્યું છે ! તમે તેના સાળા બની સેનાપતિની પદવી મેળવી છે, એ શું તમારે માટે ગૌરવ ભરેલું છે ? તમે સ્વતંત્ર રાજા હતા તે ગૌરવનું ભાન ભૂલી, સ્વતંત્રતા વેચી, સેનાપતિ બનવામા શું વિશેષ માન છે ? ધિક્ક તમારી બુદ્ધિને ! પ્રતાપ રાણાનો ભાઇ, તમારા વિચારને પ્રાણાંતે અનુમોદન આપે તેમ નથી તમારા વિચાર તમનેજ શોભે !"

શક્તસિંહનું મુખ આ સમયે એટલું રાતું ચોળ થઇ ગયું હતું અને નેત્રોમાથી એવો અગ્નિ વરસતો હતો કે જેથી માનસિંહ કે સલીમ, કોઈ તેના સ્હામે જોવાની હિમ્મત કરી શક્યા નહોતા શક્તસિંહ પણ પ્રતાપના જેવો પ્રતાપી હતો. તેના બાહુમા પણ અપૂર્વ બળ હતું. તેથી તેને કોઇ તે સમયે છેડી શક્યું નહિ. માનસિંહ લજ્જાને મારે નીચું જોઇ રહ્યો હતો. મધ્યરાત્રિનો સમય હતો. શક્તસિંહ વિશેષ બોલ્યા સિવાયજ ત્યાંથી ચાલ્યો ગયો અને ઘોડેસ્વાર થઈ છાવણી બહાર નિકળી ગયો.



# પ્રકરણ ૫ મું.

## વિવાદનું સમાધાન.

ત્રણ દિવસ પછી કુમાર રત્નસિંહની અવસ્થા તદન મંદ થઇ ગઈ. તે એક દિવસ પણ જીવશે એવી આશા નહતી. અમરસિંહ તદન શાંત થઇ ગયા હતા. અમર અને કુમારી ઉર્મિલા નિરન્તર પ્રિયબંધુની પાસે બેસી અશ્રુપાત કરી રહ્યાં છે માર્ગમાં મોગલ શત્રુઓ છુપાઈ રહેલા હોવાથી અને કેટલાક પ્રકટ રૂપે ફરતા હોવાથી અન્ય કોઈ આત્મીય સ્વજન તે સ્થળે આવે એવો સંભવ નહતો. કુમારી ઉર્મિલાએ, ઉભય કુમારને તદ્દન આરામ થયો છે, અને નિરાપદ સ્થાને છે એમ કહી સર્વને આશ્વાસન આપ્યું છે ખરૂ, પરંતુ વિપદનું પરિમાણ તે પોતે તો જાણતીજ હતી, તેથી તે શાંત રહી શકી નહિ. અરણ્યના અનેક વિકટ માર્ગ પસાર કરી સત્વર ત્યાં એક દિવસમાંજ આવી પહોંચી. એ નિઃસહાય સ્થળમાં તેજ એક ચિકિત્સક હતી. તેજ વૈદ્યરાણી હતી ! બાલ્યાવસ્થાથીજ વનલતા અને વનસ્પતિના મૂળ, પત્ર, પુષ્પ અને ફળના ગુણ અવગુણ જાણવાનો તેને અભ્યાસ હતો, અને સાધારણ અભ્યાસ કરતાં કરતાં તેણે એ બાબતમાં ધારવા કરતાં વિશેષ જ્ઞાન મેળવ્યું હતું. તેની ઔષધીના ઉપચાર કરવાથી રત્નસિંહના શરીર પર પડેલા ઘામાંથી સ્રાવ બંધ પડી રૂઝાયા હતા, પરંતુ ઘા રૂઝાવાથી શું વળે ? જીવન-શક્તિ કોણ પ્રેરી શકે એમ છે ? ઘામાંથી જે પ્રબળ રક્ત પ્રવાહ વહ્યો હતો તેને લીધે અતિશય નબળાઈ આવી હતી, અને તેથીજ જીવન તત્વ ઓછું થઇ ગયું હતું. મૃત્યુ સમયે ઝીણો તાવ આવે છે તેવો તાવ તેને આવતો હતો. એ તાવ સમયે મનુષ્યને સન્નિપાત-બહુ બકવાદ-થાય છે તેમ પણ થયું છે. એવી

સ્થિતિ વખતે મનુષ્યની નાડી ત્વરિત ગતિએ દોડે છે અને અસ્થિર હોય છે તેમ પણ તેને થયું છે!

બન્ને સંન્યાસીઓ અતિશય સેવા કરી રહ્યા છે. તેઓ ઉર્મિલાની આજ્ઞા પ્રમાણે સેવા કરવામાં કચાશ રાખતા નથી. રત્નસિંહ બકે છેઃ– "યમુના! આ હલ્દીઘાટ! પાપિણી–મરૂ હું!"

અમરસિંહે રત્નસિંહના મ્હામે મુખ રાખી ઉચ્ચ સ્વરે કહ્યું "બંધુ રત્ન! ભય શો ભાઈ? હમણાંજ તુ સાજો થઇ જશે. ચિંતા કરીશ નહિ!"

થોડી વારે ફાટેલે નેત્રે રત્નસિંહ બોલી ઉઠયોઃ "મહારાણા! મે–વા–ડ આઃ યમુ–ના ચાલ્યો?!"

રત્નસિંહની એવી અવસ્થા હતી. બન્ને સંન્યાનીઓની પણ એવીજ દશા હતી. તેમાં નવીન સન્યાસીની અવસ્થા બહુ ભયાનક હતી! તે કમ્પતો કમ્પતો રડતો ગુહાની બહાર નિકળી ગયો. બહાર જતાં જતા બોલ્યો "અરે રે! પ્રથમ કેમ પુછ્યુ નહિ! હવે જીવીને શુ કરવુ છે?"

નવીન સંન્યાસી બહાર ગયો એટલે જ્યેષ્ઠ સન્યાસી તેની પાછળ ગયો. તેણે જોયુ કે પોતાનો ન્હાનો બંધુ ગિરિશિખર પરથી નીચે પડી પ્રાણ ત્યાગ કરવાની તૈયારીમા છે. જ્યેષ્ઠ સન્યાસીએ તેને ઘણુ સમજાવ્યો અને અતિ કષ્ટે તેને તે કામમાથી બચાવ્યો. નવીન સન્યાસી મૂર્ચ્છિત થઈ પર્વતના પત્થર ઉપર પછાડ ખાઈ પડયો!

બુદ્ધિમાન ઉર્મિલા, બન્ને સન્યાસીઓની તપાસ કરવા તેમની પાછળ ગઇ. ત્યાં નવીન સન્યાસીને મૂર્ચ્છિત થયેલો જોઇ તેની સેવા કરવામા ગુંથાઇ. જ્યેષ્ઠ સંન્યાસીએ ઉર્મિલાને સમજાવ્યુ કેઃ "તેનો ન્હાનો બંધુ અતિ કોમળ સ્વભાવનો અને કરૂણ હૃદયનો છે. રત્નસિંહની માંદગી જોઇને તેના હૃદયમાં અતિશય ખેદ થયો છે તેથી જ તેને મૂર્ચ્છા થઇ છે!" ઉર્મિલાએ પોતાનો કોમળ કર તેના કપાળ ઉપર ફેરવવા માંડયો. મૂર્ચ્છિતને સાન્ત્વન આપવાનો યત્ન કર્યો, પરંતુ તે સમયે તેના હૃદયની જે સ્થિતિ હતી તે સાન્ત્વનથી શાંત થાય તેમ નહતું. તેની એવી સ્થિતિ જોઇ ઉર્મિલા પણ વિસ્મય પામી. સન્યાસીનુ દેવ–દુર્લભ હૃદય જોઇને તેને તેનાપર અંતઃકરણ-

પૂર્વક ભક્તિ અને શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તેણે તેને ઘણો બોધ આપ્યો અને તેને એમ પણ સમજાવ્યું કે: "રત્નસિંહની સેવા કરવામાં વિઘ્ન થશે તો નિશ્ચય તેના જીવન માટે જે કાંઇ થોડો ભરોંસો છે તે પણ નષ્ટ થશે." એવાં અનેક કારણો સમજાવી પુનઃ તેને લઈ ગુહામાં પ્રવેશ કર્યો.

તેઓએ ગુહામાં જઇ રત્નસિંહના શબ્દો સાંભળ્યાઃ—"ઓઃ ! પ્રેમ ! ધિક્ ! યમુના—આઃ તું ક્યાં છે?

ઉર્મિલાએ પૂછ્યુઃ "હમણાં કેમ છે?"

અમરસિંહે ઉત્તર દીધોઃ "છે તેમનુ તેમ જ છે. વાતચિત કરતાં જીભ હમણાં વધારે લથડાય છે." ઉર્મિલા રત્નસિંહજી પાસે બેઠી. નવીન સંન્યાસી રત્નસિંહના ચરણ આગળ અને જ્યેષ્ઠ તેના મસ્તક પાસે બેઠો.

અમરસિંહે કહ્યુંઃ "કોઇ પણ વાતમાં યમુનાનુ નામ નહિ હોય એમ નથી. યમુનાએ જ સત્યાનાશ વાળ્યુ છે."

ઉર્મિલાઃ "કોઇ પણ યત્ને યમુનાને આ સમયે અહિ લાવીએ તો કુમારનુ શરીર કદાચ સારૂ થાય."

અમરસિંહઃ "યમુના ! પાપિણી યમુના ! તે વિશ્વાસઘાતિની, તે સર્વ નાશકારિણી અહિ આવે શા માટે? આવવાથી શો ફાયદો થશે? તેને જોતાં જ રાજકુમારને વિશેષ ક્રોધ અને વિશેષ કલેશ થશે જેથી એનો વ્યાધિ ઉલટો વધશે અને એની સ્થિતિ ઉલટી ભયકર થઇ પડશે !"

નવીન સન્યાસીએ કહ્યુ. "યુવરાજ ! યમુના સંબંધી તમારા વિચારો સત્ય નથી. તમે તેના હૃદયની વાત જાણુતા નથી. જ્યાં સુધી આપણને કોઇનો સારી પેઠે પરિચય ન હોય ત્યાં સુધી ત્હેના સબંધી એકદમ અભિ-પ્રાય આપવો એ અયોગ્ય જ ! તમે બુદ્ધિમાન પુરૂષ છો. રાજકુમાર છો. કોઈને માટે પણ એકદમ અભિપ્રાય આપો એ રાજનીતિ ન કહેવાય. મ્હને ખાત્રી છે કે દેવલવરરાજ કુમારી પ્રપંચ કોને કહે છે, વિશ્વાસઘાત કોને કહે છે તે જાણતી નથી!"

અમરસિંહે ઉત્તર દીધોઃ "મ્હારી વાતનું પ્રમાણ આ મરણ શય્યામાં પડેલો રત્નસિંહ."

નવીન સંન્યાસીઃ "યુવરાજ, હુ જે કહું તે સત્યજ માનજો. યમુનાએ પોતાનો દેહ, મન, પ્રાણ, સર્વ રત્નસિંહને સમર્પણ કર્યું છે. ભગવાનની ઇચ્છાથી જો રત્નસિંહનો દેહ આ જગતમાં નહિ હોય તો યમુના એક ક્ષણ પણ આ જગતમા રહેશે નહિ એ સત્ય માનજો.'

અરમસિંહે નવીન સન્યાસીના સ્હામુ જોઈ કહ્યુ: "દેવ! તમારાં વચનો કોઇ કોઇ સમયે અસત્ય ઠરે છે તે હુ પ્રથમથીજ જાણું છુ." પછી દ્વિતીય સન્યાસી મ્હામે જોઇ કહ્યુ. "મહારાજ, તમે કદાચ દેવલવર રાજકન્યાને ઓળખતા નહિ હોવ."

નવીન સન્યાસીઃ "યુવરાજ! તમે રત્નસિંહને મુખેથી યમુનાનો સ્વભાવ જાણ્યો હશે, તેથી કદાચ તમને ગુસ્સે થવાનુ કારણ મળ્યુ હશે. સત્ય છે કે હત-ભાગિની યુમના, આ સર્વનાશનુ કારણ છે, પરતુ હુ સારી પેઠે જાણુ છુ કેઃ યમુનાએ જાણી જોઇને કાંઈ અપરાધ કર્યો નથી. તે નિરપરાધી છે હુ જે જાણું છુ તેજ કહુ છું સાભળો યુવરાજ, ત્યાર પછી યોગ્ય વિચાર કરજો."

એટલુ કહીને સન્યાસીએ દેવીનું વાક્ય, મહારાણીની દાસીનુ વાક્ય, કુમાર સાથે યમુનાનો મેળાપ, યમુનાનો ઉત્તર, યમુનાની બ્હેનપણીની વાત, વગેરે સર્વ કહી સભળાવ્યુ. ત્યાર પછી કહ્યુ: 'મ્હે જે કહ્યુ છે તેજ સત્ય છે તમારો અભિપ્રાય શો છે તે કહો હવે"

ઉર્મિલાએ કહ્યુ: "તમારી વાત સપૂર્ણ સત્ય હોય એમ જણાય છે. અને અનુમાન થાય છે કે. બન્ને પક્ષ, વિના કારણે સદેહને વશ થઇ સર્વનાશ કરવા બેઠા છે"

અમરસિંહે કહ્યુ: "હાય! આ બધી વાત પ્રથમથી કેમ કહી નહિ? આજ રત્નસિંહ અચેતન થઈ પડયો છે. હવે એ વાત એના કાનમા રેડવાનો કોઈ ઉપાય નથી."

ઉર્મિલા "યુવરાજ! એક વખત યમુનાને આ સ્થળે લાવવાનો યત્ન કરવો જોઇએ. તેમ કરવાથી કદાચ કુમારને ચૈતન્ય થાય ખરૂ. કુમાર જેના ઉપર સંદેહ લાવે છે તેજ યમુના આવી કુમારને આશ્વાસન આપે

તો ચિત્ત ઠેકાણે આવે ખરૂ. કુમારીને મુખેથી સત્ય વાત સાભળતા કુમારનો સદેહ દૂર થશે, અને તેના ઉપર વિશ્વાસ ઉત્પન્ન થતાં મન પ્રફુલ્લિત થશે એમ હુ ધારૂં છુ. કુમારને સન્નિપાત થઇ ગયો છે એટલે કદાચ ચૈતન્ય ન આવે તોપણ આ છેલ્લી ઘડીએ એ બન્ને પ્રેમીનાં ચાર નેત્રો અને બે હૃદય એકત્ર થવાં જોઇએ. તેમ થવાથી બન્નેને સતોષ–સુખ પ્રાપ્ત થશે."

અમરસિંહ ચિંતાતુર ચ્હેરેજ બોલ્યો: "કુમારી ! તમારી સલાહ અતિ ઉત્તમ છે, પરંતુ એ કામ શી રીતે પાર પડે ? ક્યાં દેવલવર અને ક્યાં હલ્દીઘાટ ? વળી માર્ગમાં શત્રુઓ જ્યાં ત્યાં ફરતા ફરે છે."

સંન્યાસી: "યુવરાજની ઇચ્છા હોય તો એ કાર્ય હું સહજ વારમા કરી શકીશ."

અમરસિંહ: "ભગવન્ ! ત્યારે વિલબ શા માટે કરો છો ? ત્વરા કરો. મહદ્ ઉપકાર કરો."

અમરસિહના મુખના શબ્દો પૂરા થતાં ન થતાં તો નવીન સન્યાસીએ માથા પરથી બનાવટી જટાનો ભારો વેગળો ફેંકયો. શરીર ઉપરથી ભગવાં પુરૂષ વસ્ત્રો ઉતારી નાંખ્યા અને માત્ર એક વસ્ત્રજ પ્હેરી કહ્યુ: "જૂઓ, આ અભાગિની યમુના હોય કે ?"

તરતજ તેણે રત્નસિંહના બે ચરણ પકડી હૃદય સાથે દબાવતાં કહ્યુ: "લજ્જા કેવી ? સકોચ કેવો ? મ્હારા પ્રાણના પ્રાણ, હૃદયના હૃદય ! દાસી તમારા ચરણનો આશ્રય લે છે. જીવનમાં કિવા મરણ પામતા, આ હૃદય તમારા ચરણનો ક્ષણ વારને માટે પણ ત્યાગ કરશે નહિ. આ દાસી મૃત્યુને માટે ભય પામતી નથી. મરણ પછી એક એવુ શાંત જીવન પ્રાપ્ત થશે કે જ્યા જરા–મરણનો પ્રવેશ થશે નહિ. જ્યા સદેહની સત્તા નથી."

ઉર્મિલા અને અમરસિહ પ્રથમ અતિ આશ્ચર્ય પામ્યા, પરતુ પછીથી આસુની અવિરલ ધારા વર્ષાવવા લાગ્યા. રત્નસિહે બૂમ પાડી કહ્યું: "યમુના ક્યા છે ? પ્રેમ એ શું બાળકોની રમત છે ?"

તત્ક્ષણે યમુના રત્નસિહની સ્હામે જઈ બેઠી. તેણે કહ્યું. 'હૃદયેશ્વર ! દાસી આપના ચરણમાજ છે. મ્હારી ભૂલ માટે મ્હને ક્ષમા કરો."

રત્નસિંહે એક વખત નેત્ર ઉઘાડી જોયું. વળી પાછાં ચક્ષુ બંધ થયાં. અમરસિંહે નાડી જોઈ કહ્યું: "સારૂ થતું હોય એમ જણાતુ નથી. નાડીનુ ઠેકાણુ નથી."

ઉર્મિલાએ રત્નસિંહની પાસે જઈ કહ્યું: "કુમાર! યમુના દેવી આવ્યા છે."

રત્નસિંહ એકાએક નેત્ર ઉઘાડી તેના સ્હામુ જોઈ બોલી ઉઠયો: "સ્વપ્ન–યમુના–તું કોણ?"

યમુનાએ તેને માથે કોમળ કર ફેરવતા કહ્યું: "નાથ, હુ અપરાધી, દાસી, યમુના."

રત્નસિંહ સ્થિર નેત્રે બોલ્યો "ય–મુ–ના—ઓ પ્ર–પં–ચ! ઓઃ"

એટલુ કહી તેણે પુનઃ નેત્રો બંધ કર્યા. જ્યેષ્ઠ સન્યાસીએ આ વખતે પોતાની બનાવટી જટા અને પુરૂષ વસ્ત્રો વેગળાં મૂકી દીધાં. તે યમુનાની સખી કુસુમ હતી, તે દિલગીર થતી બોલી "આ તો હિત કરતાં વિપરીત થયુ!"

ઉર્મિલા બોલીઃ "સત્વર શુભ ફળ પ્રાપ્ત થશે વાતચીત કરવામા કંઇક જ્ઞાન જણાય છે. એ જ શુભ ચિહ્ન."

રત્નસિંહે નેત્ર ઉઘાડી જોયુ. તેણે ચારે તરફ દૃષ્ટિ ફેરવી લીધી. તે દૃષ્ટિ યમુનાની દૃષ્ટિ સાથે મળી ગઇ. યમુનાએ દૃષ્ટિ દ્વારા તેના નેત્રને માર્ગે પોતાની સત્ય વાત તેના હૃદયમાં ઉતારી દીધી. નેત્ર પલ્લવી દ્વારા એક વિકટ કામ થઇ ગયુ. રત્નસિંહે કહ્યુ: "તું જ ય–મુ–ના?"

યમુના "હા, પ્રભુ! હા, હૃદયેશ્વર, હુ જ દાસી, હુ જ ચરણરજ દાસી!" આ અભાગિનીએ અજાણ્યે આપને ઘણું કષ્ટ આપ્યુ છે. પ્રાણેશ્વર! આપની પાસે ક્ષમા માગવાનો પણ મ્હને અધિકાર નથી."

યમુનાનુ હૃદય વિહ્વળ થઇ ઉઠયુ હતુ. તેણે રત્નસિંહના ચરણમાં માથુ મૂકયુ. રત્નસિંહને થોડુ થોડુ ચૈતન્ય આવ્યુ. યમુનાના નેત્રમાંથી ઝરતા પ્રેમે ઔષધનુ કાર્ય કર્યું. તે બોલ્યો: "ભાઇ અમર! દેવલવરરાજ કન્યા અહિ શા માટે આવી છે? આપણે કયાં છીએ?"

અમરસિંહે તેને સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો રત્નસિંહના પ્રેમમાં

સંદેહ લાવી કુસુમે તેને શઠ-પ્રપંચી ધાર્યો હતો અને તે જ કારણને લીધે રત્નસિંહને શિક્ષા આપવા માટે કુમારીનો અન્યત્ર વિવાહ કરવાનું તેને જણાવ્યું હતું. તે સર્વ અમરસિંહે ચતુરાઇથી રત્નસિંહને કહી સંભળાવ્યુ. આ સમયે, દુર્બળ અને ક્ષીણ રત્નસિંહમાં ઉઠવાની શક્તિ નહોતી. તેના નેત્રમાંથી આનંદનાં આંસુ વહેતાં હતાં. તેના મુખ ઉપર આનંદની જ્યોતિ પ્રકટ થઇ હતી. તેણે કહ્યું· " યમુના ! પ્રાણેશ્વરી ક્યાં છે તું ? "

યમુના તેના ચરણમાં મસ્તક મૂકી અશ્રુપાત કરતી હતી. તેણે રડતાં રડતાં જ સ્હામે આવી કહ્યુ: " હૃદયેશ્વર, આ રહી. દાસી."

કુમાર રત્નસિંહે તેનો કોમળ હાથ પોતાના નિર્બળ હાથમાં લઇ દબાવ્યો અને તેના સ્હામે એકી ટસે જોઇ રહ્યો. યમુના પણ આંસુ ભરેલી આંખે તેના સ્હામું જોઇ રહી.

ઉર્મિલાએ હસતા હસતા અમરસિંહને કહ્યુ· " જોયુ યુવરાજ ! મ્હારી સલાહે કેવુ શુભ ફળ ઉત્પન્ન કર્યું ? "

# પ્રકરણ ૬ ઠું.

## ગાયિકા.

અહા ! કેવું રમણીય સ્થળ ! સ્હામે ચંદ્ર સરોવર ગગનની અનન્ત છાયા હૃદય ઉપર ધારણ કરી હસી રહ્યુ છે. સરોવરને સ્હામે કિનારે ધર્મોન્નતિ દુર્ગના ઉચ્ચ શિખર જણાય છે. દુર્ગ પણ જાણે સરોવરનુ હૃદય ભેદ કરી ઉત્પન્ન થયો હોય એમ જણાય છે ! સરોવરની ચારે દિશામા આંબા વગેરેના મ્હોટાં મ્હોટા વૃક્ષો ઉંચા મસ્તક કરી ઉભાં છે. સરોવરની ત્રણ દિશામા, કિનારાથી ઘણે વેગળે સુધી, ફલ, પત્ર સુશોભિત ન્હાનાં-મ્હોટાં વૃક્ષ અને લતાની ઘટાઓ આવી રહી છે. ત્યાર પછી થોડો થોડો જણાતો ઉચ્ચ પહાડ, સરોવર અને તેની સ્હામે જણાતી વાટિકાની દિવાલ પેઠે આવી રહ્યો છે. તે પહાડમાંથી નિકળતા ન્હાનાં ઝરણા

વૃક્ષનાં મૂળને સ્નાન કરાવતાં, કલ્ કલ્ શબ્દ નાદ કરતાં, સરોવરના જળમાં મળી જાય છે. દુર્ગની એક દિશામાંથી એક ન્હાની નદી, ઝરણાનાં જળ એકઠાં કરી, અન્ય સ્થળે ગમન કરી રહી છે. આ સુંદર દેખાવ ઉપર, પ્રાતઃકાળના બાલ-સૂર્યનાં રક્ત કિરણોનો સોનેરી પ્રકાશ પડતો હોવાથી, એ સર્વને રમણીયતાનો ભંડાર કરી મૂકયો છે !

આ જનશૂન્ય સ્થળે સહસા કોનો કણ્ઠ સ્વર સંભળાય છે ? મીઠા પ્રભાતમાં મીઠા સંગીત ધ્વનિ વડે કોણ વન-ભૂમિને નચાવી રહ્યું છે ? આવા નિર્જન સ્થળે, આ સમયે રમણીના કણ્ઠમાંથી નિસરતો સંગીત ધ્વનિ સમ્ભવિત હોઇ શકે ખરો ? હા, અમે કહીએ છીએ કે ભગવાનના રાજ્યમા કશુ અસમ્ભવિત નથી. સર્વ સમ્ભવિતજ છે. એ કણ્ઠ સ્વર ઉર્મિલાનો છે. કેમ આશ્ચર્ય થાઓ છો ? એમાં આશ્ચર્ય થવા જેવુ કશુ નથી. દુર્ગની પશ્ચિમ દિશામા એક મ્હોટા પત્થર પર બેઠી બેઠી તે ગાય છે. તેના ચોટલાના કાળા ચળકના છુટા વાળ, બરડા પર થઇને પત્થર પર પડયા છે. વચમાં પવનની મંદ લહરો આવતા તે વાળ પત્થર સાથે ક્રિડા કરે છે ! તેના સુંદર દેહ ઉપર બીજા અલંકારો નથી. વસ્ત્ર પણ ઝાંખુ થઇ ગયુ છે, છતા તે સુંદર જણાય છે તે દેવી ગાય છેઃ—

ઉષા તું ભારતમા ક્યમ વાંયે !
અજ્ઞાન તિમિર ના જા—યે—ઉષા
અરજ અમારી ન ધરે કાને,
મૃદુહાસ્ય કરે છે શાને !
જન્મ ત્યા ત્હારો શીદને થા—યે—ઉષા
મધુર પ્રકાશ છતા અંધારૂ,
આનંદ બદલે લાગે અકારૂ,
ઉષે આર્યો, ન દળદર જા—યે—ઉષા.
દુઃખ નવ જાયે, સુખ નવ થાયે,
યવન રાજ શિર છત્ર ઢાળાયે,
નવ રાજ-ટેક સચવા—યે—ઉષા.

ભૈરવીની મધુર રાગણી ગવાતી હોવાથી વન-ભૂમિ નિસ્તબ્ધ થઈ રહી હતી. પક્ષીઓ પણ એ સાંભળી, ક્ષણવારને માટે શબ્દ રવ કરવાનું ભુલી ગયાં. એક મનુષ્ય, વેગળે વૃક્ષના ઝુંડમાં ભરાઇ, એ મધુર સંગીત સાંભળતો હતો. સંગીત સાંભળતાં સાંભળતાં તેના નેત્રમાં જળ આવી ગયાં ! તેણે આંસુ લૂછી નાંખ્યાં અને સંગીત સમાપ્ત થયુ તે જ સમયે સુંદરીની સ્હામે આવી ઉભો. તે ધીમે ધીમે બોલ્યોઃ " ઉર્મિલા ! ત્હારા હૃદયનું દુઃખ ટાળી શકીશ ત્યારે જ મ્હારૂં જીવન સાર્થક થયેલું શમજીશ ! "

ઉર્મિલાએ ઉદાશ ચ્હેરે, નિરાશા ભરેલે હૃદયે, તે મનુષ્યના સ્હામુ જોયું. ત્યાર પછી તેનો હાથ ઝાલી કહ્યું: " અમર ! વિધાતાના મનમાં શું એજ હતુ ? "

અમર બોલ્યોઃ " ના દેવી ! વિધાતાની એવી ઇચ્છા નથી. સ્વર્ગના દેવતા આવે તોપણ, પ્રતાપસિંહના જીવન પર્યંત, મેવાડનું ભાગ્ય પરિવર્તન કરી શકે તેમ નથી. અત્યારે મેવાડની દુર્દશા છે પરંતુ મેવાડની એવી સ્થિતિ હમેશા રહેશે નહિ."

ઉર્મિલા: " તમારા મ્હોમાં ગોળ ! મા ભવાની તમારી આશા ફળવતી કરો."

બન્ને થોડો વખત સુધી નિસ્તબ્ધ થઇ રહ્યા. અમરસિંહે કહ્યું: " કુમારી ! ત્હમારાં આ વસ્ત્રો બદલાશે નહિ ? "

કુમારીએ ઉંડો નિઃશ્વાસ નાંખતા ઉત્તર આપ્યોઃ " ભગવાન જ્યારે એવો સારો દિવસ બતાવશે ત્યારે જ આ વસ્ત્રો બદલાશે. નહિ તો જીવન પર્યંત એજ ધારણ કરીશ. પૂજ્યપાદ મહારાણા પ્રતાપસિંહનો આત્મા અત્યંત દુઃખ ભોગવે છે ! પ્રાણાધિક પ્રિયતમ અમરસિંહના–" એટલું કહેતાં કહેતા કુમારીએ લજ્જા પામી અમર સ્હામુ દ્રષ્ટિ ફેરવી. તેના નેત્રમાંથી જળ પડવા લાગ્યુ. તે બોલી: "અમરસિંહના હૃદયમાં હજારો વિંછીના ડંખ વાગે છે ! પુણ્યશ્લોક મહારાણા પ્રાણના ભયને લીધે જંગલે જંગલ ભટકતા ફરે છે ! સુકોમળ રાજબાળકો અન્ન વગર ભૂખે તરસે દુઃખી થાય છે ! એ સમયે હું સારાં વસ્ત્રો પહેરૂં એ શું મ્હને શોભે ? સારા દેખાય ? હુ પ્રતિજ્ઞા કરૂં છું કે

જ્યાં સુધી મેવાડનો સૌભાગ્ય–સૂર્ય પુનઃ પ્રકાશિત થશે નહિ ત્યાં સુધી વેણી-બંધન કરીશ નહિ પણ વાળ છૂટાજ રહેવા દઇશ ! હલ્દીઘાટના યુદ્ધ પછી મોગલોએ કમલમીરનો કિલ્લો હાથ કર્યો છે, એટલે આપણા સમસ્ત રાજપૂતોની દુર્દશાનો આરંભ થયો છે. હમણાં આપણે વનવાસી છીએ. આપણે ગામ નથી, નગર નથી, કિલ્લો નથી. હમણાં આપણે લૂંટારા અને અપરાધીઓની પેઠે વન જંગલમા સતાઇ પ્રાણ બચાવીએ છીએ ! હાય ! અમર ! આપણી આ દારૂણ દુર્દશાનો ક્યારે અંત આવશે ? ”

અમરસિંહ શાંત ચિત્તે મસ્તક નીચુ રાખી સુંદરીની વાત સાંભળતો હતો. તે બોલ્યોઃ “ નિરાશ થશો ના ઉર્મિલા ! મેવાડના એ દિવસો હમેશા રહેશે નહિ ! કોઇના બધા દિવસો એક સરખા જતા નથી. એ દિવસો પણ જશે ”

ઉર્મિલાએ પૂછ્યુ: “ હમણા મોગલોના શા સમાચાર છે ? ”

અમર: “ સાભળ્યું છે કે: તેઓ હમણા દેવલવર ઉપર હુમલો લઇ ગયા છે. ”

ઉર્મિલા: “ હમણા મહારાણાજી ક્યા છે ? ”

અમર: “ કાલે રાત્રે કેટલાક રાજભક્ત ભીલો તેમને ચુવાના જંગલમા સુરક્ષિતપણે મૂકી આવ્યા છે. ’

ઉર્મિલા “ દેવલવર પર હુમલો લઇ જવાની વાત તેમને કાને ગઇ છે ? ”

અમર. “ હા. ”

ઉર્મિલા. ‘ તેમણે કોઇ નવીન આજ્ઞા ફરમાવી છે ? ”

અમર: “ ના. તેમની પ્રથમ આજ્ઞાજ ઘણી કડક છે મેવાડના સર્વ ગામોમા, નગરોમા અને ગામડાંઓમાં એક પણ મનુષ્ય રહી શકશે નહિ. સર્વએ ગુપ્ત રીતે અરણ્યમા નિવાસ કરવો પડશે મોગલો, ધન, જનશૂન્ય મેવાડને લઇને ગમે તે કરે ! તેમના વિરૂદ્ધ આચરણ કરવાનુ કશુ પ્રયોજન નથી. મહારાણાની એવી જ ઇચ્છા છે, અને એ જ પ્રમાણે કાર્ય પણ થાય છે. સમસ્ત મેવાડ શોધતાં એક બાળક પણ જડે તેમ નથી, મેવાડ હમણાં સ્મશાન ભૂમિ જેવુ છે ! ”

ઉર્મિલાઃ "કુમારી યમુના હમણાં ક્યાં છે ?"

અમરઃ "હમણાં દેવલવરરાજ અને યમુના પણ વનમાં જ છે. તેઓ સારાં છે."

બન્ને વાતચિત કરવામાં ગુંથાયાં હતાં. તે સમયે વેગળેથી સીસોટીનો શબ્દ સંભળાયો અમરસિંહ અને ઉર્મિલાએ કાન ધરી સાંભળ્યું, અને તે દિશામાં દષ્ટિ ફેરવી. પુનઃ તે દિશામાંથી એવોજ શબ્દ સંભળાયો. અમરસિંહે પણ મ્હોમાં આંગળાં ઘાલી તેવોજ શબ્દ સંકેત કર્યો. ક્ષણ વારમાં પર્વતના શિખર ઉપર એક શસ્ત્રધારી ભીલની મૂર્તિ જણાઇ. અમરસિંહે તેને પાસે આવવાનો સંકેત કર્યો ભીલે પાસે આવી તેને પ્રણામ કરી કહ્યું: મહારાણાજી આપને યાદ કરે છે."

અમરસિંહ બોલ્યોઃ "ચાલો, આવીએ છીએ."

ભીલ આગળ ચાલ્યો. કુમાર અને કુમારી પણ તેની પાછળ ચાલ્યાં.

---

## પ્રકરણ ૭ મું.

## કઠોર પરીક્ષા.



ર્ષા ઋતુના આરંભમાં હલ્દીઘાટનુ યુદ્ધ થયુ હતું વર્ષાદ પુષ્કળ પડવા લાગ્યો રાત દિવસ વૃષ્ટિધારા થવાથી પર્વતોના રસ્તા વિકટ થઇ પડયા. નદી નાળામાં જળ ભરાઈ ગયાં. જ્યાં ત્યા જળાકાર જણાવા લાગ્યો. વિજય મળવાથી ઉન્મત્ત થયેલ સલીમ પણ ત્યાં ટકી શક્યો નહિ. તેને ત્યાંથી છાવણી ઉઠાવવીજ પડી. તેમના કામમા વિઘ્ન પડયુ. આ સમયે મહારાણાજીને વિશ્રાંતિ મળી, પરંતુ રાજ્યના તરસ્યા મોગલો વિશ્રાંતિ લે તેવા નહોતા ! વસન્ત ઋતુ બેસતાંજ તેઓ પુનઃ આવી લ્હડયા વીર કેસરી પ્રતાપે તેઓને અટકાવવા માટે પર્વતના પ્રવેશ દ્વારમાંજ સૈન્ય એકઠું કર્યું. માઘ માસમાં એક યુદ્ધ થયુ. તેમાં પણ રાણાજીનો પરાજય થયો ! તેથી તેમણે ઉદયપુર છોડી સૈન્ય સહિત

કમલમીરના કિલ્લામાં આશ્રય લીધો. એ બાતમી મળતાંજ મોગલ સેના-પતિ શાહાબાજખાંએ કમલમીરને ઘેરો ઘાલ્યો. રાણા પ્રતાપે બહુ દિવસ સુધી વીર પરાક્રમ બતાવી કિલ્લાનું રક્ષણ કર્યું, પરંતુ ભાગ્યદેવી તેમના ઉપર પ્રસન્ન નહોતી ! ગ્રીષ્મ ઋતુ આવી પહોંચી. કિલ્લામાં જળ ખૂટયાં, તેથી તેમને એ સ્થળ છોડવુંજ પડયું.

પર્વતના ઉચ્ચ સ્થળે નિવાસ કરવાની સગવડ સાચવવા જતાં અન્ય અગવડ જળની ઉભી થાય છે, અને ગ્રીષ્મ ઋતુમાં તો જળ વિના સર્વને ત્રાહ ત્રાહ થઇ જાય છે. કમલમીરમાં "નાગણ" નામક એક મ્હોટો ઉત્કૃષ્ટ કુવો હતો. કિલ્લાના ઘેરામાં સપડાયલી રાજપૂત સેના તેનું જળપાન કરી જીવન ધારણ કરી રહી હતી. એ સમયે આબુ પર્વતનો સ્વદેશદ્રોહી દુર્બળ અધિપતિ, દેવરાજ મોગલોના પક્ષમાં હોવાથી તેણે તેમને એ કુવાની બાતમી આપી ! અને કેટલાક મરેલા ઝેરી નાગ કુવામાં નાખી તેમાંનું પાણી દુષિત–ઝેરી–બનાવવાની સલાહ આપી ! મોગલોને એટલુંજ જોઇતું હતું. સલાહ મળતાંજ તેમણે કેટલાક મરેલા ઝેરી વિષધર મંગાવી તે કુવામાં નખાવ્યા અને તેનું જળ ઝેરી બનાવી દીધું ! જળના દુષ્કાળથી પ્રતાપસિંહને બહુ કષ્ટ થયું. સર્વ સૈનિકોનાં ગળાં સુકાવા લાગ્યા. એ સમયે પ્રતાપે શનિગુરૂ સરદારને કિલ્લાના રક્ષણનો ભાર સોપ્યો અને પોતે સૈનિકો સહિત કમલ-મીર પરિત્યાગ કર્યું. વીર સરદાર શનિગુરૂએ વીરતાથી અંત પર્યંત દુર્ગનું રક્ષણ કરી યુદ્ધક્ષેત્રમાં પ્રાણ ત્યાગ કર્યા. જે ચારણોની અમ્રતમયી કવિ-તાઓ વડે પ્રતાપની વીર વાર્તાઓ પ્રસિદ્ધને પામી છે, જેઓની ઓજસ્વિની ભાષા, નિર્જીવ પ્રાણમાં પણ સંજીવની શક્તિ રેડી આપે છે, જેમના ઉત્સાહી કાવ્યોએ રાજપૂત વીરોને કઠોર વ્રતની દીક્ષા લેવડાવી છે, તેઓ પણ આ યુદ્ધમાં રણશય્યા કરી સૂતા ! જે ચારણોની વીર ગાથા રાજપૂતોના ઉત્સા-હના ફુવારા સ્વરૂપ હતી તે ચારણ દેવતાઓ ચિરકાલને માટે વિદાય થયા ખરા પરંતુ રાજપૂતોનો ઉત્સાહ ઓછો થયો નહિ ! રાજપૂતોનો મુખ્ય આશ્રય સ્વરૂપ કમલમીરનો કિલ્લો મોગલોના હાથમાં ગયો ખરો પરંતુ આશ્રયહીન પ્રતાપસિંહ વ્રત ભંગ થયા નહિ !

મેવાડની દક્ષિણ–પશ્ચિમ દિશામાં ચપ્પન નામક એક પ્રદેશ છે. એ સ્થળ અત્યંત પર્વતોથી ઘેરાયલું છે. ત્યાં સાડા ત્રણસો ન્હાનાં ગામડાં છે. એ સર્વ ગામડાંમાં ભીલ લોકો નિવાસ કરે છે. એ સ્થળના મધ્ય સ્થળમાં પર્વતને શિખરે, ચૌંદા નામક એક નગરી છે. તેની આસપાસ ઉચ્ચ પર્વતો અને ઘીચ જંગલ છે. તેના ઉપર ચ્હડવાના માર્ગ બહુ વિકટ અને ભયંકર છે. એ નગરી પર હલ્લો કરવો મોગલોને માટે સહજ નહતું. પ્રતાપે, કમલમીર ત્યાગ કરી એ નગરીમાં નિવાસ કર્યો. સાંકડી અંધારી નેળીઓમાં થઇને ઘણે વેગળે જવા પછી કંઇક પર્વતનુ મ્હો જોઈ શકાતું અને એવા અનેક પર્વતોની હાર ઓળંગ્યા પછી ઉચ્ચ પર્વત પર ચૌંડના શિખર–દર્શન થતાં ! પછી ત્યાં પહોંચવાની તો વાત ક્યાં ?

પ્રતાપની પ્રતિજ્ઞા હતી કે: “ સર્વસ્વ જાય તો ભલે જાય, પરંતુ માથુ નમાવીશ નહિ.” અકબરશાહની પ્રતિજ્ઞા હતી કે: “ ગમે તેમ થાય પણ પ્રતાપને નમાવવો જ જોઈએ.” મેવાડ ઉપર જય મેળવવા માટે શાહે જૂદા જૂદા સેનાપતિના તાબામાં ટોળેટોળાં લશ્કર મોકલવા માંડ્યુ. તેઓ મેવાડનાં અનેક સ્થાનોમા છવાઇ ગયા હતા. મુઠ્ઠીભર રાજપૂત લશ્કર લઇને પ્રતાપ એક સ્થળનું રક્ષણ કરવા જતા તો મોગલોના અન્ય સૈન્ય દ્વારા અન્ય સ્થળને ઘેરો પડતો, કિંવા હસ્તગત કરતા. એ સમયનો લાભ લઇને રાજા માનસિંહે ધરમેતી અને ગોગુણ્ડાના કિલ્લા તાબે કરી લીધા હતા. મોહોબ્બતખાંએ રાજધાની ઉદયપુર તાબે કર્યુ. અમિશાહ નામક એક યવન રાજકુમારે ચૌંડ અને અગુણાપાનોરના મધ્ય સ્થળમાં જઇ પ્રતાપ અને ભીલો વચ્ચેનો સબંધ તોડી નાંખ્યો ! ત્યાંના ભીલો પ્રતાપને ઘાસ ચારો, અન્ન આદિ પુરૂ પાડતા હતા, તે હવે બંધ થઈ ગયુ. એની વચમાં–મોગલ સેનાએ પડાવ નાંખ્યો. બીજી તરફથી ફરીદખાં નામક એક મોગલ સેનાપતિએ “ ચપ્પન ” ને ઘેરો ઘાલી દક્ષિણ દિશામાં, મહારાણા પ્રતાપસિંહ નિવાસ કરતા હતા તે સ્થળ ચૌંડ સુધી આગળ વધ્યો ! આ સમયે મહારાણા ચારે દિશામાંથી ઘેરાઇ ગયા હતા ! આ સમયે તેઓ આશ્રયહીન હતા. તેમને અન્ન, ઘાસ આદિ કાંઇ મળતું નહિ ! અન્ય સ્થળે જવાનો માર્ગ પણ

મોગલોદ્વારા બંધ થયો હતો. જે મેવાડ ભૂમિ પર એક સમયે તેમનુ અક્ષય-રાજ હતું, જ્યાં તેમના પૂર્વ પુરૂષો પ્રાચીન કાળથી રાજ કરતા હતા, આજ તેજ ભૂમિનાં પ્રત્યેક નગર, ગામડા અને પહાડી કિલ્લાઓ પર શત્રુઓનો અધિકાર જામી ગયો છે! આજે તેજ મેવાડ ભૂમિમાં રાણા પ્રતાપને રહેવા એકે સ્થળ મળતું નથી! આજે મોગલો, મેવાડના પ્રત્યેક જંગલમા, પ્રત્યેક ગુહામાં અને પ્રત્યેક શિખર પર વીર રાજપૂતોની પૂંઠે પડયા છે! તેમની પાસે અસંખ્ય સૈન્ય છે, અનેક વીર સેનાપતિઓ છે. પરંતુ આશ્ચર્યની વાત તો એજ છે કે, કોઇ રાણા પ્રતાપને પકડી શકયુ નહિ! એવુ જણાવા લાગ્યુ કે: પ્રતાપસિંહ તેમના નેત્રમા કોઇકિ જાદુઈ ભૂરકી નાખી પ્રવાસ કરતા હતા. રાણાજી પ્રાણના ભયથીજ ન્હામી ગયા નહોતા પરંતુ ગુપ્ત રીતે છુપાઇ રહીને મોગલોની તપાસ રાખતા હતા. તેમને અસાવધાન જોતાજ તેઓ તેમનાપર હુમલો કરી તેમના પ્રાણ સંહાર કરતા હતા રાણાજીની આવી સાહસિક્તા જોઈ મોગલોને વિશેષ ક્રોધ ચડડયો હતો. આખરે માન-સિંહ, ફરીદખા, મોહોબ્બતખા, શાહબાજખા વગેરે મુખ્ય મોગલ સેનાપતિઓ તેમની વિરૂદ્ધ શસ્ત્ર લઇને ઉઠયા હતા. મોગલોનુ અસંખ્ય લશ્કર અને અનરગળ લક્ષ્મી એ બન્ને, પ્રતાપસિંહનો પરાજય કરવાના કામમાજ યોજ-વામાં આવ્યા હતાં! આવુ ભયકર સંકટ આવી પડવા છતાં પણ મહારાણ, કર્મ વીર મહારાણા પ્રતાપસિંહ અચલ અને અટલ રહ્યા હતા. તેઓ હમેશાં કહેતા હતા કે: "સિસોદિયાનુ મસ્તક, કદી પણ મોગલોના ચરણમા નમશે નહિ!"

ચોંડ નામક સ્થળ પરિત્યાગ કર્યા પછી પ્રતાપે કોઇ ચોક્કસ સ્થાને નિવાસ કર્યો નહિ. તેઓ સૈન્ય સહિત, તે ભીલ પ્રદેશની ગુહાઓમાં ફરતા હતા. ભીલો ગમે તેટલા અનાર્ય અને અસભ્ય હોય પરંતુ તેઓ પરમ વિશ્વાસુ અને વિપદ સમયે રાજપૂતોના પરમ સહાયક થયા હતા. પ્રતાપના કુટુંબનુ રક્ષણ કરવાનુ કાર્ય ભીલોના હાથમાં હતું. મહારાણી સંતાન સહિત ભીલો દ્વારા પ્રતિપાલિત થતાં હતાં. ભીલો તેમને માટે આહાર મેળવી આપતા, રાત દિવસ તેમની સેવા ચાકરી કરતા અને શત્રુઓને નજીક આવેલા સાંભ-

જાતા તે વખતે તેમના સનાતન મિત્ર, રાજભક્ત, દેશભક્ત, ભીલો તેમને કંડિયામાં ઘાલી ગુપ્ત માર્ગે ન્હાસી જતા! કોઈક પ્રસગે તો આઠ આઠ દિવસ સુધી પ્રતાપસિંહ પોતાના કુટુબનુ મુખ જોઈ શકતા નહિ! તેઓ રાજભક્ત સૈન્યને લઈ પર્વતમાં અને વન જગલોમાં અથડાતા! તેઓ અભણ-અસભ્ય ભીલોનુ સૈન્ય સગ્રહ કરતા, ગુપ્ત સ્થાને સતાઈ રહેતા અને મોગલોને જોતાંજ, અચાનક તેમના ઉપર તૂટી પડતા! કોઇ સમયે પ્રતાપસિહ પર્વતના શિખર ઉપર દર્શન દેતા તે વખતે શત્રુઓ તેમની પૂંઠે પડતા, પરતુ તેજ ક્ષણે રાજભક્ત ભીલો, શત્રુઓ ઉપર તીર અને લોહાના અણીદાર કટકા ફેકી તેમને ગભરાવી-અકળાવી નાખતા! એટલામાં પ્રતાપ, પોતાના સૈન્ય સહિત અદ્રષ્ય થઈ જતા! મોગલો જાણતા કે: "પ્રતાપ પ્રાણ લઇને વેગળે નાઠા છે, તેથી આપણને વિજય પ્રાપ્ત થયો છે" એમ ધારી તેઓ આનદમાં સમય વિતાડતા. તેમજ પ્રતાપને એક વાર વધુ પરાજય પમાડવાનુ માની લઇ, મોગલ દરબારમાં તે સમાચાર મોકલતા! એવે સમયે એકાએક પર્વતના પત્થરો કમ્પાયમાન થઈ ઉઠતા! ગિરિગુહામાં ભૈરવનાદ થઈ ઉઠતો! અને રાજપૂત વીર પ્રતાપ, સૈન્ય સહિત મોગલોની છાવણી પર હુમલો કરતા! મોગલ સૈન્યને છિન્નભિન્ન કરી નાંખતા, અને તેમનાં રૂધિર-પ્રવાહ વડે પર્વતનુ શરીર લાલ રગે રગી દેતા! રાજપૂત સૈન્ય કોઈ ગુપ્ત માર્ગેજ પાછું ગુપ્ત થઇ જતુ! રાણા પ્રતાપને પકડવા નિકળેલા મોગલ સૈનિકો, અનેક સમયે પ્રતાપને હાથે સખ્ત માર ખાઈ પ્રાણ ત્યાગ કરતા!

એક સમયે ફરિદખાં નામક એક મોગલ સેનાપતિએ ચૌડ નગરને ઘેરો ઘાલી ધાર્યું હતું કે: "હવે પ્રતાપ નિશ્ચય મ્હારા હાથમાં સપડાશે." પરતુ તેની આશા ફળીભૂત થઇ નહિ! પ્રતાપની કુશલતાથી રાજપૂત સૈન્યે ત્હેમના પર એકાએક હુમલો કરી, પર્વતની સાંકડી નાળમાં જ મોગલોને કાપી નાંખ્યા! આવા સંકટ સમયે કેવી ચતુરાઇથી યુદ્ધ કરવુ તે મોગલ સિપાહીઓ જાણતા નહતા. તેઓ કોઈ પણ રીતે પ્રતાપને તાબે લઇ શક્યા નહિ. ચતુરાઈનો ફાંકો રાખનાર સેનાપતિઓનુ ચાતુર્ય નિષ્ફળ ગયુ! એ સમયે વર્ષાઋતુનો પ્રારભ થયો. પર્વતમાંથી વહેતી નદીઓ બન્ને કાંઠે

ભરપૂર થઈ. સર્વે રસ્તા જળ અને કાદવથી વિકટ થઈ પડયા. સમસ્ત પહાડી સ્થાનોમાંથી એક પ્રકારની ઝેરી હવા નિકળી સર્વ પ્રદેશમાં પ્રસરી ગઇ. મોગલો નિરૂપાય થયા. ઝેરી હવાને લીધે અનેક મનુષ્યોના પ્રાણ જવા લાગ્યા ! તેથી તેઓ યુદ્ધ બંધ રાખી મેવાડમાંથી ચાલ્યા ગયા. વર્ષા-ઋતુ આવતાં મોગલો યુદ્ધ બંધ પાડતા ત્યારે જ મહારાણા પ્રતાપને વિશ્રાંતિ મળતી !

આ પ્રમાણે અનેક વર્ષ વ્યતીત થયાં. સંસારમાં અનેક પ્રકારનું પરિવર્તન થયું. વીરવર પ્રતાપસિંહ પર્વત-પ્રદેશમાં એક પ્રકારની યુદ્ધનીતિ ધારણ કરી અશેષ કષ્ટ અને અસાધારણ સહિષ્ણુતા વડે આત્મ રક્ષણ કરવા લાગ્યા. પરન્તુ તેમની પ્રતિજ્ઞામાં પરિવર્તન થયું નહિ. તેમણે પોતાનો ટેક છોડયો નહિ. તેમના કઠોર વ્રતનો ભંગ થયો નહિ. તેમની સાથેના રાજપૂત સરદારોએ સ્વામી-ધર્મમાં ભંગ કર્યો નહિ. તેમની સાથેના નોકરોની બુદ્ધિ-ભક્તિમાં ફેરફાર થયો નહિ. ફળમૂળનું ભોજન અને વૃક્ષ તળે શયન કરીને વીર ભૂમિનાં રાજપૂત સુસંતાનોએ, કંગાલ સ્થિતિમાં રહીને પણ, દિવસો વ્યતીત કર્યા ! સામન્તો અને સરદારો, રાજધાનીમાં આડંબરપૂર્વક જે ઉત્સવો ઉજવી મહારાણા પ્રત્યે રાજભક્તિ દર્શાવતા તે સર્વ ઉત્સવો હમણા પ્રવાસમાં, પર્વતની ગુફાઓમાં રહીને પણ દીનહીન ભાવે ઉજવતા અને તેમાં જ સંતોષાનંદ માનતા !

મોગલો સાથે યુદ્ધ કરતાં અનેક વર્ષ વીતી ગયા એ સમયમાં સંસારની અનેક વસ્તુઓમાં ફેરફાર થઇ ગયો, પરંતુ સ્વદેશ-પ્રેમી સંન્યાસી મહારાણા પ્રતાપસિંહની પ્રતિજ્ઞામાં ફેરફાર થયો નહોતો. આટલાં બધાં દુઃખ સહન કરવા છતાં પ્રતાપસિંહના ભાગ્યનો પ્રવાહ પાછો ફર્યો નહિ ! વિધાતાની કેવી કઠોર ગતિ ! સમયની કેવી વિચિત્ર બલિહારી ! અવસ્થાની કેવી ક્ષણભંગુરતા ! મહારાણા કુટુંબ સહિત વનવાસી છે. રાજગાદીના અધિપતિને અત્યારે બેસવાને બે હાથ પૃથ્વી નથી ! શયન માટે આસન નથી ! આહારને માટે અન્ન નથી ! ભોજનને માટે પાત્ર નથી ! યોગ્ય વસ્ત્રો નથી ! વિધિની વિચિત્રતા, વિરૂદ્ધતા, આથી વિશેષ કેવી હોઈ શકે ? સુખ સમ્પ-

ત્તિનો અહંકાર કરનાર મનુષ્યો ! રાણા પ્રતાપની સ્થિતિનું અવલોકન કરો ! વિચાર કરો કે તમારો અહંકાર કેટલો કાળ ટકશે? વિધિનો નિયમ જ છે કે પ્રત્યેક વસ્તુમાં પરિવર્તન કરવું ! સૂર્ય, ચંદ્ર, સમુદ્ર, નદી, વૃક્ષ, પૃથ્વી, સર્વેને એજ શિખામણ આપે છે?

મહારાણા પ્રતાપસિંહ અને તેમનું કુટુંબ જે પર્વત સ્થાનમાં નિવાસ કરે છે તે ધીચ જંગલ છે. ત્યાં જવા આવવાનો માત્ર એક જ માર્ગ છે, તે પણ બહુ વિકટ છે. તેમ છતાં પણ તેઓ તે એક જ સ્થાને નિવાસ કરી શકે એમ નહોતું. અત્યારે પ્રતાપસિંહ ક્લેશ ભરીત હૃદયે, કિંચિદ્ આહાર કરવાની તૈયારી કરતા હતા. એજ સમયે એક નોકરે સમાચાર આપ્યા કેઃ "થોડે વેગળે મોગલો તેમની શોધખોળ કરે છે." આ સાંભળતાંજ પ્રતાપે આહારનો ત્યાગ કર્યો. આહારનો ત્યાગ કરવાથી બાળકો ભૂખને લીધે છાતીફાટ રડવા લાગ્યાં ! રડતા બાળકોને હાથપર ઉચકી લઇ, પ્રાણાધિક મહારાણીનો હાથ ઝાલી, પ્રતાપસિંહ અન્ય વન તરફ ચાલવા લાગ્યા. આ પ્રમાણે અનેક પ્રકારનાં વિકટ કષ્ટ સહન કરતા પ્રતાપસિંહ અનેક જંગલોમાં ભટકવા લાગ્યા એક સ્થળે સ્હવાર સાંજ આહાર કરી શકતા નહિ. સ્હવારે એક સ્થળે તો સાંજે અન્ય સ્થળે એમ બનતું. ધણી વખત અન્ન પ્રાપ્ત થતું નહિ; તેથી તેઓ અને મહારાણી ઉપવાસ જ કરતા ! મહારાણાની દુર્દશાની સીમા નથી ! જગતમાં એમના જેવા તેજસ્વી, દૃઢપ્રતિજ્ઞ સ્વદેશપ્રેમી મહાત્મા વિરલજ ! એવા સર્વ પ્રકારનાં દુઃખ ક્લેશ સહન કર્યા તેથીજ તેમનું નામ ઇતિહાસના અને મનુષ્યના હૃદય પટ પર અનન્ત કાળને માટે ગૌરવાન્વિત થઈ રહ્યું છે. એવા પ્રકારની સર્વ યાતના, તેમની સહનશક્તિની પ્રબળ પરીક્ષા સ્વરૂપ અને તેમની અટલ પ્રતિજ્ઞાની મહાન્ સાક્ષી સ્વરૂપ કહી શકાશે !

કુમારી ઉર્મિલા સામ્પ્રત રાણાના રાજપરિવાર સાથે જ નિવાસ કરે છે. મહારાણા અને મહારાણીના શરીર અને મનની સ્થિતિ ઘણી મંદ થઈ પડી છે. એ સમયે તેમની સેવામાં એક સેવિકા ના હોય તો તેમના શરીરનું રક્ષણ થવું અસમ્ભવિતજ ! સેવિકા ધર્મ બજાવવાને માટેજ

રાજકુમારી ઉર્મિલા હમેશાં તેમની સેવામાં તત્પર રહેતી. કુમારીના આશ્ચર્યજનક વ્યવહારથી કંટાળ્યા વગરની સખ્ત સેવાથી, અસાધારણ યત્નથી, અકૃત્રિમ સ્વદેશ પ્રેમથી, મહારાણા અતિ આશ્ચર્ય પામ્યા હતા. તેઓ કુમારીને હમેશાં "બેટા" કહીનેજ બોલાવતા હતા. જાણે પોતાનીજ પુત્રી હોય તેટલો તેના પર સ્નેહ રાખતા હતા. તેની સાથે પુત્ર અમરસિંહનો વિવાહ કરવાનો નિશ્ચય કર્યો હતો. આવી સ્થિતિમાં કોઈ પોતાનાં પુત્ર પુત્રિનાં લગ્ન કરવાં નહિ એવી આજ્ઞા કરી હતી. મહારાણા પોતે પોતાની આજ્ઞા ભંગ કરે તેમ નહતું તેથીજ અમર અને ઉર્મિલાનાં લગ્ન થયા નહિ તેમ છતાં કુટુંબજનો ઉર્મિલાને રાજવધૂ તરીકેજ ઓળખતાં અને તેને તેટલુ સન્માન પણ આપતાં.

સલુંબરરાજ અને રાણી પુષ્પવતી, દેવલરાજ અને કુમારી યમુના, એ સર્વ ગહન અરણ્યમા અતિશય દુઃખ કલેશ ભોગવતાં, સમય વિતાડતાં હતા. કુમાર અમરસિંહ અને રત્નસિંહ જંગલે જંગલ ફરીને સર્વની શોધ, ખોળ કરે છે અને એકના સમાચાર અન્યને આપે છે, અને જંગલી, અસભ્ય, અભણ રાજભક્ત ભીલો ? તેઓ તો તેજસ્વી, દેશભક્ત, રાજપૂતોને પોતાની જ્ઞાતિ અને પોતાનુ કુટુંબ જાણી તેમની સેવા અને રક્ષણ કરતા હતા ! *

મધ્યાહ્નનો સમય છે. મહારાણા એક વૃક્ષના મૂળ આગળ બેસી ચિન્તામાં મગ્ન થયા છે. થોડે વેગળે બે વૃક્ષના મૂળ વચ્ચે બેસી મહારાણી, ઉર્મિલા અને બાળકો બેઠા છે. મહારાણા, ઉર્મિલા અને મહારાણી એ બે દિવસથી

---

* મહારાણાના જંગલ-નિવાસ સમયે ભીલોએ તેમની અતિશય સેવા કરી છે મોગલોના આવવાના સમાચાર મળતાજ ભીલો રાજ પરિવારને ટોપલાઓમા બેસાડી ઉંડા જંગલોમા-ગુપ્ત સ્થળે લઇ જતા તેઓ વૃક્ષની ઉંચી ડાળીઓ પર લોખંડના કડા અને ખીલા ઠોકી ત્યા ઉક્ત ટોપલા ભેરવતા ! આસપાસ પાદડાની ઘટા હોવાથી મોગલો તેમને જોઇ શકતા નહિ જાવરા અને ચૌડના જનશૂન્ય, ભયંકર જંગલોના વૃક્ષપર હજુ પણ લોખંડના કડા અને ખીલા જણાય છે ભીલો ગયા છે પણ હજુ તેમની રાજભક્તિ, દેશભક્તિના નિશાન ગયાં નથી ! જોનારને પોતાના પવિત્ર કાર્યનુ ગૌરવ દર્શાવી રહ્યા છે !

કશો આહાર કર્યો નથી. પ્રતાપસિંહના અંતઃકરણમાં અતિશય ક્લેશ થતો હતો. તેઓ ચિન્તા કરતા હતા કેઃ "હવે શું થશે! આવાં કષ્ટ–ક્લેશ સહન કરી કેટલા દિવસ જંગલમાં ભટકવું? મેવાડની ચિર ગૌરવ–લક્ષ્મી પુનઃ પ્રાપ્ત થશે નહિ, ત્યારે હવે જીવીને શું કરવું? હાય! અંતીમ સમયે મેવાડની આવી શોચનીય દશા જોઈને જવું પડશે? હું એની કાંઈ પણ સેવા કરી શક્યો નહિ." આ પંચભૂતની દેહ ધારણ કરી, આવું ઉચ્ચ રાજપદ પ્રાપ્ત કરી, સ્વજાતિને માટે સ્વતંત્રતા સ્થાપી શક્યો નહિ! આ જીવન વૃથા છે! આ દેહ વૃથા છે! ધિક્ આ જીવન! ધિક્ આ દેહ! મેવાડની સ્વતંત્રતા નાશ પામી છે! મેવાડવાસીઓ આજે વનવાસી થયા છે! મેવાડ અત્યારે સ્મશાનભૂમિ જેવું થઈ રહ્યું છે! હાય! હાય! મેવાડની આવી અવદશા નજરે જોવા છતાં હું તેનો ઉદ્ધાર કરી શક્યો નહિ! હું મેવાડવાસીઓનો રાજા કહેવાયો છતાં હું રાજધર્મ બજાવી મ્હારી પ્રજાને સુખ–સંતોષ આપી શક્યો નહિ! ધિક્ છે મ્હને! મોગલો મેવાડના મસ્તક ઉપર લાત મારશે, મેવાડનાં દેવ દેવીઓનો નાશ કરશે, મેવાડની રાજલક્ષ્મી મોગલોની સૉડમાં શયન કરશે! આ સર્વ હું જોઉં છું છતાં તેને અટકાવી શકતો નથી! ભગવન્! આ નરકના જીવને માટે કોઈ ભયંકર નરક નિર્માણ કરો! હું દેશને માટે, હું પ્રજાને માટે, કશું કરી શક્યો નથી! શાસ્ત્રમાં સાંભળ્યું છે કેઃ જે રાજા પોતાની પ્રજાને સુખ–સંતોષ આપતો નથી તે રૌરવ નામના નરકમાં અનંત કાળ પર્યંત દુઃખ ભોગવે છે! પરંતુ ભગવન્! મ્હારે માટે એથી પણ ભયંકર નરક તૈયાર કરો! મેવાડનો વિશુદ્ધ રાજવંશ હવે ટકી શકશે નહિ! વીરવર બાપ્પારાવળના વંશજો યવનના દાસ થશે! મેવાડનો રાજવંશ એક મુઠ્ઠી અન્ન માટે દુઃખ ભોગવશે! મેવાડની પતિવ્રતા કુલ કામિનીઓ સતીત્વ–રત્ન ગુમાવશે! મેવાડનો ધર્મ, જાતિ અને સમાજબંધન, યવનો દ્વારા પગલે પગલે ચૂર્ણ વિચૂર્ણ થશે! હા ભગવન્! એ બધું જોવા માટેજ શું આ દુર્ભાગી પ્રતાપસિંહને જન્મ આપ્યો છે? ના, તેમ બનશે નહિ! પ્રતાપ મેવાડનું એ દુઃખ ટાળ્યા સિવાય કદી પણ મરણુ શરણુ થશે નહિ. પ્રતાપનું જીવન એવું શૂન્ય, કર્મહીન, થઇ શકે

નહિ ! પ્રતાપ દ્વારા મેવાડનું કોઇએક મહત્વ-કાર્ય સધાશેજ ! અકબરશાહ વારંવાર આગ્રહ કરે છે કે: મ્હારે માત્ર મુખેથી એક વખત તેમની આધિનતા સ્વીકારવી. તેમ થવાથી મ્હારા સમસ્ત ક્લેશનો અંત આવી જાય છે, યવનો મેવાડનો ત્યાગ કરી જવાનુ કહે છે, અને મેવાડી પ્રજા પુનઃ ભાગ્યશાળી થશે, તેમને કોઇ જાતના કર આપવા પડશે નહિ, તેમને કોઈની પરતંત્રતા સ્વીકારવી પડશે નહિ, માત્ર મુખથી આધિનતા સ્વીકારવી પડશે. પરંતુ તેમ કદી બનશે નહિ ! જ્યાં સુધી પ્રતાપનુ જીવન હશે ત્યાં સુધી શારીરિક દુઃખથી ભય પામીને, પ્રતાપ, કદી પણ મોગલોનું દાસત્વ સ્વીકારશે નહિ ! દુઃખ કેવુ ? ક્લેશ કેવો ? એ તો સર્વ સ્થિતિના ફેરફારો છે ! એક સ્થળે તડકો હોય છે ત્યાં જ એક સમયે છાયડો આવે છે. તે પ્રમાણે જ્યા એક સમયે પુષ્કળ લક્ષ્મી હોય છે ત્યા જ અન્ય સમયે દરિદ્રતા હોય છે ! એકને શ્રીમત ને એકને દરિદ્ર સ્થિતિ આપી સુખ-દુઃખ પાડવાં એજ પ્રકૃતિ દેવીની જગદ્ વ્યાપી ઇન્દ્ર જાલ છે ! એજ વિધિની ગતિ છે. એ જ ઇશ્વરની લીલા છે ! ત્યા પછી સુખમા હસવુ અને દુઃખમા રડવુ એ શુ ? દુઃખમા રડવુ, ધૈર્ય છોડી દેવુ, અથવા આત્મઘાત કરવો એ તો કાયરનું જ કાર્ય છે ! બનશે તો બાહુબળ વડે મેવાડને જીતી લઇશ, નહિ બનશે તો જગલોમા ભટકી આયુષ્ય પુરૂ કરીશ ! ”

પ્રતાપસિંહ આવી ચિન્તામા નિમગ્ન હતા. તે સમયે પોતાના એક બાળકના કણ્ઠમાંથી હૃદયભેદક રૂદન ધ્વનિ સભળાયો. તે જ ક્ષણે તેમની ચિન્તાની સાકળ તૂટી પડી ! આ જગતમાં સ્નેહ-મમતા જેવી અન્ય મહદ્ શક્તિ નથી. જેઓ કઠોર રાજદણ્ડ ગ્રહણ કરીને રૂદ્રમૂર્તિ વડે રાજકાર્યભાર ચલાવે છે, તેઓ પણ સ્ત્રી પરિવારમા પ્રવેશ કરતાં જ હાસ્ય વદને મિષ્ટ વચનો ઉચ્ચારે છે. રણક્ષેત્રમાં શત્રુઓની વચમાં અસ્ત્ર લઇ ઘૂમતી વખત તેઓ વિકાળ રાક્ષસ મૂર્તિ સમાન જણાય છે, પરંતુ પોતાના બાળકના પગમાં કાંટો વાગતાં તેમના નેત્રમાંથી આંસુની ધારાઓ વહે છે ! જે પ્રતાપસિંહની કઠોર પ્રતિજ્ઞાએ, વિકટ સંકટોએ, દૃઢ ધૈર્યે, મોગલોની ભક્તિ-પ્રીતિનું આકર્ષણ કર્યું હતું તે પ્રતાપ પણ સ્ત્રી પુત્ર-પુત્રીની દારૂણ અવદશા જોઈ કોઇક

સમયે આત્મજ્ઞાન ભૂલ્યા હતા! મનુષ્ય સર્વે સહન કરી શકે છે પરંતુ ભૂખ્યાં સંતાનોના પેટ માટે કોળીયો અન્ન મળતું નથી ત્યારે તેમની સહન શક્તિ લોપ થાય છે! જેઓ રાજ મહાલયોમાં, નિત્ય નવાં મિષ્ટાન્નો આરોગતાં તેઓને મુઠ્ઠી અન્નનો દુકાળ પડે ત્યારે તે દ્રષ્ય વાસ્તવિક રીતે કઠોર અને હૃદય વિદારકજ થઈ પડે! મહારાણા પોતાના સંતાનોનુ ભૂખનું દુઃખ જોઈ શકતા નહિ! બાળકો ક્ષુધાતુર જણાતાં ત્યારે તેમને સુખે નિદ્રા પણ આવતી નહિ!

મહારાણાએ પોતાના સંતાનનો રડવાનો અવાજ સાંભળ્યો તેજ ક્ષણે પાછું ફરીને જોતાં જણાયુ કે: પોતાની પાંચ વર્ષની એક ચપકવર્ણી, કમળ પત્ર જેવી સુકોમળ કન્યા ધૂળમાં આળોટી રહી છે! એ હૃદય વિદારક દૃષ્ય જોઈ પ્રતાપસિંહે કોમળ સ્વરે ત્હેને પૂછ્યુ: "બેટા હેમન્ત! શા માટે રડે છે?"

હેમન્ત કુમારીએ પિતાનો એ પ્રશ્ન સાંભળી વિશેષ રડવા માંડયું. તેના નેત્રમાંથી શ્રાવણ-ભાદરવો વર્ષવા લાગ્યો. મહારાણા તેની પાસે ગયા અને તેને ખોળામાં લઈ એક બે ચુંબન કર્યા. વસ્ત્રના છેડા વડે તેનાં નેત્ર લૂછતાં પૂછ્યુ: "કેમ બેટા, શા માટે આટલુ બધુ રડે છે?"

પિતાના પ્રેમાળ શબ્દો સાંભળી બાળકી હેમન્ત વળી વિશેષ રડવા લાગી. રડતાં રડતાંજ કોમળ-મિષ્ટ સ્વરે ડચકાં ખાતાં ખાતાં અસ્પષ્ટ ઉત્તર આપ્યો: "પેલી-બિલાડી—"

એમ કહી તેણે સ્હામેની દિશામાં આંગળી બતાવી. સુકોમળ કન્યાનુ રોવુ જોઇ પ્રતાપનું હૃદય ચીરાવા લાગ્યુ. ઘણી વખત પુત્ર પુત્રીઓ વન-ફળ, મૂળનો આહાર કરતાં પરતુ તે સમયે પ્રતાપસિંહને વિશેષ દુઃખ થતું નહિ પરતુ હમણાંનુ દ્રષ્ય જોઇ તેમના અતઃકરણમાં ઘણું દુઃખ થયુ. પ્રતાપસિંહે તેનાં નેત્રો લૂછતાં પુનઃ પૂછ્યુ: "કહે બેટા, બિલાડીએ શુ કર્યું?"

તેણે હજુ રડતાં અને ડચકાં ખાતાંજ ઉત્તર દીધો: "તે મ્હારા હાથમાથી ઘાસની રોટલી લઇ ગઇ?"

પ્રતાપસિંહે આશ્ચર્ય થતાં પૂછ્યું: "એમાં શુ થયું બેટા? આપણે તેને મારીશુ હો! રડીએ નહિ!"

હેમન્તે રડતાં રડતાં અને આંખો ચોળતાં કહ્યું: "પણ હવે હું સાંજે શુ ખાઇશ પિતાજી? કાલે એક વખત ખાધું હતું. આજે એક રોટલીમાંથી અર્ધી ખાઇને અર્ધી સાંજને માટે રહેવા દેવાની હતી. તેજ કટકો બિલાડી લઇ ગઈ. બિલાડીને મારી મ્હારી રોટલી લાવી આપો" એમ કહી હેમન્ત રડવા લાગી

આજે મહારાણા મોગલોના ત્રાસમાથી કંઇક છુટકારો મેળવી એક ઘાડા જંગલમાં વૃક્ષની ઘટા નીચે કુટુંબ સહિત બેઠા હતા. પુત્ર વધૂ ઉર્મિલાએ "મોલ" નામક ઘાસના બીજને વાટી તેની કેટલીક રોટલીઓ બનાવી હતી. તેમાંથી અર્ધો ભાગ પુત્ર પુત્રીઓને વહેંચી આપ્યો અને અર્ધો ભાગ સાંજને માટે રહેવા દીધો હતો મહારાણા, મેવાડની ભાવી સ્થિતિનો વિચાર કરતા હતા. એટલામા હેમન્તનુ રડવુ સભળાયુ. મહારાણાએ ઉર્મિલાને પૂછતાં જણાયુ કે: એક જંગલી બિલાડી તેના હાથમાથી અર્ધી રોટલી ખુંચવી ગઇ છે! એ સાંભળીને અને હેમન્તનુ છાતી ફાટ રડવું જોઇને મહારાણાનું હૃદય કમ્પી ઉઠયુ. તેમનુ માથુ ફરવા લાગ્યુ. તેમને ચારે દિશામા અધકાર જણાવા લાગ્યો અત્યાર પહેલા તેમનુ સાહસ અને પ્રતિજ્ઞા કિંચિત્ પણ ડગ્યાં નહોતા. ભયકર સમર ભૂમિમા અસખ્ય જ્ઞાતિબધુઓના પ્રાણ વિસર્જન થતા જોઇને જે કિંચિત્ પણ વિચલિત થયા નહિ તે આજે એક સામાન્ય બનાવ જોતાજ આકુળ વ્યાકુળ થઈ ઉઠયા! રાજ્ય, ધન, વિલાસ, આદિ સર્વ વિસર્જન થયુ હતું છતા જેની પ્રતિજ્ઞા અટલ હતી તે કન્યાના કરૂણ રૂદન ધ્વનિથી સર્વ ભુલી ગયા. કઠોર વ્રતની વાત ભૂલી ગયા ખરા પરતુ તે સાથે ભૂતકાળના કેટલા બધા દુ:ખ શોક ભરેલા પ્રસગો તેમના મનમાં ઉદય પામ્યા. તેઓ જાણતા હતા કે: "જીવનનુ કર્તવ્ય કર્મ કરવા માટેજ મ્હારો જન્મ થયો છે. પુત્ર અને મિત્રો જીવનનુ કર્તવ્ય કર્મ કરીને સમરભૂમિમા શયન કરે તો તેમા દુ:ખ કિંવા શોક કેવો?" જીવન કર્તવ્ય સારી પેઠે સમજવા છતા પણ આજે કન્યાના અશ્રુપાતે તેમનું હૃદય પિગળાવી દીધુ. તેમના બન્ને નેત્રમાંથી દડ્ દડ્ આંસુ ખરવા લાગ્યા. એક મહાન યોદ્ધા બાળક પેઠે રડવા લાગ્યો! ચિતોડનો

રાણો, સ્વદેશપ્રેમી સંન્યાસી, આટલું બધું ગુમાવવા છતા અશ્રુપાત કરતો નહોતો તેણે કોમળ કન્યાનું રૂદન જોઈ આજે અશ્રુપાત કર્યો અને કહ્યું: "હા, ભગવન્! હવે હદ થઈ!"

એટલું કહી તેમણે પ્રિય કન્યા હેમન્તને ખોળામાંથી નીચે બેસાડી, રાણીએ તેમને ઘણુંએ સમજાવ્યું, સરદારોએ તેમને ઘણોએ બોધ આપ્યો, પરંતુ હૃદય ગુહામાંથી નિકળતો પ્રબળ અશ્રુપ્રવાહ રોકી શકાયો નહિ. તેમનુ હૃદય અધીરૂ થઈ ઉઠયું. ચિત્ત ચંચળ થયુ ઉન્મત્તની પેઠે આમ તેમ જોવા લાગ્યા અન્ય વૃક્ષ મૂળમા જઇ વિચાર કરવા લાગ્યા. નેત્ર રાતા ચોળ થઈ ગયાં મુખ ઉતરી ગયુ અત્યારે તેમના મુખ ઉપરથી તેમના હૃદયના ભાવોની વિચિત્રતાનુ કંઇક અનુમાન થતું હતું

પ્રતાપસિંહ વિચારમા ગુંથાયા તે સમયે તેમની સ્હામે મંત્રી ભામાશા આવી ઉભો હતો. હેમન્તને રડવાનુ કારણ પૂછતી વખતેજ ભામાશા બહારથી આવી પહોંચ્યો હતો રાણાજીએ તેને જોયા છતા જોયો નહિ. તેમણે દાંત પીસી કહ્યુ:-

"બસ થયુ! હવે હદ થઇ! આવા ગૌરવનુ પ્રયોજન શુ? કોને માટે આ દારૂણ દુઃખ અને ક્લેશ સહન કરૂ છુ? મેવાડને માટે? સ્વજાતિને માટે? મેવાડ રસાતળ જાય! સ્વજાતિનો ધ્વંશ થાય! તેમાં મ્હને શું? મ્હારા કોમળ બાળકો અન્ન જળ વિના ટળવળે એ કેમ જોઈ શકાય? વન જંગલમા રખડી સન્તાનોને ભૂખે મારવાની અગત્ય શુ? આજેજ અકબરશાહને પત્ર લખીશ તેમની પાસે સ્વતંત્રતાની ભિક્ષા માંગીશ. બસ થયુ એટલે! સર્વ વિઘ્નો દૂર થશે. હવે આ દારૂણ દુઃખ સહન થતું નથી. બાદશાહની પરતંત્રતામાં દુઃખ શુ છે? કદાચ દોષ હોય તો તેમાં મ્હારો ઉપાય નથી. સમસ્ત રાજપૂત જાતિ જ્યારે એ દોષમાં ડૂબી છે ત્યારે હુ તેમાં શા માટે ના ડૂબુ? તેઓ સુખી છે. સ્વતંત્ર છે. જાત્યાભિમાનનું અને દેશાભિમાનનુ આ પરિણામ? ભગવન્! શુ આપના મનમા એવુજ હતુ? મેવાડનો અવટંકી, સ્વદેશપ્રેમી, રાણાવંશ આજે કલંકિત થશે. સર્વ વિધાતાની ઇચ્છા. માન, અપમાન, યશ, અપયશ એ સ્વેચ્છાથી

પ્રાપ્ત કરી શકાતું નથી. વિધાતાને મ્હારૂં માન રાખવાની ઇચ્છા નથી. વિધાતાની ઇચ્છા વિરૂદ્ધ વર્તવાથી શો લાભ? આજેજ બાદશાહને પત્ર લખું છું. સમસ્ત સંસાર મ્હારા વિરૂદ્ધ થાય તેની મ્હને ચિન્તા નથી. હું કોઇની પણ વાત સાંભળીશ નહિ. રાજ્યની શી જરૂર છે? ધન સમ્પત્તિ કોને માટે? ગૌરવ શા માટે? સ્વતંત્રતાની શી આવશ્યકતા છે? મેવાડવાસીઓ મ્હને વ્હાલા ન હોય તો ભલે તેઓ અન્ય રાજા નિર્માણ કરે. હું હતભાગી તેમનો રાજા થવા ઇચ્છિતો નથી. સાધારણ મહેનત કરી જીવન વ્યતીત કરીશ. મ્હારામાં પરિશ્રમ કરવાનું બળ છે. મેવાડનો ત્યાગ કરી દેશદેશાંતરમાં ભટકીશ. હું મેવાડવાસી તરીકે કોઈને મ્હારો પરિચય આપીશ નહિ. આ દુઃખ કરતાં અન્ય સર્વ સહન કરીશ. મ્હારી દ્રષ્ટિ સમક્ષ મ્હારાં કુમળાં બાળકો ભૂખે—।"

એટલું કહેતા કહેતાં તો તેમના નેત્રોમાંથી આંસુનો વર્ષાદ વર્ષવા લાગ્યો. મહારાણાના શબ્દો પૂરા થતાજ મંત્રી તેમના સ્હામું આવી નમન કરી બોલ્યો: "મહારાણા—"

પ્રતાપસિંહે મંત્રીના મ્હામું આડો હાથ કરી કહ્યું: "ના, મંત્રી ભામાશા, હવે હું તમારો મહારાણો નથી. હવે એ ગૌરવની મ્હને અગત્ય નથી. સમસ્ત મેવાડવાસીઓને તમે મ્હારા તરફથી કહેજો કેઃ પ્રતાપસિંહ અયોગ્ય છે, ક્ષમતાહીન છે, તીરસ્કારપાત્ર છે, અને નિર્બળ–અધમ છે! તેમણે પોતાની મેળેજ એ ઉચ્ચ માનનો ત્યાગ કર્યો છે. તમારી ઇચ્છાનુસાર યોગ્ય વ્યક્તિને તમારો રાજા નિર્માણ કરો. હું મેવાડને સ્વતંત્ર કરી શક્યો નથી. હું તમને સુખ આપી શક્યો નથી. તેથી હું તમારો "રાજા" થવા લાયક નથી."

મંત્રી ભામાશા નીચે મસ્તકે ઉભો રહ્યો હતો. તેના નેત્રમાંથી નિકળતા આસુના ટીપાંએ પૃથ્વી ભીંજાવી દીધી. પ્રતાપસિંહે કહ્યું: "ભામાશા! મ્હને જીવન પર્યંતને માટે રજા આપો. હું મેવાડ છોડી અન્ય સ્થળે જઇશ. હું તમારો રાજા થવા યોગ્ય નથી. મ્હારી પાસે અન્ન નથી, ધન નથી, જન નથી, ગૌરવ નથી. પછી "રાજા" થઇને મ્હારે શું કરવું? મંત્રી! હું અયોગ્ય છું. મ્હને રજા આપો."

વણિક મંત્રીનું પોચું હૃદય પીગળી ગયું. તેમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. તેણે રડતાં રડતાં મહારાણાનાં બે ચરણ પકડી તેમાં પોતાનું માથું મૂક્યું. પ્રતાપે મંત્રીનો હાથ ઝાલી ઉઠાડતાં કહ્યું: "ભામાશા ! શા માટે આમ કરે છે? હવે મ્હેં એ દુરાશાનો ત્યાગ કર્યો છે. જય પરાજયની વાત વેગળી રહી. હું આ કષ્ટ સહન કરી શકતો નથી. આ મ્હારાં નાનકડાં બાળકો અન્ન વગર ટવળે એ કરૂણાજનક દેખાવ હુ જોઈ શકતો નથી ! હું રાજ-પદને માટે અયોગ્ય છુ. બંધુ ! મ્હને ક્ષમા કર. મેવાડવાસીઓને કહેજે કે મ્હારા અપરાધ ક્ષમા કરે. કૃપા કરીને મ્હને એક કટકો કાગળ, શાહી અને કલમ લાવી આપ."

મત્રી ભામાશા જાણતો હતો કે પૂર્વનો સૂર્ય કદી પશ્ચિમમાં ઉગે તો પણ મહારાણા પ્રતાપની પ્રતિજ્ઞા ટળે તેમ નથી. એજ મહારાણા જ્યારે આવા વિચારો કરે છે ત્યારે તેમને શિખામણ કે બોધ આપવો એ વૃથા છે. શુ કરવું તેનો ભામાશા નિર્ણય કરી શક્યો નહિ. અંતે ધુટણીએ પડી તેણે મહારાણાને નમન કર્યું. તેનાથી કંઇ બોલાયુ નહિ !

મહારાણાએ પુનઃ કહ્યું: "ભામાશા ! મ્હારી સહનશક્તિની હદ થઇ છે. હૃદયમા કલેશ બહુ વધી પડયો છે. ગૌરવ કિવા કીર્તિની આશામાં હવે હૃદય બંધાયલુ નથી. તુ ચિરકાળથી મ્હારા પર ઉપકાર કરતો આવ્યો છે. આજ કાગળ, ખડીયો ને કલમ લાવી આપી છેલ્લો ઉપકાર કર. હવે પછી ત્હને કોઇ ઉપકાર કરવાનુ કહીશ નહિ."

મત્રી કંઈ પણ બોલ્યા વગર ચાલ્યો ગયો. થોડી વારમાં કાગળ, ખડીયો, કલમ લઇને ત્યા ઉપસ્થિત થયો. પ્રતાપસિંહ પત્ર લખવા બેઠા. લેખિની ધારણ કરીને પત્ર લખવાની શરૂવાત કરી તે સમયે પત્ર પર બે બિંદુ આંસુનાં પડયાં ! નેત્ર લુછી પુનઃ તેમણે પત્ર લખવા માંડયો. પત્ર લખી રહ્યા પછી મહારાણાએ કહ્યું: "મંત્રીજી ! એક બીજો ઉપકાર કર, એક ભીલ યોદ્ધાને બોલાવ."

મત્રી તરતજ ત્યાંથી ગયો. પ્રતાપસિંહે પત્ર પૂરો કર્યો હતો. મત્રી એક ભીલ યોદ્ધાને લઇ આવ્યો. મહારાણાએ કહ્યું:-

"સાંભળ વીર! તેં અનેક સમયે મ્હારા પર અનેક ઉપકાર કર્યા છે. આજે મ્હારા પર એક ઉપકાર કરવો પડશે. આ પત્ર બાદશાહ અકબરના હાથમાં આપજે. તે હમણાં આગ્રા નગરમાં છે. આ પત્ર અન્ય કોઈને આપવાનો નથી. આ વાત કોઈને જણાવીશ નહિ. એ પત્ર ઉપર જે લખ્યુ છે તે જોતાં કોઇ પણ ત્હને રોકશે નહિ."

યોદ્ધાએ રાજાજ્ઞા સાભળી તેથી તેને આશ્ચર્ય જ થયુ. ત્યાર પછી તેણે ભૂમિ પર લાંબા થઇ મહારાણાને પ્રણામ કર્યા, અને મસ્તક ઉપર મહારાણાના ચરણની રજ ચઢાવી એ હાથ જોડી ચાલ્યો ગયો.

પત્ર આપ્યો, ભીલ યોદ્ધો ગયો. પરંતુ આ સમયે મહારાણા તે ભીલને અમૂલ્ય સમ્પત્તિ હરણ કરી જનાર ચોર ધારતા હતા! તેમના હૃદયમા જે અતિશય દુઃખ થયુ તે તેઓ જ જાણતા હતા. પત્રમાં રાણાએ મેવાડની સ્વતંત્રતા જેવું અમૂલ્ય રત્ન બાદશાહના ચરણમાં સમર્પણ કરવા મોકલ્યુ હતું! એજ તેમને માટે મહાન દુઃખકારક થઈ પડયું હતુ! જેને માટે તેમણે મહાન દુઃખ વેઠયુ હતું, જેને માટે તેઓ વન જંગલમાં ભટકી જીવન ગાળતા હતા, જેને માટે મેવાડની પ્રજાએ ઘરબાર અને સુખ–સમ્પત્તિનો ત્યાગ કર્યો હતો, જેને માટે સામન્તો પણ મહા કષ્ટ વેઠતા હતા તે જ અમૂલ્ય વસ્તુ, તે જ મેવાડની સ્વતંત્રતા, આજે પ્રતાપ રાણાએ બાદશાહના ચરણમાં સમર્પણ કરી હતી! રાણાજીને તેમજ સામન્ત આદિ સર્વે રાજભક્ત જનોને એજ મહાન દુઃખકર થઇ પડયુ હતું!

વાચક! ટેકિલા વીર–સિંહ પ્રતાપ રાણાએ અકબરશાહને પત્ર લખી નમતુ આપ્યુ તેથી વિસ્મય થવાનું કારણ નથી. તેમનુ એ કાર્ય પ્રતાપના ચરિત્રની દુર્બળતા બતાવે છે કે કેમ તે અમે કહીશુ નહિ પરતુ એ કાર્યથી, પ્રતાપના ચરિત્રને કલક લાગે તેમ નથી એ તો નિશ્ચયજ! કારણ કે એમ થવુ અસ્વાભાવિક નથી. પ્રતાપના ચરિત્રમાં દેવત્વ હોવા છતા પણ તે મનુષ્યજ હતા. મનુષ્યની દુર્બળતા, મનુષ્યની માયા, અને મનુષ્યની ભ્રાંતિમાથી તેઓ છુટવા પામ્યા નહોતા! આ બનાવથી પ્રતાપે એક રીતે બતાવી આપ્યુ છે કેઃ તેમનું હૃદય પાષાણવત્ કઠિન હોવા છતાં કુસુમ પેઠે

કોમળ હતું ! કઠિનતા અને કોમળતાનો એક સ્થળે સમાવેશ થવો એ મહત્વજ કહેવાય. એજ અપૂર્વ મહત્વ પ્રતાપમાં હતું. પાષાણમાં જેમ સુંદર વૃક્ષ ઉગે છે, અને પાષાણનું શરીર જેમ ઝરણાંના જળથી પલળે છે તેમ પ્રતાપનુ હ્રદય પણ સંતાન—સ્નેહ અને મમતાથી પલળી ગયું હતું. પોતાનાં સન્તાનને ક્ષુધા તૃષાથી પિડાતાં જોઈ દેવોનાં હ્રદય વિચલિત થાય છે તો પછી મનુષ્યનું હ્રદય પિગળે અને અયોગ્ય કાર્ય કરી બેસે તો તેથી તેમા પુણ્ય પવિત્ર ચરિત્રમાં કલંક શા માટે ?

ભીલ યોદ્ધાના ગયા પછી મહારાણા બોલ્યાઃ "મેવાડ ! આજે ત્હારી આશાનો અંત આવ્યો ! રાજસ્થાન ! આજે ત્હારા ગૌરવની સમાપ્તિ થઈ ! ઉદયપુર ! આજે ત્હારો મહિમા બંધ થયો ! મેવાડવાસીઓ આજે તમારૂ ચિર—ગૌરવ ચોરાઇ ગયુ ! પ્રતાપસિંહ ! આજે તું સિંહ મટી બકરૂં બન્યો ! પ્રતાપસિંહ ! આજે ત્હેં ત્હારે હાથેજ મેવાડની સ્વતંત્રતા વેચી ! પ્રતાપસિંહ ! આજેજ ત્હારૂ મૃત્યુ થયુ !"

એટલું કહેતાં કહેતાં તેમનુ શરીર કમ્પવા લાગ્યું. તેમના નેત્રમાંથી અશ્રુની ધારાઓ વહેવા લાગી. તેમના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝવા લાગ્યાં. તેમનુ શરીર બળ—શૂન્ય થયુ અને અંતે ભગવાં વસ્ત્રધારી, મહારાણા પ્રતાપસિંહ, ચૈતન્ય શૂન્ય થઇ પત્થરની ભૂમિ ઉપર પટકાઇ પડયા ! "ખમ્મા મેવાડેશ્વર" કહેતા કહેતા ભામાશા તથા મહારાણી વગેરે સર્વ દોડી આવ્યાં અને મહારાણાજીની સેવા સુશ્રુષા કરવા લાગ્યા. રાણાજીની એવી સ્થિતિ જોઈ તેમના કુમાર અને કુંવરીઓ વ્યાકુળ કણ્ઠે રડવા લાગ્યાં. મંત્રી ભામાશા ગાડા જેવો થઈ, પૃથ્વીપર બેસી રડવા લાગ્યો. મહારાણાને કેટલીક વારે ધીમે ધીમે ચૈતન્ય આવ્યું. કુમારી ઉર્મિલાએ પવન નાંખતાં કહ્યું: "પિતાજી ! રાજપૂત કુળ દીપક ! સાવધ થાઓ ! આપ જીવતા છો ત્યાં સુધી રાજપૂતોની દુર્દશા થશે નહિ. આપ જીવતા છો ત્યાં સુધી મેવાડનું ગૌરવ નાશ પામશે નહિ. મહારાણાજી ! આત્મબળ અને મનોબળ વડે નિર્બળ રાજાઓએ મ્હોટા બળવાન રાજાઓને પરાજય પમાડયો છે. આત્મબળવડે તો એક ક્ષુદ્ર કીડીને આપણે પર્વતની ટોચ ઉપર બેઠેલી જોઇએ છીએ. મહારાણાજી ! હું તો બાળક

છું. આપને શિખામણ દેવા લાયક નથી છતાં કહેવાઈ જાય છે કે: હિમ્મત, સાહસ, અને વિશ્વાસ રાખવાથીજ એક દિવસ મેવાડનો જય થશે, મેવાડની પ્રજા સુખી થશે, અને રાજપૂતોનો ટેક રહેશે."

પ્રતાપસિંહને થોડું થોડું ચૈતન્ય થયુ હતું. તેમણે ઉર્મિલાના છેલ્લા શબ્દો સાંભળ્યા હતા. તેમણે નેત્ર ઉઘાડી કહ્યું: "કોની આ દૈવવાણી ? વત્સ ! ત્હારા શબ્દો સફળ થાઓ."

## પ્રકરણ ૮ મું.

### પ્રતિઘાત.



શાળ મરૂભૂમિ, રાજપૂતાનાના હૃદય પ્રદેશ ઉપર પથરાઇ રહી છે. તેની સરહદના એક વિભાગના ગહન જંગલમાં ઘણાં મનુષ્યો એકઠા થયાં છે. મહારાણા પ્રતાપસિંહ, અમરસિંહ, સલુંબરરાજ, દેવલવરરાજ, મંત્રી ભામાશા, અને અન્ય સરદાર તથા હજારેક રાજપૂત યોદ્ધાઓ ત્યાં બેઠા છે. મહારાણાએ બાદશાહને પત્ર લખ્યા પછી તેમણે સ્વજાતિય સામન્ત સરદારોને ભેગા કર્યા છે. મહારાણાની ઇચ્છા જાણ્યા પછી સર્વેએ અશ્રુપાત કરતાં કરતાં મહારાણાજીને પોતાનો પત્ર પાછો ખેંચી લેવા આગ્રહ કર્યો. પરસ્પર વિચારો જાણવામા આવ્યા પછી એકે મતે નિશ્ચય થયો હતો કે: "મોગલોના દાસ થવા કરતાં, મેવાડની માયા ત્યાગ કરી અન્ય પ્રદેશમા ચાલ્યા જવું એજ શ્રેય !" રાજપૂતોએ અભિપ્રાય આપ્યો કે: "મરૂભૂમિની સરહદ ઓળંગી સિંધુ નદી સ્હામે કોઇ સ્થળે એક સંસ્થાન વસાવી રહેવુ." આવા વિચારો થવાથીજ સર્વ તેજસ્વી રાજપૂતો મેવાડની સરહદ ઉપર આવી પહોચ્યા છે. કોઇએ કોઇને આગ્રહ કર્યો નથી, કોઇએ કોઇને ભલામણ કરી નથી. જેને મહારાણા પ્રત્યે અને દેશ પ્રત્યે સાધારણ રીતે લાગણી હતી તેજ આવ્યુ છે !

શહેનશાહ અકબરને પ્રતાપસિંહનો પત્ર મળતાજ તેમના અને સર્વે

દરબારી જનોના મનમાં અતિ આનંદ થયો હતો. પત્રમાં રાણાએ બાદશાહની તાબેદારી સ્વિકારી હતી ! જે કાર્ય અનેક મોગલોના રક્ત-પ્રવાહથી થયુ નહિ, જે કાર્ય માનસિંહ અને સલીમના અહંકારે કર્યુ નહિ તે મહાન કાર્ય, વિના પ્રયાસે, એકાએક થઈ ગયેલુ જોઈ અકબરશાહ ખુદાનો ઉપકાર માનવા લાગ્યા, અને ખુદાના ઉપકાર કરતા પોતાના બળ-વિક્રમ અને પ્રતાપને લીધેજ પ્રતાપ નમ્યો છે એમ સમજી ગર્વ કરવા લાગ્યા. સર્વે રાજધાનીમા પણ આનદ આનદ છવાઇ ગયો, પરંતુ તેમને ક્યા ખબર હતી કે પ્રતાપનો હૃદય-સ્તભ ટુકડે ટુકડા થઇ જવા છતા તે નમે એવો નહોતો ! શહેનશાહને મેવાડ જોઇતું નહોતું, તેને માત્ર પ્રતાપનેજ નમાવવો હતો પરતુ શહેનશાહની આશા પરિપૂર્ણ થઇ નહિ ! શાહે બાપ્પારાવળના મહા પવિત્ર વશજને તાબેદાર બનાવી, કલક-સાગરમા ડુબાવવાની ધારણા રાખી હતી પરતુ તેમ થયુ નહિ ! શહેનશાહ જેવા એક અહકારી મનુષ્યની એવી ઇચ્છા હતી ખરી પણ જે સર્વે શહેનશાહોનો શહેનશાહ ભગવાન છે તેની એવી ઇચ્છા નહોતી ! તેજસ્વી રાજપૂતોએ, શહેનશાહની તાબેદારી કબુલ કરવા કરતાં દેશ-ત્યાગ કરવાનુ શ્રેયસ્કર માન્યુ હતું પ્રતાપસિંહ તેમનો અધિપતિ હતો. અત્યારે એજ ટેકીલા, ગૌરવાન્વિત, સ્વદેશ ભક્ત, રાજપૂતો આ ગહન જગલમા બેઠા છે. એક ડગલુ આગળ જતાજ મેવાડ હમેશને માટે પાછળ રહી જાય એમ હતુ. એક ડગલુ આગળ જતાં મેવાડ સાથેનો સબધ હમેશને માટે છૂટી જાય તેમ હતુ ! એક ડગલુ આગળ જતાંજ જનની જન્મભૂમિ સાથે તેમનો કાઈ સબધ રહે તેમ નહોતું ! તેથીજ રાજપૂત વીરો, જન્મભૂમિના ચરણમાં છેલ્લાં સ્નેહ-અશ્રુ સમર્પણ કરવા માટે, મેવાડની સરહદ ઉપર બેઠા છે ! આ ગહન વનમા, મહારાણા પૃથ્વી ઉપર બેઠા છે. તેમની ચારે દિશામાં સામન્ત, સરદારો અને સૈનિકો આદિ વિટળાઇ વળ્યા છે જેને જે સ્થળે બેસવુ જોઇએ, અને મહારાણા પ્રત્યે જેણે જેટલુ સન્માન દર્શાવવું જોઇએ તેના પ્રમાણમાં, આજે ભયકર દરિદ્ર સ્થિતિ હોવા છતા તેઓ મહારાણાની આસપાસ બેઠા છે.

મહારાણાએ કહ્યું: "સાંભળો રાજપૃત બધુઓ ! આજથી આપણે

જીવનનો માર્ગ બદલીએ છીએ. એના કરતાં વિશેષ દુઃખની વાત મનુષ્ય જન્મમાં બીજી હોઈ શકે નહિ. તમને ક્લેશ–દુઃખ થશે તો ખરૂ તેમ છતાં એક વિષયનું સ્મરણ કરાવવા ચ્હાઉં છું. આપણું એ જીવન, આપણને કિંચિદ્ ગૌરવજ અપાવશે પરંતુ અપયશ તો નહિજ અપાવે! આ આપણી સ્થિતિ એક રીતે આપણને દુઃખકર થશે, પરંતુ અન્ય રીતે તો તે આપણને અતુલ આનંદજ આપશે, તેથી બંધુઓ! તમે સ્મરણમાં રાખજો કેઃ આપણી આ કઠિન પ્રતિજ્ઞા હમેશને માટે સુદ્રઢ અને સમાન રહે. આપણા હૃદયની ઐક્યતા સૂર્ય ચદ્ર રહે ત્યાં સુધી કદી પણ શિથિલ થાય નહિ, એ યાદ રાખજો. આપણે માતૃભૂમિથી વિખુટા થઇએ છીએ પરતુ આપણા શરીરથી હવે એક બીજાએ વિખુટા થવુ નહિ, એ પ્રતિજ્ઞા તમારે દ્રઢ કરવી. આપણને અનેક દુઃખો પડશે છતાં આપણી પ્રતિજ્ઞાનો ભંગ થાય નહિ! હુ હજુ પણ તમને પ્રાર્થના કરૂ છુ કેઃ જેનુ હૃદય ભવિષ્યનાં વિકટ દુઃખો વેઠવા શક્તિમાન ન હોય અને જેઓ મેવાડની માયા ત્યાગ કરી શકતા ન હોય તેઓએ અમારો ત્યાગ કરી અહિથીજ દેશમાં ચાલ્યા જવુ. અથવા અન્ય કોઈ યુક્તિ દર્શાવી શકો એમ હોય તો ખુશીથી નિવેદન કરો.”

આ સ્થળે ઉભેલા હજારો રાજપૂત એકી અવાજે ઉચ્ચ સ્વરે બોલી ઉઠયાઃ “અનેક સંકટો સહન કરવા તૈયાર છીએ. ના, ના, અમે મરતા સુધી મહારાણાનો ત્યાગ કરીશુ નહિ!”

તેમનો એ શબ્દ ધ્વનિ વનજગલમા ગાજી ઉઠયો. માત્ર એક મનુષ્યે એ વાતને ટેકો આપ્યો નહિં. તેનું ચિત્ત અન્ય વિષયમા પરોવાયુ હતું. તે મનુષ્ય દારૂણ ચિન્તામાં વ્યાકુલ થઈ રહ્યો હતો. તેનું નામ મત્રી ભામાશા હતું. વીર રાજપૂતોનો શબ્દ ધ્વનિ, અરણ્ય સ્થળને કમ્પાયમાન કરી ગિરિ–ગુહામાં પડઘા પાડી, મરૂભૂમિની એક સીમાથી અન્ય સીમા પર્યંત પહોંચી ગયો! ક્ષણવારમાં તે સ્થળ નિઃસ્તબ્ધ થયું. હજારો મનુષ્યોવાળું સ્થળ, જન શૂન્ય સ્થાનની પેઠે “નિશ્ચલમ્ નિર્વિકલ્પમ્” જેવુ થઇ ગયું! હજારો રાજપૂતો મસ્તક નીચુ નમાવી બેઠા છે. તેમના નેત્રમાંથી અગ્નિવત્

જ્યોતિ નિઃસરે છે. હૃદયમાં તીવ્ર વિજળીક શક્તિ વહન કરી રહી છે. સર્વે સ્તબ્ધ, પાષાણુની મૂર્તિ પેઠે સ્થિર નિશ્ચલ થઇ બેઠા છે. એ શાંતિનો ભંગ કરી એકાએક મંત્રી ભામાશા ગળગળા જેવો થઇ આંસુ ભરેલે નેત્રે, મહારાણાના ચરણમાં પડયો, અને બોલ્યો: "રાજન્! આ દાસની એક પ્રાર્થના છે તે આપ સાંભળો. આટલા દિવસ સુધી યોગ્ય સમય આવેલો નહિ હોવાથી આપને કહ્યું નહોતું. તે મહાન અપરાધ ક્ષમા કરશો."

મહારાણા કંઇક વિસ્મય પામી બોલ્યા: "મંત્રીજી! તમારો ગમે તેવો અપરાધ હશે તોપણ તે માટે તમને ક્ષમા જ છે." એમ કહી મહારાણાએ મત્રીનો હાથ ઝાલી બેઠો કર્યો.

ભામાશાએ મસ્તક નમાવી કહ્યું: "સાંભળો મહારાણાજી! સાંભળો રાજપૂત બંધુઓ! આ અભાગી પાસે અનરગળ પિતૃ-ધન છે. મ્હારી પાસે જે ધન ભણ્ડાર છે તે પિતા, પિતામહ ઉત્તરોત્તર ભોંયમાં દાટી સાચવતા આવ્યા છે, અને હું પણ તે સાચવુ છુ. અમે સર્વેએ તેમાં વધારોજ કર્યો છે. તેમાંથી અમે એક પાઈ પણ ખર્ચી નથી. એ દ્રવ્યમાંથી વીશ હજાર મનુષ્યનુ, બાર વર્ષ સુધી સુખે પોષણ થાય એમ છે. એ ધન ઉપર મ્હારો કંઇ પણ અધિકાર નથી. પ્રજાનું તન, મન અને ધન, એ સર્વ રાજાનુંજ છે. જરૂર પડતા, રાજા તે ધન વિના સંકોચે મેળવી શકે છે. મ્હારી એ અતુલ સમ્પત્તિ, હું આનંદપૂર્વક, દેશના કલ્યાણને માટે શ્રી એકલિંગેશ્વર ભગવાનનું નામ સ્મરણ કરીને મહારાણાના પવિત્ર ચરણમાં સમર્પણ કરૂ છુ. હુ અને મ્હારા પૂર્વજો આપના મત્રીનું કાર્ય કરીએ છીએ. તેમાં જ અમે એ ધન મેળવ્યુ છે, તેથી તે આપનું જ છે. અત્યાર સુધી મ્હેં એ વાત કહી નહિ તેનું કારણ એ જ હતું કે ક્વચિદ્ આપને અન્ય કોઇ રીતે સહાયતા મળે! પરતુ હવે હદ થઇ છે! હમણાં હું જોઈ શકુ છું કે: આપને મેવાડ ત્યાગ કરવાનો સમય આવી પહોંચ્યો છે! આપના ગયા પછી મેવાડની સ્વતત્રતા પુનઃ પ્રાપ્ત થશે નહિ! રાજપૂત ક્ષત્રિયોમાં એવો કોઇ અન્ય વીર-બાહુ નથી કે જે દેશને માટે આપની પેઠે પ્રાણાંત પર્યંત યુદ્ધ કરે! મહારાણાજી! મ્હે અને મ્હારા વંશજોએ જે ધનનો સંગ્રહ કર્યો

છે તે આજે પવિત્ર મેવાડના ઉદ્ધાર માટે અને મેવાડ નિવાસીઓના કલ્યાણને માટે આપને સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું. એ ધન અર્પણ કરવાથી આજે મ્હને જેટલો આનંદ થાય છે તેટલો આનંદ મ્હારા જીવનમા મ્હે કદી પણ અનુભવ્યો નથી. ચિતોડમા, મ્હારા ભાગેલા ઘરમા, વાયવ્ય ખુણામા એક ભોયરૂ છે, તેમાં સર્વ ધન દાટેલુ છે. આપ ખુશીથી તે ગ્રહણ કરો અને મેવાડનો ઉદ્ધાર કરો પ્રભુ ! ”

ઉદાર વણિક પુત્ર ભામાશાના આવા વચનો સાભળતાજ સર્વ રાજપુતોના મુખ ઉપર પ્રસન્નતા પથરાઈ ગઇ સર્વના મુખ ઉપર હાસ્ય ફરકવા લાગ્યુ સર્વ ભામાશાની પ્રશસા કરવા લાગ્યા. રાજપૃતો બોલી ઉઠ્યા “ ધન્ય છે મત્રીજી ! ધન્ય છે તમારી ઉદારતાને ! ધન્ય છે તમારા શ્રીમતપણાને ! તમારૂ જીવન સાર્થક થયુ છે. તમેજ રાજપૂત જાતિનુ ગૌરવ છો ! તમેજ આજે રજપૂતોનુ નાક રાખ્યુ છે ! તમેજ આજે રાજપુતોનુ માન રાખ્યુ છે ! તમારી એ કીર્તિની અને એ ઉદારતાની તુલના થઈ શકે તેમ નથી ! મત્રીજી ! જગત્મા ચદ્ર સૂર્યનુ અસ્તીત્વ રહેશે ત્યા સુધી તમારી કીર્તિ અચલ અટલ રહેશે ધન્ય છે મત્રીજી ત્હમારી મહાન ઉદારતાને ! ધન્ય છે ત્હમારા દેશ–પ્રેમને ! ધન્ય છે તમારી રાજભક્તિને ! ”

પોતાની સ્તુતિ સાભળી મત્રી ભામાશા નમ્રપણે બોલ્યો “ બધુઓ ! તમે મ્હારી પ્રશસા કરો છો પરતુ હુ તેવી પ્રશસાને લાયક નથી એમા મ્હે વિશેષ શુ કયુ છે ? જેનુ ધન મ્હારી પાસે સચિત થયુ હતુ તે તેને સ્વાધીન કર્યુ છે ! રાજાના પૈસા મેળવી તેમાથી અમે સચય કરતા હતા. તેજ વિપદ્ સમયે રાજાને પાછા આપ્યા છે એમા મ્હે વિશેષ શુ કર્યુ ? પ્રત્યેક રાજ કર્મચારીની ફરજ છે કે તેણે પોતાને મળતા ભારે પગારમાંથી થોડુ ધન સચય કરવુ અને પોતાને, પોતાના આપ્ત–સગાંને કે પોતાના રાજાને વિપત્તિ પડે તે સમયે તેને મદદ કરવી ! રાજા એ ઇશ્વરનો અશ વિશેષ છે, તેથી તેને ઇશ્વર જેટલુ માન આપવુ જોઇએ અને સુખ દુઃખમાં તેને સહાયતા આપવી જોઇએ. જે પ્રજા રાજાને ઇશ્વરરૂપ ગણે છે તેના ઉપર ઇશ્વિર પ્રસન્ન રહે છે. જે પ્રજા રાજાને કોઇ પણ પ્રકારે દુઃખ

કે ત્રાસ આપે છે તે પ્રજાનેજ અનેક પ્રકારનાં દુઃખ સહન કરવાં પડે છે! વીર ક્ષત્રિય બન્ધુઓ! અમે વણિક છીએ. અનેક પ્રકારનાં કષ્ટ વેઠીને પણ પૈસા સંગ્રહ કરીએ છીએ. અમે કંજુસ કહેવાઇએ છીએ પણ જ્યાં આવા શુભ પ્રસંગો આવી પડે છે ત્યાં અમારો ધન ભણ્ડાર ખાલી કરી દેવામાંજ અમારૂ કુળભૂષણ અને જીવનનું સાર્થક સમજીએ છીએ. અમારી પેઠેજ સર્વ શ્રીમંત વણિકો રાજા પ્રજાના કલ્યાણજનક કાર્યોમાં સંચિત દ્રવ્યનો સદ્‌ઉપયોગ કરે તો આ સંસાર સ્વર્ગના રૂપમાંજ બદલાઈ જાય! કોઇ જાતિ બન્ધુ દુઃખી રહે નહિ, કોઇ જાતિ બન્ધુ વિદ્યા વગરનો અભણ રહે નહિ! ઇશ્વર આપણને દ્રવ્ય આપે છે તે માત્ર પૃથ્વીમાં દાટી મૂકવા આપતો નથી પણ પ્રસંગે તેનો સદ્‌ઉપયોગ કરવા માટેજ આપે છે! જે ધન જીવન પર્યંત અને વંશપરંપરા પર્યંત ભૂમિમાં દટાઇ રહે તે શા કામનું? તેના કરતાં તો માર્ગની માટી બહુ ઉપકારક ગણાય! માર્ગની માટી ઉપયોગમાં આવે છે તેથી તે કિંમતિ જ કહેવાશે પણ જે કંજુસનું ધન ઉપયોગમાં નથી આવતું તે માટી કરતા પણ નિર્માલ્ય ગણાશે! રાજપૂત બન્ધુઓ! મ્હારા દ્રવ્ય વડે પુનઃ સૈન્ય સંગ્રહ કરી, મોગલોએ આપણા જેટલા કિલ્લા નાશ કર્યા છે, તેટલા પુનઃ પ્રાપ્ત કરી લેવાની સલાહ આપું છું. મનુષ્યની જેટલી અધોગતિ થાય તેટલી આપણી થઇ છે. હવે અધઃપતન થશે નહિ એમ જણાય છે. હવે મ્હને ઉન્નતિના ઉજ્વળ કિરણો જણાય છે. હવે જે યુદ્ધ કરીશું તેમાં અવશ્ય આપણો વિજયજ થશે. ચાલો, હવે વિલંબ શા માટે કરવો જોઇએ? શ્રી એકલિંગજી ભગવાનનો અદૃષ્ય આદેશ છે. જય શ્રી એકલિંગજી ભગવાન."

હજારો રાજપૂતો આકાશ ગર્જના કરતા બોલી ઉઠયાઃ "નક્કી! નક્કી! નક્કી! ધન્ય મંત્રીજી! જય શ્રી એકલિંગજી ભગવાન!

સર્વ રાજપૂતો નવીન ઉત્સાહ–પ્રવાહમાં મધુર સ્નાન કરી રહ્યા હતા. તે સમયે ત્યાં અચાનક એક મુસલમાન સૈનિકે પ્રવેશ કર્યો. સર્વની દ્રષ્ટિ તેના તરફ આકર્ષાઇ. મુસલમાન સૈનિકે પ્રવેશ કરી નમ્રતાપૂર્વક પ્રણામ કરી કહ્યું: "વીર રાજપૂતો! મ્હને જોઇ કોઇ પ્રકારનો વિરૂદ્ધ ભાવ ધારણ

કરશો નહિ. હું બિકાનેરના મહારાજાના કનિષ્ઠ બંધુ અને હમણાં બાદશાહ અકબરના નજર કેદી, રાજકવિ પૃથ્વીરાજનો દૂત છું. મ્હારા પ્રત્યે કોઇ પ્રકારનો સંશય લાવશો નહિ."

એટલું કહીને તેણે ગજવામાંથી એક પત્ર મંત્રીના હાથમાં મૂક્યો. મંત્રીએ તે મહારાણાના હાથમાં આપ્યો. મહારાણાએ તે કાવ્યમય પત્ર* વાંચ્યો. પત્રની મતલબ નીચે પ્રમાણે હતી.

---

* બિકાનેર રાજકુમાર પૃથ્વીરાજના તે અસલ પત્રની પૂરી નકલ મળતી નથી પણ ઠાકુર પૂર્ણસિંહજી લિખિત "મેવાડકા ઇતિહાસ" નામક પુસ્તકમા પૃષ્ઠ ૧૭૩ મા કેટલાક દોહા અને સોરઠા લખેલા મળી આવ્યા છે તે અત્ર પ્રકટ કરવામા આવે છે:—

**સોરઠા:** —અકબર સમદ અથાહ, સૂરાપણ ભરિયો સજલ,
મેવાડો તિણમાહી, પોયણ ફૂલ પ્રતાપસી ૧
અકબર એકણ બાર, દાગણ કીસારી દુની,
અણદાગલ અસવાર, રહિયો રાણ પ્રતાપસી ૨
અકબર ઘોર અંધાર, ઉંઘાણા હિંદુ અવર,
જાગે જુગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી ૩
હિંદુ પતિ પરતાપ, પતિ રાખો હિંદુ આણરી,
સહે વિપતિ સંતાપ, સત્ય સપથ કર આપણી ૪
ચોથો ચિતોડાહ, બાટો બાજની તણૂ,
દીસે મેવાડાહ, તો સિર રાણ પ્રતાપસી ૫
ચમ્પો ચિતોડાહ, પૌરસ તણો પ્રતાપસી,
સોરભ અકબર શાહ, અડિયલ આ ભડિયા નહી ૬
પાતલ ખાગ પ્રમાણ, સાચી સાગા હર તણી,
રહી સદા લગરાણ, અકબરસૂ ઉભી અણી ૭

**દોહા'—** માઇ જણ અહડા જણો, જહડા રાણ પ્રતાપ,
અકબર સૂતો ઓઝકે, જાણ સિરાણે સાપ ૮

**સોરઠા:**—રાઓ અકબરિ ચાહ, તેજ તિહારો તુરકડા,
નમ નમ નિસરિયાહ, રાણ વિના સહ રાવજી ૯

"રાજન્ !

આપ હિંદુઓની આશા અને વિશ્વાસ છો. આપ ક્ષત્રિય કુળદીપક છો. આપ જો ન હોત તો અકબરશાહ સર્વને નમાવી દેત ! સર્વને એક ત્રાજવે તોળત ! સર્વ રાજપૂત રાજાઓ વીર્યશૂન્ય થયા છે. તેમણે પોતાની સતી પતિવ્રતા કુળ કામિનીઓને મોગલો સાથે પરણાવી મહાન અધર્મ કર્મ કર્યું છે ! અકબરશાહે નૌરોજના બજારમાંથી સર્વ ક્ષત્રિ નારીનાં પતિવ્રત ખરિદ્યાં છે પરંતુ રાણા પ્રતાપના ઘરની કુલકામિનીઓને ખરિદી શકયો નથી ! એજ રાણાજીના બાહુ બળ-વિક્રમનો પ્રતાપ છે ! ગૌરવ એ રાજપૂતોનુ પરમ ધન છે, પરંતુ પ્રતાપરાણા સિવાય સર્વનો તે ધન ભણ્ડાર લૂંટાઇ ગયો છે !

પ્રતાપરાણાનુ બાહુબળ, શૌર્ય વીર્ય, સાહસ અને ટેક જોઇ આજ સુધી હુ મનમાંજ આનંદ પામતો અને અનેક ધન્યવાદ આપતો હતો. એ જોઇ મ્હે આશા રાખી હતી કે રાણો પ્રતાપ, કોઇ એક દિવસે પણ મેવાડને મોગલોની પરતંત્રતામાંથી મુક્ત કરશે, પરંતુ આજે પ્રતાપનો તે પ્રતાપ નરમ પડયો છે, એ જાણી નેત્રમાંથી આંસુ પડે છે ! હૃદય ભડ ભડ બળે છે ! અન્ન જળ ભાવતાં નથી ! શય્યા કંટકમય થઇ પડી છે ! ક્ષત્રિયની તરવાર એજ તેના હૃદયનુ તેજ દર્શાવનાર મહાન વસ્તુ છે ! જે તરવારવડે મેવાડ અને હિંદુ ધર્મનુ રક્ષણ થવાની આશા રાખી હતી તેજ તરવાર આજે મોગલ બાદશાહના ચરણમાં પત્રદ્વારા આવી પડેલી જોઇ અત્યંત ખેદ થાય છે ! વીર કેશરીએ પોતાની ભયંકર ગર્જનાવડે મોગલ-અકરાંને આટલા દિવસ સુધી ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી અને હવે જ્યારે પ્રતિજ્ઞા-પૂર્ણ કરવાનો સમય

---

સહ ગાવડિયે સાથ, યેકણ વાડે બાડિયા,
રાણા ન માની નાથ, તોડે રાણ પ્રતાપસી ૧૦
સોયો સો સંસાર, અસુરપ ઢાલે ઉપરે,
જાગે જગ દાતાર, પોહરે રાણ પ્રતાપસી ૧૧

દોહા:— ઘર વાંકી દિન પાધરા, મરદ ન મૂકે પ્રાણ,
ઘણે નરિન્દા ઘેરિયા, રહે ગિરિન્દા રાણ ૧૨

આવ્યો ત્યારે તેજ સિંહરાજ બકરાને નમન કરવા આવે એ કેવી નિર્બળતા? કેવી કાયરતા? કેવી અજાનતા? મહારાણાજી! દેશ અને ધર્મનું રક્ષણ કરનાર ધર્માત્માને દુઃખ તો અવશ્ય પડે છે પણ દુઃખની પાછળ સુખ ડોકિયાંજ કરે છે એ આપે નક્કી સમજવું. આપ જંગલે જંગલ રખડી દુઃખ પામો છો એ હું જાણું છું પણ જેણે દેશને માટે અને સ્વધર્મને માટે દુઃખ વેઠી પ્રાણ ત્યાગ કર્યા છે તે સ્વર્ગે જાય છે એ શ્રીકૃષ્ણ ભગવાને વીરબાહુ અર્જુનને કહ્યું છે તે કેમ ભૂલો છો? આટલી બધી મોગલ ફોજ હોવા છતાં અકબરશાહ સુખે નિદ્રા લેતો નથી! જાણે ઓસિકે કાળો નાગ પડ્યો હોય તેમ તેને આપની બ્હીક લાગે છે! આપના બાહુપ્રતાપ આગળ તેઓ ઝાંખા પડ્યા છે! આપની માતાએ આપને એકજ જણ્યા છે! હવે એવા દિવસ સત્વર આવે છે કે જે દિવસ આપ મેવાડનો ટેક અને હિંદુધર્મનું સંરક્ષણ પુનઃ કરી શકશો પુણ્યમય મેવાડ ભૂમિમાંથી મોગલો ત્રાસ પામી ન્હાસી જશે સર્વ રાજભક્ત, દેશભક્ત, રાજપૂતો એ મહા પવિત્ર, મહા મંગલમય દિવસની વાટ જોયા કરે છે! મહારાણાજી! વીર મરદો ટેક છોડતા નથી. આપનો પ્રતાપ-સૂર્ય અસ્ત થવા દેશો નહિ પ્રતિજ્ઞાનો ભંગ કરશો નહિ. અને અકબરશાહને નમશો નહિ એજ મ્હારી પ્રાર્થના છે."

"**અભાગી પૃથ્વીરાજ.**"

' ' ' '

સ્વભાષાની તેજોમયી કવિતામાં લખાયલો પત્ર વાંચતાંજ મહારાણાના હૃદયમાં પુનઃ વીરગર્વ ઉછળી ઉઠ્યો એક તરફથી ભામાશાનું દ્રવ્ય દાન અને બીજી તરફથી પૃથ્વીરાજનો ઉત્તેજક પત્ર! મહારાણાના નેત્ર રાતાચોળ થઈ ગયા ચ્હેરા ઉપર તેજ ફરકવા લાગ્યું તેમનો એ મનોભાવ જોઈ ભામાશાએ ભય પામી પૂછ્યું "શા સમાચાર છે પ્રભુ?"

પ્રતાપસિંહે સર્વ સાંભળે તેમ તે પત્ર ઉચ્ચ સ્વરે વાંચી સંભળાવ્યો એ સાંભળતાંજ સાંભળનારાઓના શરીરમાં રાજપૂત રક્ત ઉછળી ઉઠ્યું. તેમનામાં પુનઃ તેજ ઝળકી ઉઠ્યું.

મુસલમાન સૈનિકે પૂછ્યું "મ્હને શી આજ્ઞા છે મહારાજ?"

મહારાણાઃ " તમને જવાની રજા છે. ઉત્તર લખવાની જરૂર નથી. પૃથ્વીરાજ મહારાજને મ્હારા પ્રણામ સહિત કહેજો કેઃ "તમારી ઇચ્છાનુસારજ કામ થશે. ચિંતા કરશો નહિ."

દૂતે નમન કરી પ્રયાણ કર્યું. તત્ક્ષણાત્ પરસેવાથી ભિંજાયલો એક ભીલ યોદ્ધો હાંફતો હાંફતો ત્યાં આવી પહોંચ્યો અને મહારાણાના ચરણમાં દણ્ડવત્–લાંબો થઇ–પગે લાગ્યો. ઉભો થયા પછી મહારાણાએ પૂછ્યુઃ " કેમ શા સમાચાર છે ? "

ભીલે બે હાથ જોડી ઉત્તર આપ્યોઃ " ભયંકર વિપત્તિ ! સ્વર્ગીય જયમલસિંહના પુત્ર રત્નસિંહ અને દેવલવર રાજકુમારી યમુનાદેવી એ બન્નેને શાહબાજખાંએ દેવીરના કિલ્લામાં કેદ પૂર્યાં છે."

આ સાભળી દેવલવરરાજ કમ્પી ઉઠયા. અમરસિંહે તરવારની મુઠ ઉપર હાથ નાંખ્યો. પ્રતાપસિંહે ક્રોધમાં માથાના વાળ ઉખેડવાનો યત્ન કર્યો. રાજપૂતો નગ્ન તરવાર ઉંચી કરી ભીમ ગર્જના કરવા લાગ્યા. પ્રતાપે કહ્યુઃ " યોદ્ધાઓ ! તમને સર્વને વિદિત છે કેઃ કુમાર રત્નસિંહ અને રાજકુમારી યમુના એ બન્ને તમારા અને તમારા કુટુંબી જનોના પ્રતિનિધિ થઇને પચાસ ભીલો સહિત, મેવાડેશ્વરીની પૂજા કરવા ગયા છે. તેઓ અત્યારે વિપદ્‌માં પડયાં છે. હવે શું કરવુ ? "

વીર યોદ્ધાઓ એકે સ્વરે બોલી ઉઠયા. " યુદ્ધ ! યુદ્ધ ! યુદ્ધ ! "

તેમના ગગનભેદી શબ્દોએ પ્રત્યેક વીરના શરીરનું રક્ત ઉછાળાવી દીધુ. સર્વના શરીરમાં ચચળતા આવી ગઇ. તત્ક્ષણાત્ રાજપૂતોએ, અગ્નિ લોલુપ પતંગની પેઠે, મોગલોપર હલ્લો કરવા પ્રયાણ કર્યું. કુટુંબ પરિવારના રક્ષણને માટે બસો યોદ્ધાને તે વનમાં રાખ્યા. એ સમયે પરિણામનો વિચાર કરવાનો સમય નહતો. ભવિષ્યની કલ્પના કરીને બેસી રહેવાનો તે સમય નહતો. સ્વદેશપ્રેમી સન્યાસી મહારાણા પ્રતાપસિંહે, થોડા સૈન્ય સહિત, પુનઃ રણસમુદ્રમાં ભૂસકો માર્યો !





## પ્રકરણ ૯ મું.

### ઉત્સાહની સફળતા.



મધ્યાહ્નના બે વાગ્યા છે. શાહબાજખાં, દેવીરના કિલ્લામાં, એક વિશાળ દિવાનખાનામાં અમલદારો સાથે બેઠો છે. એ સમયે એક દૂતે પ્રવેશ કરી કહ્યું: "એક ક્ષત્રિય યુવક અને યુવતી પકડાયાં છે. હુઝુરની આજ્ઞા મળતાં તેની યોગ્ય વ્યવસ્થા થશે."

ગર્વિષ્ઠ શાહબાજખાં લાંબી દાઢી પર હાથ ફેરવતાં બોલ્યો: "લાવ, તેને અહિં લાવ. તેની પાસેથી પ્રતાપસિંહના સમાચાર જાણી શકાશે."

દૂત નમન કરી ચાલ્યો ગયો અને થોડી વારમાં, પહેરેગીરો સાથે રત્નસિંહ અને યમુનાદેવીને સભાગૃહમાં લાવી હાજર કર્યા. શરમને લીધે યમુનાનું મુખ ફિક્કું પડયુ હતું તે નીચે મસ્તકે ઉભી હતી. ક્રોધને લીધે રત્નસિંહનું મુખ લાલચોળ થઈ ગયુ હતુ. તેનાં નેત્રમાથી અગ્નિ વર્ષતો હતો. શરીરમા રક્તપ્રવાહ જોરથી વહેતો હતો. તે સ્થિર પણ કરડી નજરે શાહબાજખાં સ્હામે જોઇ રહ્યો હતો. યમુના તેની પાછળ ઉભી હતી.

શાહબાજખાં અને તેના સભાસદો યમુનાનુ અનુપમ સૌંદર્ય જોઇ મોહ પામ્યા હતા. રૂપના તરસ્યા મોગલો ઉદ્દેશ ભૂલી જઇ યમુનાના મુખ સ્હામે જોયા કરતા હતા. એ જોઇ રત્નસિંહે સિંહ ગર્જના કરતાં કહ્યું: "સેનાપતિ ! અમને શા માટે અહિ બોલાવ્યાં છે ?"

વીર રત્નસિંહનો કણ્ઠ સ્વર સાંભળી શાહબાજખાં કમ્પી ઉઠયો. તેના મુખ સ્હામે જોતાં તેને જણાયું કે રત્નના નેત્રમાંથી અગ્નિનો વર્ષાદ થાય છે ! શાહબાજખાંએ મનમાંજ વિચાર્યું કે: "જે જાતિમા આવા અસં-ખ્ય વીર પુરૂષો જન્મ્યા છે તે જાતિ કદી પણ પરતંત્ર થશે નહિ. અકબર-

શાહ એ જાતિને કદી પણ નમાવી શકશે નહિ. " તેમણે ધીમે ધીમે કહ્યુ: " વીર ! શું ત્હને સુખની ઇચ્છા નથી ? "

રત્નસિંહે કોમળ સ્વરે કહ્યું: " મનુષ્યની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થઇ શકે છે ? "

શાહબાજખાં: " ત્હને મુક્ત કરવાની મ્હારી ઇચ્છા છે. "

રત્નસિંહ: " તેમ થશે તો સેનાપતિની પ્રશંસા કરીશ, પરંતુ તમારે એટલું પણ યાદ રાખવુ કે: જીવન પર્યંત તમારી કૃપા ભિક્ષા માંગીશ નહિ."

શાહબાજખાં: " પ્રતાપસિંહ હમણાં ક્યાં છે ? "

રત્નસિંહ: " સેનાપતિ ! પ્રતાપ હમણાં વન-જંગલમાં ફરતા ફરે છે. તેમનું કોઇ સ્થળ નિશ્ચિત નથી. પ્રતાપ હમણાં રાજભ્રષ્ટ છે. તેમના સમાચાર મેળવવાનુ તમારે શુ પ્રયોજન છે ? "

શાહબાજખાં: " શું ત્હને ખબર નથી કે પ્રતાપે હમણા બાદશાહની તાબેદારી સ્વિકારી છે ? "

રત્નસિંહ: " શુ તમને ખબર નથી કે મેવાડનાં પ્રત્યેક સ્થળ શોધવા છતા પ્રતાપસિંહ નામક કોઇ પુરૂષને ત્હમે જોઈ શકશો નહિ ! "

શાહબાજખાં: " ત્યારે શુ પ્રતાપ જીવતા નથી ? "

રત્નસિંહ: " હુ તે સમાચાર કહેવા ખુશી નથી. "

શાહબાજખાંનાં નેત્રો કુમારી યમુનાના અનુપમ સૌંદર્ય-સાગરમાં ડૂબી ગયાં ! તે તેનાપર મુગ્ધ થયો. યમુનાએ લજ્જાને લીધે સંકોચ પામી વસ્ત્રવડે સુંદર મુખ ઢાંકી દીધું, તેમ છતાં વસ્ત્રના ગર્ભમાંથી પણ રૂપની છટા બહાર ઉછળી પડતી હતી !

રત્નસિંહે પ્રચણ્ડ સ્વરે કહ્યું: " મ્હારે શુ કરવુ ? ઝટ આજ્ઞા ફરમાવો."

શાહબાજખાંએ કહ્યું: " યુવક ! ત્હને મુક્ત કરૂ છુ. ત્હારી ઇચ્છામાં આવે ત્યાં તું જઇ શકશે. "

પહેરેગીરો રત્નસિંહની પાસેથી ખસી ગયા અને યમુનાની આસપાસ ઉભા રહ્યા. રત્નસિંહ ત્યાંજ ઉભો રહ્યો હતો. શાહબાજખાંએ કહ્યુ: " હજી કેમ ઉભો રહ્યો છે ? "

રત્નસિંહ: "રાજકુમારી માટે શી આજ્ઞા છે?"

શાહબાજખા: "તે આજ્ઞા સાથે ત્હારે સબંધ નથી. તું સત્વર ચાલ્યો જા."

રત્નસિંહના મનમા ઘણો ક્રોધ વ્હડયો, છતાં તેને દબાવી હાસ્ય કરતાં કહ્યુ: "સેનાપતિ! હિંદુઓ તમારા જેવા સ્વાર્થી નથી!"

શાહબાજખા: "ત્યારે શુ ત્હારે મુક્ત થવુ નથી?"

રત્નસિંહ: "એવી મુક્તિનો હુ તિરસ્કાર કરૂ છુ!"

શાહબાજખા: "સુંદરીની માયા ત્યાગ કરી ચાલ્યા જવાનુ સ્વીકાર-ત્હારી સ્વતત્રતાના દ્વાર ખુલ્લા છે, નહિ તો કેદખાને જવા તૈયાર થા."

રત્નસિંહ: "તૈયાર છુ."

શાહબાજખા: "સુન્દરી! આ બેવકુફ યુવકની પેઠે ત્હારા પ્રત્યે કઠોર આજ્ઞા થઈ શકશે નહિ ત્હને કેદખાને મોકલવાનુ અયોગ્ય ધારૂં છુ. ત્હારા કોમળ નેત્રોની મધુર દ્રષ્ટિ આગળ તરવારની ધાર ટકી શકે એમ નથી ત્યાં પછી મ્હારૂ હૃદય તો તુચ્છ જ છે! ત્હને કેદી બનાવીશ નહિ. તું મ્હારા જનાનખાનામાં જા. તું એ સુખને લાયક છે."

આ શબ્દો સાભળતા જ રત્નસિંહના હૃદયમાં ક્રોધે ઉછાળો માર્યો. તેણે પ્રચડ ગર્જના કરતાં કહ્યુ: "મૂઢ! મૂર્ખ! પાપી! સાવચેત! પરસ્ત્રી પ્રત્યે પાપી નજર નાંખવાથી અનેક રાજ્યોનો નાશ થયો છે! અનેક મનુષ્યોના પ્રાણ ગયા છે!"

શાહબાજખા: "પહેરેગીરો! આ સુંદરીને જનાનખાનામાં લઈ જાઓ. થોડી વાર પછી હુ ત્યાં આવીશ. આ યુવકને હમણાં જ કેદખાનામા પૂરી દો!"

શાહબાજખાંના શબ્દો પૂરા બોલાઇ રહે તે પહેલાં જ, વીર રત્નસિંહ, ઉન્મત્ત સિંહની પેઠે ત્યાથી ઉછળ્યો અને પળવારમા શાહબાજખાંની પાસે જઈ તેના માથા પર તરવારનો એવો સખ્ત ઘા કર્યો કે જેથી તે અચેતન થઈ પૃથ્વી પર ઢળી પડયો. સભાસદો અને સિપાહીઓએ "મારો, મારો." ના શબ્દો ઉચ્ચાર કરતા દોડી આવી રત્નસિંહને પકડી લીધો, અને તેને શિક્ષા

આશ્ચર્ય થયું પરંતુ શાહબાજખાંની સેવા કરવાની પ્રથમ આવશ્યકતા જાણી સર્વે તે કાર્યમાં ગુંથાયાં. રત્નસિંહ ઉપર વેર લેવાનો સમય નહોતો. ઘા અતિ સખ્ત નહોતો તેથી થોડી વારે શાહબાજખાંને ચૈતન્ય આવ્યું. ભાન આવતાંજ તેણે કહ્યું: “એનો વધ કરો: સત્વર વધ કરો.”

પહેરેગીરોએ રત્નસિંહને શરીરે દોરડાં વિંટાળી દીધાં, પરંતુ તેના શરીરમાં એટલું બધું બળ હતું કે દોરડાંના ઝટકે કટકા થઇ ગયા. તેથી તેઓએ તેને શરીરે લોખંડની સાંકળો પહેરાવી દીધી. તેમ છતાં કોઈ તેનાં ક્રોધ ભરિત નેત્રો સ્હામે જોઈ શકતું નહિ!

શાહબાજે પુનઃ કહ્યું: “સુંદરીને જનાનખાનામાં લઇ જાઓ.”

પહેરેગીરોએ યમુનાને કહ્યું: “ચાલો, બીબી સાહેબા જનાનખાનામાં.”

આ શબ્દો સાંભળતાં જ રત્નસિંહ ક્રોધને લીધે વિહ્વલ થઇ ઉઠ્યો. વીર ક્ષત્રાણી યમુનાનું શરીર થરથર કમ્પવા લાગ્યું. તે ચૈતન્યશૂન્ય થઈ પૃથ્વી પર પડી!”

શાહબાજખાંએ કહ્યું: “યુવતીને જનાનખાનામાં લઇ જઇ સેવા સુશ્રૂષા કરો.”

એજ સમયે થોડે વેગળે અનેક મનુષ્યોનો કોલાહલ સંભળાયો. શાહબાજખાંએ ચમકિત થઈ પૂછ્યું: “આટલી બધી ગડબડ શાની?”

પ્રચંડ કોલાહલ ધ્વનિ નજીક આવતો જણાયો. એક લોહીલુહાણ થયેલા સૈનિકે દોડતાં આવી કહ્યું: “નવાબ સાહેબ! સત્યાનાશ વળ્યું! રાજપૂતોના પુષ્કળ લશ્કરે છાવણી પર આવી એકાએક ધેરો ઘાલ્યો છે.” અમે કોઈ યુદ્ધ કરવા તૈયાર નથી. સત્યાનાશની વાત! અત્યાર સુધીમાં તેમણે આપણા અર્ધા લશ્કરને કાપી નાંખ્યું છે!”

શાહબાજખાંનો જીવ ઉડી ગયો! તેણે ગભરાતાં ગભરાતાંજ પૂછ્યું: “મુરાદબક્ષ ક્યાં છે?”

સૈનિકઃ “તે તો પ્રથમજ કપાઇ મૂવો.”

શાહબાજખાં: “અને રહીમખાં?”

સૈનિકઃ “તે તરવાર તરવારની બૂમો પાડે છે!”

રાજપૂતોનો ભયંકર કોલાહલ અતિ નિકટ સંભળાયો. શાહબાજે પૂછ્યું: "શત્રુઓની સંખ્યા કેટલી છે?"

સૈનિકઃ "સંખ્યા વધારે નથી પણ તેમનો ઉત્સાહ જોતાં, અસંખ્ય મોગલો તેમની સ્હામે ટકી શકે એમ નથી."

શાહબાજ: "મ્હારી તરવાર અને બખ્તર લાવ."

સૈનિકઃ "ધારૂં છું કે હવે તેમના વિજયમાં ઉણપ રહી નહિ હોય."

એક પહેરેગીર શાહબાજની તરવાર અને બખ્તર લઇ આવ્યો. શાહબાજે તે ધારણ કર્યું અને ત્વરિત ગતિએ બહાર નિકળ્યો. સૈનિક આગળ ચાલ્યો, પરંતુ તેમને અધિક વેગળે જવું પડયું નહિ ! તંબુની નજીકમાંજ રાજપૂતોનો ગગન ભેદી જયધ્વનિ સંભળાયો. કુમાર રત્નસિંહ અને યમુનાને એકલાં રહેવા દઈ પહેરેગીરો શાહબાજખાંની મદદે દોડયા. રત્નસિંહ યમુનાની પાસે જઇ તેને ચૈતન્ય લાવવા યત્ન કરવા લાગ્યો. થોડી વારે તેને ચૈતન્ય આવ્યું. તેણે પ્રશ્ન કર્યો: "આ કોલાહલ શાનો?"

રત્નસિંહે તેને કપાળે હાથ ફેરવતાં કહ્યું: "મેવાડ ઉપર ભગવાન એકલિંગેશ્વર પ્રસન્ન થયા હોય એમ જણાય છે. રાજપૂતોનો અને તે સાથે મહારાણા પ્રતાપસિંહનો કર્ણ સ્વર સંભળાય છે. તું જરા થોભ. હું તપાસ કરી આવું છુ."

રત્નસિંહ ઉંચે શ્વાસે દોડયો. બારીમાંથી ડોકિયુ કરતાં જણાયુ કેઃ બારણા આગળ ઘોર યુદ્ધ થઈ રહ્યું છે. શાહબાજખાંના તાબાના દશ હજાર સિપાહીઓમાંથી ફક્ત ચાર હજાર જીવતા રહ્યા છે. આસરે છ સો રાજપૂતો તેમની સાથે યુદ્ધ કરે છે. ધીમે ધીમે મોગલોનું બળ ઓછું થયું, અને હિંદુના જય ધ્વનિ વડે ગગન મણ્ડલ કમ્પી ઉઠયુ. આ સમયે શાહબાજખાંએ થોડો વખત યુદ્ધ થોભાવી કંઇક વિચારો કરી લીધા. વિચાર કર્યા પછી એક ઇસારત કરતાંજ ત્રણસો સિપાહીઓ રણમાં ભંગ કરીને તેની સાથે અન્ય દિશામાં ન્હાસી ગયા ! રાજપૂતો મહાન વેગે તેની પાછળ પડયા. રત્નસિંહ અને અમરસિંહ તે ટોળીના આગેવાન થયા. પ્રતાપ અને મંત્રી મોગલોના આવાસમાંજ રહ્યા.

પ્રતાપે કહ્યુંઃ "અનુમાન કરૂં છું કેઃ શાહબાજખાં નજીકના કોઈ મોગલ કિલ્લામાં આશ્રય લેશે, તેથી હવે લશ્કર વિના યુદ્ધ કરી શકાશે નહિ. શો ઉપાય?"

મંત્રીએ ઉત્તર દીધોઃ "લશ્કર તૈયાર છે. આજ્ઞા થતાંજ બે હજાર યોદ્ધાઓ મહારાણાની રાજપતાકા નીચે લાવી શકીશ."

એ સમયે યમુનાદેવી ધીમે ધીમે ત્યાં આવી પહોંચી અને મહારાણાને પ્રણામ કર્યા. મહારાણાએ સ્નેહપૂર્વક કુમારીનું શિર-ચુંબન કરી કહ્યું: "બેટા! દૈવેચ્છાથી તમને દુઃખ સહન કરવું પડયું છે, પરંતુ હવે કાંઈ અડચણ નથી. મેવાડની દુર્દશા અધિક દિવસ રહેશે નહિ. મંત્રી! તમે મ્યાનો અને ઉંચકનાર ભેગા કરી યમુનાદેવીને સુરક્ષિત સ્થળે પહોંચાડી દો, અને બે હજાર યોદ્ધાઓ સહિત, સત્વર મ્હને કમલમીરના કિલ્લા આગળ આવી મળો. મોગલો અહિંથી નાશીને ત્યાંજ ગયા હોવા જોઈએ. હું તે સ્થળેજ જાઉં છું."

એટલું કહીને મહારાણાએ પોતાના અશ્વરાજને એડ મારી. પ્રભુભક્ત અશ્વરાજ ચારે પગે ઉપડી ગયો!

---

## પ્રકરણ ૧૦ મું.

## ભાગ્ય પરિવર્તન.



પર્વતમાંથી નિકળતો જળ પ્રવાહ, જેમ કોઈ શિલાખંડ સાથે અથડાતાં જ ગતિ પરિવર્તન કરે છે અને દ્વિગુણ બળથી પાછો હઠે છે તેજ પ્રમાણે પ્રતાપના જીવનપ્રવાહે પણ અત્યારે ગતિ પરિવર્તન કરી છે. પૃથ્વીરાજનો પત્ર અને મંત્રી ભામાશાની ધન-સહાયતા વડે મહારાણા પ્રતાપના વિચારોમાં ફેરફાર થયો હતો. મોગલો સાથે વારંવાર ઘોર યુદ્ધ કરવાથી મહારાણાનું સૈન્ય-બળ ઓછું થઇ ગયું હતું. મોગલોનું સૈન્ય બળ ઓછું થતાંજ રાજધાનીમાંથી નવું લશ્કર આવી પહોંચતું.

પણ પ્રતાપનું જે જતું તે પુનઃ આવે તેમ નહોતું. તેમનો રાજભંડાર ધન-શૂન્ય થયો હતો. થોડું સૈન્ય હતું તેના ઉદરનિર્વાહ માટે અન્ન નહોતું, પરંતુ જેના ઉપર ભગવાનની કૃપા થાય છે તેને કોઇ વસ્તુની ઉણપ રહેતી નથી. આજે ભગવાને મહારાણાના પચીશ વર્ષ પર્યંત વેઠેલા સંકટનું શુભ ફળ આપવા ધાર્યું છે. આજે ભગવાને મહારાણાની કસોટીનો બદલો આપવા ધાર્યું છે. આજે મહારાણા ધન અને જનથી પરિપૂર્ણ થયા છે. આજે તેમણે દેવીરના યુદ્ધમાં જય પ્રાપ્ત કર્યો છે. ઘણે વર્ષે આજે તેમણે મોગલોને નસાડયા છે, અને દેવીર પોતાને તાબે લીધુ છે. તેમણે સ્વદેશનો પુનઃ ઉદ્ધાર કરવાનુ શરૂ કર્યુ છે. સ્વદેશનો ઉદ્ધાર કરવા માટે છેલ્લો યત્ન કરી જોવાની તેમની પ્રતિજ્ઞા હતી. આજે એ પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો સમય આવ્યો છે. આજે મહારાણા અને સમસ્ત રાજપૂતો મહાન ઉલ્લાસમાં છે.

દેવીરના યુદ્ધમાં રાજપૂતોને જે જય લાભ થયો તેથી તેમને મહાન ફળ મળ્યુ. દેવીર આગળથીજ રાજપૂતોનો ભાગ્ય–પ્રવાહ ફર્યો. વેગવતી નદી પર્વતની ગુફામાં અથડાતા, જેમ જળનો આકાર વધે છે અને તે સાથે તેનુ બળ પણ વધે છે તેમ રાજપૂત સૈન્ય પણ મોગલો દ્વારા નાના સ્થાને યુદ્ધ કરતાં પરાજય પામતા અને પાછા ન્હાસતાં ધીમે ધીમે બળ મેળવતા હતા. દૈવેચ્છાએ, વેગને રોકનાર પત્થર ખસી જતા, રોકાયલી નદીનો જળ પ્રવાહ તીરની પેઠે છુટી બન્ને કિનારા એક કરી દે છે તેમ દેવીરના પવિત્ર ક્ષેત્રમા ચિર–શત્રુ મોગલોને પરાજિત કરી રાજપૂતોની વિજય નૌકા પણ તીરની પેઠે–મહાન વેગે–છૂટી ! તે પ્રબળ જળ પ્રલ્લય સમક્ષ મોગલોનુ બળ કિવા કૌશલનો ઉપયોગ થયો નહિ ! હલ્દીઘાટના યુદ્ધમાં પરાજય મળ્યા પછી રાજપૂતો જેમ વારવાર પરાજયજ પામતા હતા તેમ દેવીરના યુદ્ધ પછી તેઓ વારવાર વિજય પ્રાપ્ત કરવા લાગ્યા. હલ્દીઘાટમાં ગતિ મદ થઇ હતી તે દેવીરમાંથી ચચળ થઈ ! હલ્દીઘાટમાં સધ્યા હતી તે દેવીરમાં પ્રભાતરૂપે બદલાઈ ગઈ. સૂર્યવશીય રાજપૂતોનો ગૌરવ–સૂર્ય, સત્વર ભાગ્ય–ગગનમાં ઉદિત થયો.

મોગલ સૈન્ય ત્રાહ્ય ત્રાહ્ય પોકારી રહ્યુ હતું. તેઓ પુનઃ સુવ્યસ્થિત થાય તે પહેલા રાજપૂતોએ કમલમીરના કિલ્લાને ઘેરો ઘાલ્યો. આ સ્થળે

મહારાણાએ સૌથી મોખરે રહી પ્રચંડ પરાક્રમ બતાવ્યું હતું તેની તુલના થઇ શકે એમ નથી! કમલમીરમાં સેનાપતિ અબદુલ્લાનો નિવાસ હતો. તે મહારાણાને પકડવાનો યત્ન કરતો હતો, પરંતુ અત્યારે મહારાણાએજ તેનો સૈન્ય સહિત નાશ કર્યો! વિજય પ્રાપ્ત કરનાર રાજપૂતો સ્વદેશના અને સ્વજાતિના શત્રુઓ ઉપર ભયંકર વૈર લેતા હતા. તેમની ખુલ્લી તરવાર આગળથી કોઈ છટકવા પામતુ નહિ. જે સ્થળે તેમને મોગલોના દર્શન થતા તે જ સ્થળે રાજપૂતો તેમને કાપી નાંખતા! મોગલોના રક્તથી મેવાડના પત્થર લાલ રંગે રંગાવા લાગ્યા! પ્રતાપસિંહે એક સમયે સ્વજાતિ બંધુઓને ગામ શહેર છોડાવી, તે સ્થાનને શ્મશાનવત્ બનાવ્યાં હતાં! આ સમયે તેઓ મોગલ શત્રુઓના કટકે કટકા કરી મેવાડના પહાડી શિખરો અને યુદ્ધ ક્ષેત્રોને સ્મશાનવત્ બનાવવા લાગ્યા! તેઓએ થોડા દિવસમાં માત્ર કમલમીર જ નહિ પણ એક પછી એક બત્રીશ કિલ્લા જીતી લીધા.

પ્રતાપે મેવાડને મરૂભૂમિ જેવુ બનાવ્યુ હતું. ત્યા જે કાંઈ હતુ તેનું તરવારના મુખમાં બલિદાન દીધુ હતું. તેમનુ એ કાર્ય ભયંકર બદલો કહી શકાશે પરંતુ એમ કરવું તદ્દન અસ્વાભાવિક નથી. જે પ્રબળ મોગલ શત્રુઓએ, ગત પચીશ વર્ષથી રાજસ્થાનના અનેક સ્થળો પર હુમલા કરીને, રાજપૂતોને પરાજિત કરીને, તેમના પ્રાણ લઈને કિંવા તેમને ન્હસાડી મૂકીને, તેમજ પુરૂષોને ગૃહસંસાર તજાવી સંન્યાસી બનાવીને અને પતિવ્રતા, પવિત્ર ક્ષત્રિય રમણીઓને "જહરવ્રત" લેવડાવી તેમના પ્રાણ ત્યાગ કરાવીને, ક્ષત્રિય જાતિને નિર્મૂળ કરવા જીવતોડ યત્ન કર્યા છે તેઓને આજે સહજ વારમાં, વિના બદલો લીધે છોડી દેવા એ રાજપૂતોના સૈનિક જીવનમાં અસમ્ભવિત થઈ પડયુ! મોગલોએ જે રાજપૂતોના ઘામાં મીઠું છાંટી છાંટી, તેમને હૃદય વિદારક દુઃખ આપ્યું છે, તેઓજ આજે સમય મળતાં સર્વ દુઃખોનો બદલો લેવા લાગ્યા છે! આવી સ્થિતિમાં મોગલોને ક્ષમા આપી હોત તો તેમાં જ રાજપૂતોનું મહત્વ જણાત એમાં સંદેહ નહિ, તેમ થવાથી મનુષ્ય અને દેવતામાં કોઇ જાતનો ભેદ રહેત નહિ પરંતુ આવી સ્થિતિ વચ્ચે મનુષ્ય ક્ષમા કરી શકે કે કેમ એજ પ્રશ્ન છે! આ પ્રશ્નનો એજ ઉત્તર છે કે: "રાજપૂતોની પ્રતિજ્ઞા

અને સાધનાનું સ્વરૂપ જેવું ભયંકર હતું તેવીજ રીતે તેમની પ્રતિહિંસાએ પણ ભયંકર રૂપ ધારણ કર્યું હતું. ઘણા જ થોડા સમયમાં પ્રતાપસિંહે ચિતોડ, અજમેર, માંડલગઢ સિવાય મેવાડનાં સર્વ સ્થળો જીતી લીધાં !

જય અથવા પરાજય, એ વિધાતાની કૃપા કિંવા અવકૃપા ઉપર આધાર રાખે છે. સૌભાગ્ય એ સૌભાગ્યની પાછળ ચાલ્યુ આવે છે. જે મેવાડવાસી માનવોનું અદ્રષ્ટ–આકાશ ઘોર અંધારા વાદળાં વડે ઢંકાયલુ હતું તે સમયના વાવંટોળીયાએ એકાએક સ્વચ્છ કરી દીધું ! એ સ્થળે હવે ધીમે ધીમે સહસ્ત્ર હાથવાળા સૂર્યનારાયણ ભગવાન ઉદય થયા. કિલ્લા પર કિલ્લા, નગર પર નગર અને ગામ પર ગામ, એક પછી એક, મહારાણા પ્રતાપસિંહે થોડા સમયમાંજ જીતી લીધેલાં હોવાથી લગભગ મેવાડના સર્વ કિલ્લાના શિખર ઉપર તેમની જય ધ્વજા ફરકવા લાગી. મેવાડવાસીઓ, મોગલોની રાજ–ધૂસરીમાથી મુક્ત થઈ, પરમ આનંદ પામી, દેવદેવીની આરાધના કરવા લાગ્યા. જનશૂન્ય, સ્મશાન ભૂમિવત્ મેવાડનાં સર્વ નગરો, પ્રજાની વસ્તીને લીધે પુનઃ હસવા લાગ્યાં ! ઉદયપુર નગર, પુનઃ પોતાના રાજ–સિંહને હૃદય પર ધારણ કરી, આનંદમાં મગ્ન થયુ. મેવાડ, ધીમે ધીમે ધન ધાન્યથી પરિપૂર્ણ થઈ સુખમાં મ્હાલવા લાગ્યુ. પ્રતાપસિંહને તેમના ઘોર ઉદ્યમ, અસાધારણ તેજ અને અતુલ સાહસનુ સુફળ, આટલા દિવસ પછી મળ્યુ. આટલા બધા દિવસ પછી તેમની ભાગ્ય–લતિકા ઉપર આનન્દ–પુષ્પના દર્શન થયા. તેમણે જંગલે જંગલે, ક્ષુધા તૃષા વેઠી ભ્રમણ કર્યું હતું અને કુટુંબ સહિત અતિશય ક્લેશ ભોગવ્યો હતો તેનુ આજે સાર્થક થયુ. મેવાડની પ્રજાએ પણ પોતાના સ્વામી પ્રતાપની આજ્ઞાને વશ થઇ, ધન, જન, ગૃહ, આદિ સર્વેની મમતા છોડી દઇને, આટલા દિવસ અતિશય દુઃખ ભોગવ્યુ હતું પણ વિધિની કૃપા થતા આજે તેઓને માટે–ચિરકાલને માટે–વિમલ સુખ આવી પહોંચ્યું છે ! અને મેવાડના અતુલનીય વીર પુરૂષો ! તમે સ્વદેશના હિતાર્થે, સ્વધર્મના રક્ષણ માટે, સ્વજાતિનું ગૌરવ વધારવા માટે, કંટાળ્યા વગર, સ્વદેહનું રક્ત રેડયુ છે, રણભૂમિમાં ઇચ્છાપૂર્વક જીવન વિસર્જન કર્યું છે. તે સર્વે દારૂણ દેશપ્રેમનું ફળ તમને આટલા દિવસ પછી મળ્યુ છે ! આટલા દિવસ પછી,

આટલા બધા ઘોર યત્ન પછી, આટલું બધું ઘોર કષ્ટ ભોગવ્યા પછી, તમારૂ મેવાડ સ્વતંત્ર થયું છે. તમે મોગલશાહને નમ્યા નથી તેમ છતાં તમારૂ ગૌરવ અખંડ રહ્યું છે !

ધન્ય મંત્રિ ભામાશા ! તમારા સદ્‌ગુણ, તમારો દેશ પ્રેમ, અને તમારી રાજભક્તિ, ઇતિહાસના પવિત્ર પૃષ્ઠમાં અનન્તકાળ પર્યંત જ્વલંત અક્ષરે કોતરાઈ રહેશે ! તમારો નિર્લોભી સ્વભાવ, અને ઉદાર ચિત્ત, એજ મેવાડના ભાગ્ય પરિવર્તનનું એક દ્વિતીય સબળ કારણ કહી શકાશે. મેવાડવાસીઓ, અનંત કાળ પર્યંત તમારૂ પવિત્ર નામ સકૃતજ્ઞ હૃદયમાં ધારણ કરશે. પૃથ્વીમાં તમારૂ નામ ચિરકાલ આદરસત્કાર પામશે. કોના વીરત્વના વખાણ કરવાં ? કોના નામનો યશ ગાવો ? હલ્દીઘાટનુ યુદ્ધ થયું ત્યારથી તે આજે મેવાડ સ્વતંત્ર થયું ત્યાં સુધી જેટલાં યુદ્ધ થયાં તેમાં જે જે વીર પુરૂષોએ પોતાના પ્રભુના પ્રાણ બચાવવા અથવા દેશની દુર્દશા ફિટાડવા, હાસ્ય ભરેલે મુખે, રણભૂમિમાં પ્રાણ ત્યાગ કર્યા છે તેટલા વીર પુરૂષોની તુલના, અન્ય કોઇ જાતિના ઇતિહાસ સાથે કરી શકાય એમ નથી. ધન્ય વીર પ્રસવકારક રાજસ્થાન ! ધન્ય તમારી ભૂમિમાં ઉત્પન્ન થયેલા અતુલનીય વીર સન્તાનને !

## પ્રકરણ ૧૧ મું.

### જીવન સંધ્યા.



દયપુર જીતી લીધા પછી મહારાણા પ્રતાપસિંહે ત્યાંજ રાજધાની સ્થાપન કરી તેમણે મેવાડના અધિકાંશ સ્થાનકો તાબે કર્યા છે ખરાં પરંતુ સિસોદીયા રાજપૂતોની પ્રાચીન રાજધાની ચિતોડ હજુ તાબે થયું નથી ! ભામાશાની અર્થ સહાયતાથી સૈન્ય બળ મેળવી પ્રતાપસિંહ છેલ્લા યુદ્ધમાં ઉતર્યા હતા, પરંતુ ઘણે સ્થળે, ઘણા યુદ્ધમાં તેમનું ઘણું સૈન્ય નાશ પામ્યું છે. જે સૈન્ય બચવા પામ્યું હતું તેને આત્મરક્ષણાર્થે રાખવાની અત્યંત અગત્ય હતી. ચિતોડના મજબૂત કિલ્લામાં

મોગલોનું જે સૈન્ય હતું તેના સ્હામે યુદ્ધ કરવામાં સામાન્ય સૈન્ય ટકે એમ નહતું. રાજપૂતોએ જે કિલ્લાઓ જીતી લીધા હતા તેનું રક્ષણ કરવા માટેજ એ સૈન્ય પુરતું નહતું, તેથીજ મહારાણા પ્રતાપસિંહ ચિતોડનો ઉદ્ધાર કરી શક્યા નહિ ! તેથીજ તેમની પ્રતિજ્ઞા અપૂર્ણ રહી '

ચિતોડ એજ રાણા પ્રતાપના પૂર્વજોનું લીલાક્ષેત્ર હતું. ચિતોડ ભ્રષ્ટ થવાથીજ રાજપૂતો ધન અને લક્ષ્મી રહિત થયા છે. ચિતોડના પુનરૂદ્ધારને માટેજ સ્વદેશપ્રેમી સંન્યાસી મહારાણા પ્રતાપે કઠોર પ્રતિજ્ઞા કરી હતી. મેવાડનાં ઘણાં સ્થળો તાબે કર્યાં હતાં, પરંતુ માત્ર ચિતોડનો ઉદ્ધાર થઇ શક્યો નહોતો ' તેથી પ્રતાપના કઠોર વ્રતનુ ઉધાપન થઇ શકયું નહિ. તેમણે દાઢી મૂછ ઉતરાવ્યાં નહિ. તેમણે સુવર્ણના પાત્રમાં ભોજન કરવાનુ શરૂ કર્યું નહિ. તેમણે મેહેલમાં નિવાસ કર્યો નહિ. તેમણે કોમળ શય્યામાં શયન કર્યું નહિ ' ઉદયપુરમાં રાજધાની સ્થાપી પરંતુ ત્યાંના રાજમહેલોનો ત્યાગ કરી પેશોલા સરોવરને કિનારે મહારાણાએ પોતાને માટે કેટલીક કુટીર બંધાવી * અને તે સ્થાને તેઓ સહકુટુંબ નિવાસ કરવા લાગ્યા ' એ કુટીરોમાંજ દરબાર ભરવામાં આવતો. ત્યાંજ સરદારો એકત્ર થતા. સર્વ રાજકાર્ય ત્યાજ ચાલતું, અને રાણાજીના રાજકીય ઉત્સવો પણ ત્યાંજ ઉજવાતા ' એ કુટીરમાં ઉચ્ચ હૃદય અને ઉચ્ચ કલ્પનાનો નિવાસ હતો. આગ્રાના સુવર્ણમય મહેલોમાં તેનુ સ્વપ્નુ પણ નહોતું '

ઉદય સરોવર સ્હામેના વિશાળ વટવૃક્ષની શીતળ છાયામા મહારાણા પ્રતાપસિંહ ધીમે ધીમે આમ તેમ ટહેલી રહ્યા છે. સરોવરના જળમાં, બાલક બાલિકાઓ, આનંદ પ્રફુલ્લિત મુખે, હસતાં હસતાં તરી રહ્યાં છે. કિનારાના પગથિયામાં ઉભી રહી, ઘડામાં જળતરંગ ભરી લેતી સુંદરીઓ હાસ્ય તરંગ દર્શાવી રહી છે. વેગળે ઉભેલા મેવાડવાસીઓ, આનન્દ પ્રફુલ્લ વદને પોતાના

* આ કુટીરોને બદલે હમણા એ સ્થાનમા, સરોવરને કિનારે, સંગેમરમરના મહેલો બધાયા છે એ મહેલ, મેવાડની હીનઅવસ્થામાં બંધાયા હતા. હીનઅવસ્થામા એવા મહેલો બંધાવાથી વિદિત થાય છે કે મેવાડની સમ્પત્તિ અખૂટ છે લેખક.

ભાગ્યનું ગૌરવ માને છે. મહારાણા, એ સર્વે જોઈને સુખ-સરોવરના જળમાં સ્નાન કરી રહ્યા છે. તેમણે મૃદુ સ્વરે કહ્યું: "અહા! કેવો શુભ દિવસ ઉદય થયો! આ સર્વ મ્હારી સંતાનવત્, સ્નેહની સાક્ષાત્ મૂર્તિ સ્વરૂપ પ્રજા છે. એમના આનન્દ હાસ્ય ભરિત પ્રફુલ્લ મુખ પુનઃ નિહાળીશ એવી મને આશા નહોતી, પરંતુ ભગવાને તે આશા પરિપૂર્ણ કરાવી છે. ધન્ય ભગવાન શ્રી એકલિંગજી!

એ સમયે પાછળથી કોઈએ કહ્યું: "ધન્ય ભગવાન એકલિંગજી! અમે તેમના જ પ્રસાદથી મહારાણાના વદન-કમળ ઉપર હાસ્ય જોઇએ છીએ."

મહારાણાએ તેના સ્હામુ જોઇ કહ્યું: "મંત્રી! ભામાશા! એ સર્વ ત્હમારા જ પ્રતાપ! ત્હમારી જ ઉદારતા! ધન્ય છે ત્હમને! ધન્ય છે ત્હમારાં માતપિતાને! ધન્ય છે ત્હમારી લક્ષ્મીને! ત્હમે વણિક કુળમાં એક રત્ન છો! તમેજ સાચા રાજભક્ત છો! તમેજ સાચા દેશભક્ત છો! તમે જો મદદ ના કરી હોત તો મ્હારા અને સમસ્ત મેવાડવાસીઓના મુખ ઉપર કદી પણ હાસ્ય જોઇ શકત નહિ! ધન્ય છે મંત્રીજી! મંત્રી હોય તો તમારા જ જેવા હોવા જોઇએ!"

ભામાશાઃ "મહારાણાજી! એ સર્વ આપની સંગતિના પ્રતાપ! આપની સેવાના પ્રતાપ! જેનુ હતુ તેને આપ્યુ તેમાં ઉપકાર શો? આપની સેવા ના કરી હોત તો એટલુ ધન ક્યાંથી મળત? મહારાણાજી! ધન્યવાદ તો આપને જ ઘટે છે કે અમારા જેવાને આપના રાજ્યમાં મંત્રીપદ મળ્યુ છે! વારૂં, પણ હજુ આપની કઇ વાસના અપૂર્ણ રહી છે પ્રભુ?"

પ્રતાપસિંહે હસતાં હસતાં ઉત્તર દીધો: "પ્રતાપની વાસના પરિપૂર્ણ થઇ શકશે નહિ. મ્હારી વાસનાનો શું કદી પણ અંત આવશે? ચિતોડ મેળવ્યા સિવાય મેવાડ મેળવ્યુ કહી શકાય નહિ. મ્હારા શરીરની અવસ્થા જોતાં કહી શકું છું કે: આ દેહમાં હવે અધિક દિવસ પ્રાણાત્મા રહેશે નહિ, તેથી હવે મ્હારાથી ચિતોડ પર વિજય મેળવી શકાશે નહિ. પચીશ વર્ષ સુધી યુદ્ધનો ઘોર ક્લેશ ભોગવીને અને મોગલો દ્વારા સતત્ ત્રાસ ભોગવીને મ્હારૂં શરીર શિથિલ થઇ ગયુ છે. તેથી ચિતોડ જીતવાની આશા મ્હેં

નદ્દન છોડી દીધી છે. મેવાડને હું સંપૂર્ણ રીતે સ્વતંત્ર કરી શક્યો નથી એ જ મ્હને મ્હોટું દુઃખ થાય છે. શું કરવુ ? જેવી પ્રભુની ઇચ્છા, પરંતુ અત્યારે મ્હને એક પ્રબળ વાસના ઉત્પન્ન થઇ છે. પ્રિયતમ અમર અને રત્નસિંહના વિવાહનો ઉત્સવ સત્વર થવો જોઇએ. આ શરીરનો હવે ભરોંસો નથી. શુભસ્ય શીઘ્રમ્."

મંત્રી થોડો વખત બોલ્યા ચાલ્યા વિના કંઇક વિચાર કરતો ઉભો. ત્યાર પછી એક ઉંડો નિશ્વાસ નાખી કહ્યું: "પ્રભુ ! આપની ઇચ્છા સત્વર પરિપૂર્ણ થશે."

## પ્રકરણ ૧૨ મું.

### હતાશ-પ્રેમીક.



આ આ નગરના રાજમેહેલની ભીંતોને કટિસ્નાન કરાવી કલ્ કલ્ નાદ કરતી, યમુના નદી સ્યામદેહ હલાવતી ડોલાવતી સ્વેચ્છાપૂર્વક વહન થઈ રહી છે. ઉદરમાં પુષ્કળ માલ ભરેલી અસંખ્ય નૌકાઓ, સ્વેચ્છાચારિણી કામિનીઓની પેઠે, જળના હૃદયપટ ઉપર નાચી રહી છે. મહેલના એક દિવાનખાનામાં બેઠેલી બે યુવતીઓ પરસ્પર વાતચિત કરી રહી છે. વાંચકો એ બન્ને યુવતીઓને ઓળખે છે. એક સુંદરી જગદ્‌વિખ્યાત મેહેરૂન્નિસા છે અને બીજી શાહજાદી બન્નુ છે.

મેહેરે કહ્યું: "ધારૂ છુ કે હજુ તમારા હૃદયમાં પ્રેમનુ પુષ્પ ઉગ્યુ નથી."

બન્નુએ મેહેરના કોમળ ગાલ ઉપર ધીમેથી બે આંગળી વડે તમાચો મારતા હસીને ઉત્તર દીધો: "બ્હેન ! મ્હારે પ્રેમના પુષ્પનુ શુ કામ છે ? ત્હને ઉત્કટ ચિન્તામગ્ન જોઇ દીલગીર થાઉં છુ. લગ્ન થયા પછી તો કોણ જાણે કેવી ભયંકર ચિંતાના ઉંડા ખાડામાં પડશે ! મ્હારે લગ્ન કરવું નથી."

મેહેર ઉતરેલે ચ્હેરે, દિલગીર થતી બોલી: "શાહજાદી ! મ્હને ચિન્તા થવાનાં અનેક કારણ છે. મ્હારી પેઠે સંશયગ્રસ્ત બનાવ કોના ભાગ્યમાં

બને છે? ત્હને શું કહું બ્હેન? વિચાર કરી જો કે હું કેવી સ્થિતિમાં છુ. એક તરફ રૂપ, ધન, ગૌરવ, પદવી, વગેરે આવશ્યકીય વસ્તુઓ તૈયાર છે, અને બીજી તરફ તેના કરતાં અનેક ગણી, હીનતા, દારિદ્રય વગેરેનો ભય! એક તરફ મધ, મોહ, ઇન્દ્રિય તૃષ્ણા, ભ્રાંતિ, અને બીજી તરફ પ્રેમ, સ્નેહ, વિદ્યા, કૃપા વગેરે તૈયાર છે. કહે બ્હેન! એ એમાંથી કાંઇ વસ્તુ પસંદ કરવી? બ્હેન! મ્હારા હૃદયમાં જે દુઃખ થાય છે તે હું ત્હને શી રીતે જણાવુ? જે લોભનો હું ત્યાગ કરી શકુ છુ તેવી રીતે કોઇ માનવ હૃદય તેવા લોભનો ત્યાગ કરી શકશે નહિ."

બન્નુ બોલી: "બ્હેન! ત્હને એક વાત પૂછુ છુ. શાહજાદા સલીમે ત્હારૂ ચિત્ત જીતી લીધુ નથી?"

મેહેરૂન્નિસાએ ઉત્તર દીધો નહિ. થોડી વાર વિચાર કર્યા પછી ઉત્તર દીધો: "ચિત્ત જીતી લીધું નથી એમ કોણ કહી શકશે! શાહજાદાએ તો મ્હારા હૃદયમા અગ્નિ ઉત્પન્ન કર્યો છે! એ અગ્નિ મ્હને બાળી ભસ્મ કરશે! એક દિવસ નહિ, બે દિવસ નહિ, પણ જીવન પર્યંત બાળશે! પરંતુ બ્હેન! હું તે અગ્નિની તીવ્ર જ્વાળા શાંત ચિત્તે સહન કરીશ. શાંત ચિત્તે તે દારૂણ દુઃખ ભોગવીશ પરતુ જે જળમાં પ્રવેશ કરવાથી તે અગ્નિ શાંત થાય એમ છે તે જળમાં પ્રવેશ કરીશ નહિ! એ અગ્નિ ઓલવાશે નહિ તેમ છતાં તે કોઇ જાણી પણ શકશે નહિ! કબરની શીતળ મૃત્તિકામાં પડયા પછીજ તે અગ્નિ શાંત થશે!"

મેહેરૂન્નિસાએ રૂમાલમાં મુખ ઢાંકી દીધુ. બન્નુના નેત્રમાંથી પણ જળ પડવા લાગ્યુ. તે પણ નીચે મુખે બેસી રહી. બન્ને પૂતળીઓ પેઠે સ્તબ્ધ બેસી રહી. એ સમયે એક બાંદીએ આવી નમન કરી કહ્યું: "શાહજાદી! બાદશાહ આપનું સ્મરણ કરે છે."

બન્નુએ મેહેરને કહ્યુ: "બ્હેન! થોડી વાર બેસ. હુ બાદશાહને મળી સત્વર પાછી આવુ છુ."

મેહેરે આંસુ લુછતાં કરૂણ મુખે ઉત્તર દીધો: "જા."

બન્નુ, બાંદીની સાથે ચાલી ગઈ. મેહેર ધીમે ધીમે ઉભી થઇ બારી

આગળ ગઇ. ત્યાંથી એક વેદી પર પડેલો પુષ્પગુચ્છ લઈ સુઘવા લાગી, અને ત્યાર પછી તેમાંનાં પુષ્પો કહાડી એક પછી એક છુટાં કરી, તેની સાથે રમત રમવા લાગી.

આ સમયે એક મનુષ્ય દ્વાર ઉઘાડી, ગુપચુપ તેની પાછળ આવી ઉભો અને મૃદુ સ્વરે કહ્યુ: "મેહેરૂન્નિસા! જગતૂમાં ન્યાય છે ખરો ?"

મેહેર ચમકી! મુખ ફેરવી પાછળ જોતાં જ શાહજાદો સલીમ જોવામાં આવ્યો. તેણે માનપૂર્વક નમન કરી, શરમને લીધે મુખ નીચું કર્યું. સલીમે પુનઃ કહ્યુ: "સુદરી! હજુ કયાં સુધી હૃદયમાં આશા ધારણ કરી રાખુ ?"

મેહેરૂન્નિસાના મુખ ઉપર, લજ્જા, ચિતા, ક્લેશ, વગેરે મિશ્ર થવાથી તેણે એક મનોહર ભાવ ધારણ કર્યો હતો. તેણે કઇ પણ ઉત્તર આપ્યો નહિ. શાહજાદાના પ્રશ્નનો શો ઉત્તર આપવો તે તેને સમજાયુ નહિ!

સલીમે પુનઃ પૂછ્યુ: "તું કઇક વિચાર કરે છે એમ જણાય છે. ગમે તે વિચાર કર મેહેર! ત્હારા ઉપર મ્હારો આંતરિક પ્રેમ છે. એ પ્રેમ કોઈ પણ રીતે ઓછો થઈ શકશે નહિ. ત્હને ભૂલી જવાને મ્હે અનેક ઉપાયો કર્યા પણ તે સર્વ વ્યર્થ! ત્હને ભૂલી જવુ એ મ્હારી શક્તિ બહારનુ કાર્ય છે. આ જીવનમાં તો હુ ત્હને કદી પણ ભૂલીશ નહિ. આનદભવનમાં કિવા સમરક્ષેત્રમાં, મિત્રોમા કિવા શત્રુની સ્હામે, કોઈ પણ સ્થળે, એક પળને માટે પણ ત્હને ભૂલી શકતો નથી, પરતુ મેહેરૂન્નિસા! હવે હુ ત્હારા પ્રેમનો લોભ થોભાવી શકતો નથી. ત્હને વિનતિ કરૂ છું, કે ત્હારા મનની ગુપ્ત વાત મ્હને કહે. ત્હારી શી ઇચ્છા છે તે આ સમયે સ્પષ્ટ કહે. સુદરી! મેહેર જાન! ત્હારા વિના આ શરીર એક પળ પણ ટકી શકે તેમ નથી."

મેહેર નીચું જોઈ સ્તબ્ધ થઇ ઉભી હતી. તેના નેત્રમાંથી નિકળતાં આસુનાં ટીપાં, પૃથ્વી પલાળતાં હતાં. કરૂણ મુખે, ગદ્દગદ્દ કણ્ઠે મેહેરે ઉત્તર દીધો "તમારી સાથે મ્હારાં લગન થાય એવી વિધાતાની ઇચ્છા નથી. શાહજાદા! કદી તેમ બનશે નહિ. પુનઃ એ વાત જ કરશો નહિ! હુ રજા લઉં છું."

એ સાંભળી સલીમનો ચ્હેરો ફિક્કો પડી ગયો. તે બોલ્યોઃ "જા મેહેર! હવે ત્હને વિશેષ કંઇ કહેવાનું નથી. હવે મ્હારે વિશેષ કંઈ જાણ-

વાનું પણ નથી. તું જા, સુખી થા. ઈશ્વર ત્હને સુખમાં રાખે. હજુ પણ એક વાત કહુ છું તે સાંભળતી જા. ના–ના–કંઇ કહેવું નથી. મ્હારા હૃદયનું દુ:ખ ત્હને કહેવાથી શો ફાયદો ?"

શાહજાદાના નેત્રમાંથી પણ આંસુ પડવા લાગ્યાં. ત્હેનો ચ્હેરો પણ ઉતરી ગયો. મેહેરૂન્નિસા ત્યાંથી ધીમે ધીમે ચાલી ગઈ. તેના નેત્રો-માંથી અનરગળ આંસુ પડતાં હતાં. એ આંસુએ તેની છાતી પરનું વસ્ત્ર ભીંજવી નાંખ્યું !

ધન્ય છે મેહેર ! તુંજ જગત્‌માં આદર્શ નારીરત્ન છે. પ્રેમનો મર્મ તેં જ જાણ્યો છે ! પ્રેમ અને વિષયવાંચ્છના વચ્ચેનો ભેદ તેં જ ઓળખ્યો છે ! ધન્ય ત્હારી અટલ પ્રતિજ્ઞા !

મેહેર ત્યાંથી બહાર નીકળી એક વૃક્ષ નીચેથી જતાં બોલી: "હાય ! હાય ! એવું જાણતી હોત તો અહિં આવત જ નહિ !"

સલીમ આંખે રૂમાલ ઢાંકી ઘણી વાર સુધી રડયો. તેની અજાણમાં જ બાદશાહ અકબર તેની સ્હામે આવી ઉભા હતા. સલીમે આંખેથી રૂમાલ ખસેડયો તે જ ક્ષણે સમ્મુખ શહેનશાહ દિલ્લીશ્વર ! બાદશાહે કહ્યું: "સલીમ ! ઘણા દિવસથી ત્હને એક વાત કહેવાનું ધાર્યું હતું, પરંતુ કહેવાનો પ્રસંગ મળ્યો નહોતો. ત્રીજા મનુષ્ય દ્વારા મ્હેં ત્હને એ વાત કહાવી છે. હમણાં પણ ત્હને હુ એ જ વાત કહુ છું. આજે દૈવયોગે એ વાત કહેવાનો જ પ્રસગ મળ્યો છે. મેહેરૂન્નિસા નામક એક કુમારીકા સાથે લગ્ન કરવાની ત્હારી અતિ પ્રબળ ઇચ્છા છે. હું જાણું છું કે તે કન્યા પરમરૂપ સુંદરી છે, પરતુ તેની સાથે ત્હારાં લગ્ન થઇ શકશે નહિ. અન્ય એક પુરૂષ સાથે ત્હેનો વિવાહ નક્કી થયો છે. તેના પિતાની ઇચ્છાથી એ કાર્ય થયુ છે. લૌકિક અને ધાર્મિક રીતે જોતા તેના લગ્ન થઇ ગયાં જ કહેવાય. હવે તેનાં લગ્ન કદી પણ અન્ય પુરૂષ સાથે થઇ શકે જ નહિ. પરસ્ત્રી ઉપર એટલો બધો પ્રેમ રાખવો એ ઉચિત નથી. તેના ઉપર ત્હને અતિશય પ્રેમ ઉપજ્યો હોય તોપણ તે દમન કર. તે પ્રેમને ત્હારા હૃદયમાથી નિર્મૂળ કર. એ જ મ્હારો આગ્રહ અને એ જ મ્હારી આજ્ઞા છે. એ આજ્ઞાનુ ઉલ્લંઘન કરશે તો હુ ત્હારા ઉપર ગુસ્સે થઇશ. સાવચેત !"

સલીમે માથું નમાવી ઉત્તર દીધોઃ "આપની આજ્ઞા શિરસાવંધ છે."

પુત્રના એ શબ્દો સાંભળી બાદશાહ અતિ સંતોષ પામ્યા અને બોલ્યાઃ "રાજ્ય સબંધી કંઇ નૂતન સમાચાર જાણે છે કે?"

સલીમઃ "ના, નૂતન સમાચાર જાણતો નથી. રાજપૂતો સાથેના યુદ્ધમાં આપણો જય થશે કે?"

બાદશાહઃ "ના, તું રાજપૂત યુદ્ધ હજુ ભૂલતો નથી. હલ્દીઘાટના યુદ્ધમાં રાજપૂતોનું અદ્‌ભૂત વીરત્વ, અસીમ સાહસ અને અપ્રતીમ રણકૌશલ જોઇને ત્હને એ જાતિ ઉપર પ્રેમ ઉત્પન્ન થયો હોય એમ જણાય છે."

સલીમઃ "પિતાજી! વીરત્વમાં તો જગતમા તેમના જેવી અન્ય જાતિજ નથી એમ કહેવુ પડશે. એક એક રાજપૂત યોદ્ધો જાણે એક એક લોહની મૂર્તિ જેવો! વજ્ર જેવો! અનેક ઘા પડવા છતા લોખડ જેવા કઠિન દેહે મોગલોનો ઘાણ કહાડવામા તેઓ કદી પાછા હઠયા નથી. તેમના જેવો સ્વદેશપ્રેમ અને જાતિપ્રેમ મ્હેં આપણા મોગલોમા પણ દીઠો નહિ. ધન્ય એમના વીરત્વને! ધન્ય એમના સ્વદેશપ્રેમને! એ યુદ્ધમાં આપ નામદાર પધાર્યા હોત તો રાજપૂતોનુ વીરત્વ જોઈ મોહ પામત! અને તેમને હમેશને માટે સ્વતત્રતાની સનદ આપત."

બાદશાહઃ "હમણા પ્રતાપસિંહે, મેવાડનો ઉદ્ધાર કરવામા અતિશય વીરત્વ બતાવ્યુ છે."

સલીમ "તેમના ઉપર ચઢાઈ કરવાની ઇચ્છા થઇ છે કે?"

બાદશાહ. "ના, તેમના ઉપર હમણા ચઢાઈ મોકલવાથી ફળ મળે તેમ નથી. હમણા તેઓ પાસે ધન અને જનનુ બળ વિશેષ જણાય છે. તેમણે એક પછી એક બત્રીશ કિલ્લા જીતી લીધા છે ત્યાંના મોગલ લશ્કરને કાપી નાંખ્યુ છે. કેટલાક જીવતા રહ્યા છે તે પુન ત્યાં જવા ઇચ્છતા નથી તેથી હવે મેવાડ પ્રદેશ પર ચઢાઈ કરવાનુ પડતું મૂકી, હમણાં દક્ષિણમાં લશ્કર મોકલવાની તૈયારી ચાલે છે હુ તેજ ત્હને કહેવા આવ્યો હતો. ત્યા મ્હોટી ગડબડ ઉઠી છે! તુ ત્યા જવા તૈયાર છે કે?"

સલીમઃ "આ સેવક હમેશાં તૈયારજ છે"

બાદશાહ: "બહુ સારૂ. આવ. એ સબંધી આપણા અમલદારો સાથે સલાહ મસલત ચલાવીએ."

ચતુર અકબરશાહ અને નિરાશ–પ્રેમી સલીમ ત્યાંથી ચાલ્યા ગયા. બાદશાહે મેહેરનો પ્રેમ ભૂલાવવાની યુક્તિ રચી. સલીમને અને મેહેરને છૂટાં પડવાની ગોઠવણ કરી. "એ પ્રેમીઓને વેગળાં રાખવાથી તેમના પ્રેમનું આકર્ષણ ઓછુ થાય છે. તેઓ એક બીજાને ભૂલી શકે છે, અને નિર્વિઘ્ને તેમને અન્ય દિશામાં વાળી શકાય છે" આ સૂત્ર ચતુર શહેનશાહ સારી પેઠે જાણતા હતા. તેથી તેમણે એવી યુક્તિ રચી.

શહેનશાહ અકબર રૂપના તરસ્યા કહો કે ભેદ નીતિના પક્ષપાતિ કહો, ગમે તેમ પણ તેઓએ અનેક પત્નીઓ સાથે લગ્ન કર્યા હતાં. જ્યારે પોતાના પુત્રને મેહેર સાથે પ્રેમ કરતો અટકાવ્યો હતો, અને મેહેરને શેરઅફઘાન નામક સરદાર સાથે પરણાવી દીધી હતી. પરતુ રૂપના તરસ્યા સલીમે, શેર અફઘાનનું ખુન કરાવી મેહેર સાથે વિવાહ કર્યો હતો. તેને નુરજહાંના જગદ્‌વિખ્યાત નામથી બેગમ બનાવી હતી, અને પોતે જહાંગીર નામ ધારણ કરી દિલ્લીનું સિંહાસન ભોગવ્યુ હતું. એ ઈતિહાસ પ્રસિદ્ધ કથા સર્વના જાણવામાં હશે ! વિધિના લેખ કોણ મિથ્યા કરી શકે એમ છે ?

## પ્રકરણ ૧૩ મું.

### પૂર્વ સ્વપ્ન ! ચિંતા–સાગર !



પ્રતાપના પ્રબળ બાહુ પ્રતાપને લીધે મોગલોએ રાજપૂતાના પ્રદેશનો ત્યાગ કર્યો છે. દીર્ઘ માર્ગનો પ્રવાસ કર્યા પછી થાકેલો પ્રવાસી, ધર્મશાળા જણાતાં તેમાં વિશ્રાંતિ લે છે તે પ્રમાણે સમરભૂમિમાં યુદ્ધ કરી કરીને થાકેલા મહારાણા પ્રતાપસિંહ ઉદયપુરની જીર્ણ કુટીરમાં જીવનના છેલ્લા દિવસો શાંતિમાં વિતાડતા હતા, અથવા કહો કે

વિશ્રાંતિ લેતા હતા ! પરંતુ માત્ર વિશ્રાંતિ લીધાથીજ શાંતિ પ્રાપ્ત થતી નથી. મનુષ્યનું મન જ્યારે શાંત હોય છે ત્યારેજ તેને ખરી શાંતિ મળે છે. માનસિક અશાંતિ હોય ત્યારે ગમે તેટલો વિશ્રામ લેવામાં આવે તોપણ તે અશાંતિજ કહેવાશે. મેવાડના સિંહ રાણા પ્રતાપે જીવનપર્યંત મોગલો સાથે યુદ્ધ કર્યું. હજારો કષ્ટ સહન કર્યા. કઠોર ઉદ્યમ અને પરિશ્રમ કર્યા છતાં ચિરગૌરવાન્વિત, માતૃભૂમિ ચિતોડપુરીનો ઉદ્ધાર કરી શક્યા નહિ ' એ ભયંકર ચિંતાથી તેઓ વ્યાકુલ રહેતા હતા, પરંતુ વિચાર અને ચિંતા કરવાથીજ કંઇ કાર્ય સિદ્ધ થતું નથી અને તેથીજ કંઇ આશા પરિપૂર્ણ થતી નથી ' પ્રતાપ નિરાશ થઇ ચારે તરફ અંધકારજ જોતા. જેઓ એક સમય તેજસ્વિની આશાના મોહનમંત્રવડે ઉત્સાહિત થઈ સંસારરૂપી વનમાં મદોન્મત્ત માતંગની પેઠે ઝઝૂમતા ફરતા હતા, તેઓએ હમણાં શાંતમૂર્તિ ધારણ કરી છે. મનની આશા બળવાન ન હોવા છતાં તેનો સર્વથા ત્યાગ કરી શક્યા નહોતા. તેમનાથી ચિતોડનો ઉદ્ધાર થયો નહોતો, પરંતુ ચિતોડ પ્રાપ્ત કરવાની આશાને હૃદયમાંથી ત્યાગી શક્યા નહોતા ' તેઓ વારંવાર ઉદયપુરની પાસેના ઉચ્ચ પર્વતોની શિલાઓ પર બેસી, એક ચિત્તે એકીટશે ચિતોડના ગગનભેદી સ્તંભો તરફ, જોઇ રહેતા અને તે ઉપર વિજય પ્રાપ્ત કરનાર પોતાના પૂર્વ પુરૂષોનુ સ્મરણ કરીને નેત્રમાંથી ચોધાર આસુ વર્ષાવતા. તેમના શરીરમાં વૃદ્ધાવસ્થા અને વ્યાધિ સત્વર પ્રવેશ કરવાનુ પ્રબળ કારણ પણ એજ છે '

આજે ગ્રીષ્મ ઋતુનો સંધ્યા સમય થયો છે. મહારાણા પ્રતાપસિંહે એક ઉચ્ચ પર્વતના શૃંગ પર બેસી એકાગ્રચિત્તે, ચિતોડના વિજય સ્તંભ તરફ નિહાળી રહ્યા છે. સૂર્ય ભગવાન, દિવસનો પ્રવાસ કરવાથી થાકી જઇને અસ્તાચલ પર આવી પહોંચ્યા છે ન્હાનાં ન્હાનાં સુંદર વાદળાંઓથી છવાયલા આકાશમાં સૂર્યનાં રાતાં કિરણો પડવાથી આકાશે અનિર્વચનીય શોભા ધારણ કરી છે. અનન્ત ગગનનુ તે મનોહર ચિત્ર, ચિતોડના ઉંચા કોટ પર, સ્તંભના શિખરો પર અને નીચે પૃથ્વી પર પ્રતિબિંબિત થવાથી સર્વ વિશેષ શોભાયમાન જણાય છે. મહારાણા પ્રતાપસિંહ રાતા કિરણોવડે શોભતા ચિતોડના કોટ તરફ અને

સ્તંભનાં શિખરો તરફ જોઇ રહ્યા છે. તેમ છતાં તે પ્રકૃતિદેવીની સુંદરતા જોતા નહોતા! તેમનાં બન્ને નેત્ર ઉઘાડાં હતાં પરંતુ તે નેત્રો પોતાનું કાર્ય કરતાં નહોતાં ! બન્ને નેત્રો શૂન્ય દ્રષ્ટિમય હતાં. તે બાહ્ય જગતૂનો ત્યાગ કરી આન્તર જગતૂના એક વિશાળ ચિત્રનું દર્શન કરી રહ્યાં હતાં ! તે ચિત્ર બહુ વિશાળ અને વિચિત્ર છે. બાહ્ય જગતૂની સીમા હોય છે. બાહ્ય નેત્રો, પાષાણુમય ભીંતની પેલે પાર જઈ શકતાં નથી પરંતુ આંતર નેત્રની ગતિને કોણ રોકી શકે એમ છે ? પ્રતાપના બાહ્ય નેત્રો ચિતોડ ઉપર ચોંટયાં હતાં પરંતુ આંતર નેત્રો દ્વારા તે અનન્ત અન્તર્જગતૂના અનેક ચિત્ર અને કાર્યનુ અવલોકન કરી રહ્યા છે.

તેમણે આંતર દ્રષ્ટિ વડે જોયુ કે: "જાણે યુવક બાપ્પારાવળે મૌર્ય વંશના માન રાજાના મસ્તક ઉપરથી રત્નજડિત રાજમુકુટ ઉતારી પોતાના શિર પર ધારણ કર્યો. મુક્તાની ઝાલરોવાળુ, સુવર્ણનું છત્ર તેમના માથા પર ધરવામાં આવ્યુ. વીર કેસરી સમરસિંહ, મોગલોના તાબામાંથી ભારત માતાનો ઉદ્ધાર કરવા સજ્જ થયા અને દેશનું રક્ષણ કરવા માટે પોતાનું આત્મબલિદાન દઈ વીરવર પૃથ્વીરાજે દ્રષદ્વતીને કિનારે અનન્ત નિદ્રામાં શયન કર્યું ! એટલામાં કોણ જાણે ક્યાંથી કાળાં વાદળાએ ચિતોડપર છાયા કરી. તે ભયંકર કાળાં વાદળાંને છિન્ન ભિન્ન કરી, ચિતોડની અધિષ્ઠાત્રી દેવીની તેજોમયી મૂર્તિ, ચિતોડના ઉચા કોટ પર વિરાજમાન થઈ. અકસ્માત ભૈરવ ગર્જના જેવા હુંકાર ધ્વનિવડે સંપૂર્ણ ચિતોડ ભૂમિ કમ્પાયમાન થઈ ઉઠી ! તે ભયંકર હુંકાર ધ્વનિનો પ્રતિધ્વનિ કરીને રાણા લક્ષ્મણસિંહના બારે પુત્રોએ હૃદયના રૂધિરનું દાન કરી, ચામુણ્ડા દેવીનું વિકટ ખપ્પર ભરી દીધુ ! તે ભયંકર ચિત્ર, ધીમે ધીમે વિશેષ ભયંકર થતું જણાયુ ! તે જ સમયે દેવલસરદાર વાઘજી, વીરવર જયમલ તથા ફત્તા, પત્તાની વીર માતા અને વીર વધૂએ પ્રચંડ રણ અશ્વપર સવાર થઇ રણરૂપી સમુદ્રમાં ભૂસકો માર્યો ! ત્યાર પછી ચિતોડનો જીવન્ત ભાવ એકદમ લોપ થઇ ગયો અને અનન્ત કાળી વિકરાળ ઘટાઓએ, ચિતોડને સારી પેઠે ઢાંકી દીધુ ! હજારો વિજળીના તીવ્ર ચમકારા વડે વાદળાંઓને છિન્ન ભિન્ન કરી નાખી,

ચિતોડની અધિષ્ઠાત્રી ચામુણ્ડા દેવી કરૂણાજનક શબ્દ કરતી ચિતોડનો ત્યાગ કરી ચાલી ગઇ ! ઘોર અંધકાર વિશેષ રૂપે છવાઈ ગયો. નિર્બળ હૃદયનો ઉદયસિંહ જોતજોતામા, સ્વતંત્રતાની લીલાભૂમિ ચિતોડનો કિલ્લો. છોડી વેગળે ન્હાસી ગયો ! એ સમયે પ્રકૃતિનુ સંપૂર્ણ રાજ્ય રોદન કરવા લાગ્યુ ! ચારે તરફ ભયંકર હાહાકાર થઇ રહ્યો ! જાણે સંસારનો પ્રલયકાળ હમણાંજ આવી પહોંચ્યો ! દારૂણ વિસ્મય, શોક, અને માનસિક કષ્ટથી પિડાતા રાણા પ્રતાપસિંહ પ્રચંડ વેગથી કમ્પવા લાગ્યા ! તેમના સર્વ વિચારો ક્ષણ વારમા અદ્રષ્ય થઈ ગયા. અત્યાર સુધી શરીર અચૈતન્ય જેવુ–જડ–હતું. તે શરીરમા હવે ચૈતન્ય જણાવા લાગ્યુ. આશ્ચર્ય અને શોકથી ચળાયમાન થઈ તેમણે બાહ્ય સંસાર તરફ નેત્રો ફેરવ્યા, ત્યાંજ તેમને જણાયું કે: સૂર્ય નારાયણ ભગવાન સંતાઇ જવા ચ્હાય છે ! સમસ્ત વિશ્વ કાળા વાદળાથી ઢંકાઇ ગયુ છે ! ભયંકર પવન અત્યંત વેગથી વહન થાય છે ! ભયંકર પવનના પ્રચંડ પ્રહારથી વાદળા છિન્ન ભિન્ન થઇ, વારંવાર વિજળી રૂપી અગ્નિ ઓકતા જગતના એક છેડાથી બીજા છેડા સુધી ન્હાસ ભાગ કરી રહ્યા છે ! વાદળાઓના પરસ્પર અથડાવાથી ભયંકર ગર્જના થઇ રહી છે !

એ ગર્જના થતાજ પ્રતાપસિંહનુ સ્વપ્ન અદ્રષ્ય થયુ અર્ધા જાગૃત અને અર્ધા નિદ્રાવસ્થામાંની તેઓ સંપૂર્ણ જાગૃત થયા ભૂત, વર્તમાનના અનેક બનાવો તેમના સ્મરણ પટ ઉપર તરી આવ્યા. ભવિષ્યની અનેક ચિંતાઓએ પણ તેમના હૃદય પર આઘાત કર્યો. એટલે ક્રોધ, વૈર, અને કલેશ તેમના હૃદયમા પુનઃ ઉત્પન્ન થયા ! મહારાણા દાંતે દાંત કચડી, ઉન્મત્ત થઇ ભયંકર ચિત્કાર કરવા લાગ્યા. મોગલોએ યુદ્ધ બંધ કરી દયા બતાવી એનુ તેમણે સાભળ્યુ હતું ! શુ પ્રતાપ જેવો વીર મોગલોની એવી દયા સહન કરે એમ હતું ? મોગલોની એ વાતનુ સ્મરણ કરી પ્રતાપના હૃદયમાં જે કઠોર દુઃખ થતુ હતુ તેની તુલના કરવામા આવે તો મોગલોનુ હાસ્ય અને તિરસ્કાર, એ બન્ને બાબત અત્યન્ત સાધારણ જ જણાય ! વીર સિંહ પ્રતાપ પીડાદાયક બાણુશય્યા પર અનેક યુગ પર્યંત શયન કરી શકે એવા હતા પરંતુ મોગલો જેવા પ્રબળ શત્રુની દયા, એક ક્ષણ પણ સહન કરે એવા નહોતા !

આજે વીર-શેખર પ્રતાપસિંહના હૃદયમાં ચિન્તાનો દારૂણ ઘા લાગ્યો. તે દુઃખ કોઈ પણ રીતે મટ્યુ નહિ, પણ ઉલટુ દિવસે દિવસે વધતુજ ગયુ. આજે તેમનું હૃદય છિન્ન ભિન્ન થઇ ગયુ ! જે હૃદય એક સમયે અત્યંત કઠોર પીડા સહન કરવા છતાં વિશુદ્ધ રહ્યું હતું તેના આજે ચૂરેચૂરા થઈ ગયા ! એ ભાગેલા હૃદયને શરીરમા ધારણ કરી પ્રતાપસિંહ, આ સંસારમાં વિશેષ દિવસ જીવ્યા નહિ. તેઓ પોતાના જીવનની સંધ્યામા ચાલ્યા ગયા ! તેમની શોચનીય દશા જોઇને પત્થરનુ હૃદય પણ પિગળી જાય એમ છે, ત્યાં પછી મનુષ્યનાં નેત્રમાંથી આંસુ ખરે તો તેમા આશ્ચર્યજ શુ ?

## પ્રકરણ ૧૪ મું.

### અંતિમ વાસના.



જે મનુષ્યના મનમાં ચિન્તાની સીમા નથી અને એ ચિન્તામાથી મુક્ત થવાની જયા આશા નથી તે મનુષ્યના શરીરમાં માનસિક વ્યાધિ ઘર કરી બેસે છે. પ્રતાપનુ અગ્નિ જેવુ ઉજ્વળ શરીર, અસીમ, અપાર ચિન્તાને લીધે પીળુ પડી ગયુ હતુ ! આટલી વયમાં જ તેમના શરીર પર વૃદ્ધાવસ્થાએ દેખાવ દીધો હતો. તેમના જીવન માર્ગના મિત્ર--પ્રવાસીઓ તેમને સર્વદા સાન્તવન આપતા હતા છતાં ચિતોડ નામે કરવાની ચિન્તા કોઇ ટાળી શક્યુ નહિ! તેમના મન જેવુ અન્ય મન સમસ્ત જગત્માં થવુ દુર્લભ જ હતુ. તેમના મન ઉપર વિજય મેળવવાની ઇચ્છા રાખવી એ નિરર્થક જ હતું ! ઘોર પરિશ્રમ, માનસિક ઉદ્વેગ અને નિત્ય અનિયમિત આહાર વિહાર થતો હોવાથી વીર-સિંહ મહારાણા પ્રતાપનુ શરીર નિર્બળ થઇ પડ્યુ ! તેમના બળવાન અને સુંદર શરીરમાં વ્યાધિએ પ્રવેશ કરી કુરૂપ અને નિર્બળ બનાવી દીધુ. દારૂણ દુર્બળતાએ, વીરેન્દ્ર-કેસરીને શય્યામાં શયન કરાવ્યુ ! ધીમે ધીમે તેમની એવી સ્થિતિ થઈ પડી કે જેથી વૈદ્યોએ તેમના જીવનની આશા મૂકી !

રાણા પ્રતાપસિંહ શય્યામાં સુતા હતા છતાં કેટલીક ચિન્તાઓ તેમના નેત્ર–માર્ગ સમક્ષ તરતી હતી. એક તરફથી દેશદ્રોહી માનસિંહ મહારાણાનો પ્રબળ શત્રુ થઈ ઉઠયો હતો. તે મહારાણાને મોગલોનું દાસત્વ કબૂલાવવાના અનેક યત્નો કરી રહ્યો હતો. પરંતુ તેના અત્યાર સુધીના યત્નો નિષ્ફળ ગયા હતા ! સત્ય છે કે રાણાજીનો એ ટેક રાખવા માટે સમરભૂમિમાં અનેક રાજપૂત વીરોના પ્રાણનું બલિદાન આપવું પડયુ હતું છતાં અંતે તો દેશદ્રોહી માનસિંહને તેનાં પાપ કર્મનુ થોડુ ઘણું ફળ મળ્યુ હતું ! તેને શેહેનશાહ અકબરે પોતાના દરબારમાં આવતો બંધ કર્યો હતો, અને એ રીતે તેનુ સખ્ત અપમાન થયું હતું ! * આ સમાચાર જાણી મહારાણાનો જીવા-

* એક સમયે માનસિંહ, પર્વતમય પ્રદેશમા પ્રતાપની પૂઠે પડયા હતો ત્યા માનસિંહના તાબાના મોગલ સિપાહીઓને અત્યંત ક્ષુધા લાગી ત્યા તેમને અન્નાદિ મળ્યુ નહિ, તેથી તેઓ પ્રાણ ત્યાગ કરવા લાગ્યા એ સમાચાર સાભળી અકબરે માનસિંહને પાછા આવવાની આજ્ઞા ફરમાવી માનસિંહે તેનું કારણ જણવ્યુ નહિ તપાસ કરતા જણાયુ કે પ્રતાપનુ રાજ લૂટતા માનસિંહે મોગલ સૈન્યને અટકાવ્યુ હતુ, તેથી શહેનશાહ માનસિંહપર ગુસ્સે થયા હતા ! એ તેણે રાજદ્રોહ કર્યો છે એમ જાણી અકબરશાહે તેને રાજની નોકરીપરથી દૂર કરી દરબારમા આવતો અટકાવ્યો ! અંબરરાજ માનસિંહને પણ એથી ઘણુ ખોટુ લાગ્યુ અને અકબરશાહના જમણા હાથ સ્વરૂપ થઇ ભારતવર્ષના અનેક રાજ જીતી આપ્યા પછી આવુ પરિણામ આવેલુ જોઇ તે દિલગીર થયા ! માનસિંહને દૂર કર્યા પછી અકબરશાહે એવી કલ્પના કરી કે તે દિલ્લીનુ સિંહાસન છિનવી લેવાનો યત્ન યત્ન કરે છે ! એ શંકા-ડાકિણીને લીધે અકબરના સેવકવત્સલ–પવિત્ર હૃદયમા સેવક માનસિંહનો ગુપ્ત રીતે વધ કરવાની અપવિત્ર લાલસા ઉત્પન્ન થઈ ! ક્રુર મનુષ્યો ગમે તેવા કાર્યો કરી શકે છે ! કાલની વક્રગતિને લીધે સ્વામીએ આજે તાબેદાર સેવકનો સંહાર કરવાનો નિશ્ચય કર્યો ! અકબરશાહે એક પ્રકારની “ માજૂન ” ( જેને આપણે “ માઝમ ” કહીએ છીએ તેવી કેફી-મિષ્ઠ વસ્તુ ) તૈયાર કરાવી એનો અર્ધો ભાગ માનસિંહને આપવાનો હોવાથી તેમા વિષ મેળવ્યુ ! દૈવની વિચિત્ર ગતિથી “ ખાડો ખોદે તે પડે ” એ કહેવત આ સ્થળે ફળીભૂત થઈ બન્ને જાતની માજૂમ સાથે સાથે મૂકેલી હોવાથી માનસિંહને આપવાની માજૂમ બાદશાહે ભૂલથી પોતેજ ખાઇ લીધી ! પાપનું પ્રાયશ્ચિત

ત્મા કંઇક શાંત થયો હતો ખરો પરતુ તેથી તેમના શરીરમાં પેઠેલા વ્યાધિને શાંતિ મળી નહોતી !

માનસિંહે રાજપૂત કુળમાં કલક લગાડી પરધર્મી મોગલોને રાજપૂત કન્યા-ભગિની આપવાનું શરૂ કર્યું હતું અને તેમ કરીને મોગલ દરબારમાં ચિરકાળને માટે યશ પ્રાપ્ત કરવાની ઇચ્છા રાખી હતી. પરંતુ મનુષ્યની ઇચ્છા ક્યારે પરિપૂર્ણ થાય છે? તેનુ આ કલક અને રાજપૂતોને પાયમાલ કરવાના કાર્યમાં મોગલોને તેની સહાયતા, એ બન્ને કાર્યોને લીધે પણ મહારાણાને ચિંતા થતી. વળી તે સાથે એક બીજી ચિતારૂપી ભ્રમરે પણ મહારાણાના હૃદયને કોતરવા માડયુ હતું ! મહારાણા પ્રતાપસિંહને સત્તર પુત્રો હતા. તેમાં અમરસિંહ સર્વથી જ્યેષ્ઠ હતા. હિંદુ કુલ નિયમાનુસાર મહારાણાએ તેનેજ રાજ્યનો ઉત્તરાધિકારી ઠેરવ્યો હતો, પરતુ તે પિતૃ પુરૂષોનુ પૂર્વ ગૌરવ જાળવી રાખશે કે કેમ તેનીજ પ્રતાપને સર્વદા ચિતા થતી હતી. "પુત્રનાં લક્ષણ પારણામાથી અને વહુનાં લક્ષણ બારણામાથી." એ કહેવત પ્રમાણે રાજકુમાર અમરસિંહના વિલાસી લક્ષણો જોવામાં આવતા હતાં. અમરસિંહ ઉચો લાબો-પ્હોળો પ્રચડ વીર નર હતો, પરતુ રણકૌશલ્ય હોવા છતાં અનેક ભોગ-વિલાસ-સુખની તૃષ્ણા તેનામાં બળવતી જણાતી હતી, તેથીજ મહારાણાને શકા ઉત્પન્ન થઈ હતી. એ શંકાને પુષ્ટી મળે એવો એક બનાવ પણ તે સમયે બન્યો હતો. એક દિવસ વિચારમાને વિચારમાં અમર પિતાની કુટીરમાંથી બહાર નિકળતો હતો એટલામાં એક આડો વાંસ તેના શિરપેચને

---

શરૂ થયુ નિરપરાધી, શ્રદ્ધાળુ, તથા ઉપકારી સેવકનો વિના કારણે પ્રાણ લેવાનો યત્ન કરનાર શહેનશાહના પ્રાણ ગયા ! જે માનસિંહના બાહુબળથી અકબરને અર્ધુ રાજ્ય મળ્યુ હતુ અને જે જીવન પર્યંત રાજભક્ત સેવક થઈ નિરંતર મોગલ-રાજની કલ્યાણ-કામના કરી રહ્યો હતો તેને દરબારમાથી કાઢી મૂકીને સતોષ નહિ પામતા તેનાજ પ્રાણ લેવા યત્ન કરવો એ શહેનશાહ અકબરના ચરિત્રમા એક ભયકર કલંક સમાન કહી શકાશે ! કૃતજ્ઞતાના પવિત્ર મસ્તક પર લાત મારનાર અકબરશાહને અકાળે પ્રાણ ખોવા પડયા ! એજ પ્રમાણે અનેક કૃતઘ્ન રાજાઓ પણ પાયમાલ થયા છે ! ("તબકાત્-ઇ-અકબરી" See Elliot's History of India. Vol. V. P. 401.)

લાગવાથી શિરપેચ પૃથ્વી પર પડયો! એ અશુભ લક્ષણ જોવાથી મહારાણા પ્રતાપની શંકા દૃઢ થઇ. તેમણે નિશ્ચય કર્યો કે: "અમરસિંહ કઠોર વ્રત પાલન કરી શકશે નહિ! પિતૃગૌરવનુ રક્ષણ કરી શકશે નહિ! એ શંકાએ પણ પ્રતાપસિંહને મૃત્યુ પહેલાં બહુ દુઃખ દીધુ હતું એમ કહી શકાશે.

ઉત્તમોત્તમ મહેલોનો ત્યાગ કરી મહારાણા પ્રતાપસિંહ, પેશોલા સરોવરને કિનારે બંધાવેલી સાધારણ કુટીરમાં નિવાસ કરતા હતા. આજે વીરવર પ્રતાપસિંહ શય્યામાં પડયા છે! તેમની ચારે બાજુએ મેવાડના મુખ્ય મુખ્ય વિશ્વાસુ વીર સામન્તો અને સરદારો એકત્ર થયા છે. સર્વે નીચે મુખે ઉદાસ થઇ બેઠા છે. કોઇના મુખમાંથી શબ્દ નિકળતો નથી સર્વેના હૃદયમાં દારૂણ વ્યથા થઇ રહી છે આજે મેવાડનો સિંહ મરણ શય્યામાં પડયો છે! એ જાણી સર્વ રાજપુતોના મુખ ઉતરી ગયાં છે! આશા નષ્ટ ભ્રષ્ટ થઇ ગઈ છે! તેમનો ઉત્સાહ નરમ પડયો છે! પચીશ વર્ષ સુધી મોગલ શહેનશાહ અકબરની સમુદ્રના તરંગો જેવી વિશાળ સેના સાથે યુદ્ધ કરી તેમને હંફાવનાર, સ્વદેશને માટે, તન, મન અને ધનની આહુતિ આપવા છતાં મોગલશાહને નહિ નમનાર, અને માતૃ ભૂમિને માટે જંગલે જંગલ ભટકી સહકુટુંબ, ક્ષુધા–તૃષાનુ દારૂણ દુઃખ વેઠનાર, ટેકીલો, સ્વદેશપ્રેમી સન્યાસી મહારાણા પ્રતાપસિંહ આજે મરણ શય્યામા પડયો છે! અહા! એ કેવા ભયંકર સમાચાર? એ સમાચાર સાંભળી મેવાડના પ્રત્યેક સ્વદેશાભિમાની નર, નારી અને બાળકના નેત્રમાંથી ચોધાર આંસુ નિમરી પડે છે! સર્વેનાં મુખ ફિક્કા પડી ગયાં છે! સર્વેનુંજ જાણે અમુલ્ય ગુપ્ત ધન આજે એકાએક લૂટાઈ જવાની તૈયારીમાં છે! હવે મેવાડનુ ગૌરવ ભ્રષ્ટ થશે! હવે મેવાડવાસીઓ મસ્તક વગરના થઇ પડશે! હવે મેવાડ અનાથ થશે! હવે મેવાડ વીરશૂન્ય થશે! આજે રાજપૂત જાતિ સહાયશૂન્ય થશે! આજે પ્રતાપસિંહનો પવિત્ર આત્મા, પંચભૂતનો દેહ ત્યાગ કરી જશે! અહો! આજનો સમય કેવો ભયંકર!

સર્વે મહારાણાના મુખ સ્હામે જોઈ રહ્યાં છે. એટલામાં મહારાણાએ ધીમે ધીમે કહ્યું: "મંત્રી! મ્હારી વાસના પૂર્ણ નહિ થાય?"

મંત્રી બે હાથ જોડી બોલ્યોઃ "પ્રભુ ! આ દાસ બનતે યત્ને મહારાણાની વાસના પૂર્ણ કરવાનો સર્વદા યત્ન કરશે."

મહારાણાએ અમર અને રત્ન સ્હામે આંગળી ધરી. મંત્રી સમજી ગયો. તેણે તત્ક્ષણેજ મહારાણાની દ્રષ્ટિ સમીપ બે સિંહાસન ગોઠવાવ્યાં. બાજુના ઓરડામાંથી અમરસિંહ અને રત્નસિંહ તથા ઉર્મિલા અને યમુના, નવાં વસ્ત્રો પહેરી ત્યાં આવી પહોંચ્યાં. તેમણે નવાં વસ્ત્રો પહેર્યાં હતાં પરંતુ નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલી જતી હતી. તેમણે પ્રવેશ કરી ભક્તિ પુરઃસર મહારાણાના ચરણમાં નમન કર્યું, અને તેમના ચરણની રજ લઈ મસ્તકે ચ્હડાવી. કુલ પુરોહિતે મંત્રોચ્ચાર કરી તેમનો હસ્તમેળાપ કર્યો અને આશિર્વાદ દીધા. પ્રતાપસિંહે ધીમે ધીમે કુમાર અમરસિંહ અને કુમારી ઉર્મિલાના મસ્તકપર હાથ મુકી આસિર્વાદ દીધા અને કહ્યું. "વત્સ ! મ્હોટી ધામધૂમથી ત્હમારાં લગ્ન કરી હૃદયની વાસના તૃપ્ત કરવાની ઘણી ઇચ્છા હતી પરંતુ વિધાતાએ તે વાસના તૃપ્ત કરી નહિ અત્યારે આ સ્થિતિમાંજ તમને મેવાડ નિવાસીઓ સમક્ષ પવિત્ર લગ્ન બંધનમાં બાધું છુ, અને આશિર્વાદ આપુ છું કેઃ "રાજધર્મનું પાલન કરી તમે બન્ને ચિરજીવન અક્ષય સુખમાં વ્યતીત કરો."

મંત્રીએ અમર અને ઉર્મિલાને રાજસિંહાસન પર બેસાડયાં. સર્વ સામન્ત અને સરદારોએ તેમની પાસે જઈ રાજ-નમન કર્યું. સર્વના હૃદયમાં હર્ષ ઉત્પન્ન થયો. મહારાણાએ પુનઃ રત્નસિંહ અને યમુનાને પાસે બોલાવ્યા. તેમણે મહારાણાને નમન કર્યું. એટલે કુલ પુરોહિતે મંત્રોચ્ચાર કરી તેમનો હસ્તમેળાપ કર્યો અને આશિર્વાદ દીધા. મહારાણાએ તે બન્નેને માથે હાથ મુકી આશિષ આપી કહ્યું "પુત્ર કરતાં પણ અધિક પ્રિયતમ સુહૃદ્ ! સ્વર્ગીય જયમલસિંહનુ નામ મ્હારા હૃદયમાં જ્વલન્ત અક્ષરે કોતરાઇ રહ્યું છે. મેવાડના મહારાણાના એ વિશ્વાસુ મિત્રનુ નામ કેમ ભૂલી શકાય ? તેણે મેવાડને માટે, દેશને માટે અને મિત્રધર્મને માટે બહુ કર્યું છે ! એવા વીરને કેમ ભૂલી શકાય ? વત્સ ! મ્હારી ઇચ્છા હતી કે મ્હારા સ્વર્ગીય મિત્રના પુત્રનું સુખ જોઇને મરણ પામીશ, પરંતુ વિધાતાની ઇચ્છા આગળ મનુષ્યનુ શું બળ ? દેવલવર રાજકન્યા યમુના સાથે તમારૂં લગ્ન

થાય છે એ જોઇ મ્હને અતિ આનંદજ થાય છે. આજથી ગોગુણ્ડાનો કિલ્લો અને તેના તાબાનો પ્રદેશ તમને અર્પણ કરૂં છું. પ્રભુને પ્રાર્થના કરૂં છું કે તમે દમ્પતિ ચિર સુખી રહો. અમર સાથે તમારી મૈત્રીનું દઢબંધન ચિરકાલ ટકી રહે, અને તમારા પિતાની પેઠે તમે પણ મેવાડના, સ્વદેશના અને મિત્રના પ્રિય ભક્ત થઇ રહો."

મંત્રી ભામાશાએ તેમનો હાથ પકડી અન્ય સિંહાસન ઉપર બેસાડયાં. મેવાડનો રાજ ડંકો ગર્જના કરી ઉઠયો. સુંદરીઓએ પુષ્પનો વર્ષાદ વર્ષાવી વરકન્યાને વધાવી લીધા. અમરસિંહના મસ્તક ઉપર સફેદ રાજછત્ર ધરવામા આવ્યુ. બે બાજુએ બે ચમ્મર ઢળવા લાગ્યા. છડીદારે મહારાણા અમરસિંહનો જય ધ્વનિ કર્યો. સર્વેએ અમરસિંહને મેવાડેશ્વર તરીકે સ્વિકારી તેમનો જય ધ્વનિ કર્યો. સર્વના મુખ ઉપર થોડીવારને માટે આનંદની છાયા પથરાઈ રહી.

## ઉપસંહાર.

રાજકુમારનાં લગ્ન થવા છતાં આજનો ઉત્સવ ફિક્કો જણાતો હતો. મેવાડપતિના લગ્ન હોવા છતા વિશેષ મનુષ્યો જણાતા નહોતાં. આજે પ્રકૃતિદેવી પણ શોકગ્રસ્ત જણાતી હતી. આજે સૂર્યનારાયણ ભગવાન વાદળામાં સતાઈ ગયા હતા, કારણ કે મહારાણા પ્રતાપ મરણની તૈયારીમાં હતા ! તેમના શરીરમા ધીમો શ્વાસોશ્વાસ વહેતો હતો. તેમનુ મુખ નિસ્તેજ થઈ ગયુ હતું. એ જોઈ રાજકુમાર અમરના નેત્રમાથી આસુની ધારાઓ વહન થતી હતી. તીર્થરૂપ, શિરછત્ર પિતા મૃત્યુ શય્યામાં છેલ્લો શ્વાસ લેતા હોવાથી તેના હૃદયમાં દારૂણ દુઃખ થતું હતું પ્રતાપસિંહે અમરને અશ્રુપાત કરતો જોઈ ધીમે ધીમે કહ્યુ:–"

"પુત્ર ! શા માટે રડે છે ? જગતમાં કોણ અમર રહેશે ? જન્મ અને મૃત્યુ એ તો વિધાતાનો નિયમજ છે. જન્મ્યુ છે તે મરવાનુજ છે. આંસુ લુછી નાંખ. રડવુ બંધ કર. હવે મ્હારે પરલોકમાં પ્રયાણ કરવાની

તૈયારી છે. હવે વધારે વિલંબ નથી. અલ્પ સમયમાં હું ત્હને જે બે ચાર શિખામણના શબ્દો કહું તે હૃદયમાં કોતરી રાખ."

આટલું સાંભળતાં અમરના નેત્રમાંથી દડ્ દડ્ આંસુ ખરવા લાગ્યાં. પ્રતાપસિંહે ધીમે ધીમે આગળ ચલાવ્યુ:-

"વત્સ ! મૃત્યુથી મ્હને કિંચિદ્ પણ દુઃખ થતું નથી. આ સંસારમાં કીર્તિ, યશ, ગૌરવ, અને માનશૂન્ય થઈ જીવન ધારણ કરવું એના કરતાં મૃત્યુ થાય એમાં દુઃખ શા માટે ? હું દુઃખને ગણતોજ નથી ! અરે ! જગત્માં દુઃખ જેવી કોઈ સ્થિતિ છે એમ જાણી હુ દુઃખી થતો નથી. હુ હમેશાં ઈશ્વરની ઇચ્છાનેજ મહાન સમજું છું. તે ઈશ્વર મનુષ્ય, પ્રાણીને એક એક વખતે એક એક સ્થિતિમાં લાવી મૂકે છે, અને તેમના દ્વારા જગત્ને ચલાવે છે ! તેથી જે સમયે જેવી સ્થિતિ પ્રાપ્ત થાય તેમા આનંદ-સંતોષ માનવો અને તે સ્થિતિમાંથી વિના દુઃખ માન્યે પસાર થવું એજ મનુષ્યનું કર્તવ્ય છે ! સુખમાં હસવું અને દુઃખમાં રડવુ એ મનુષ્યનુ લક્ષણ નથી. મનુષ્યે તો બન્ને સ્થિતિ સમયે ઈશ્વરની ઇચ્છા સમજી સંતોષજ માનવો જોઇએ. જો કે હુ દુઃખી છુ એમ સર્વને જણાય છે, જો કે મ્હારા અદ્રષ્ટમાં જીવનપર્યંત, જગત્ જેને સુખ કહે છે તેનો સંયોગ થયો નથી એ ખરૂ પરંતુ મ્હારા મનમાં હમેશાં જે વિમલ આનંદ છે તેના આગળ પૃથ્વીનુ સામ્રાજ્ય પણ અતિ તુચ્છ છે ! મ્હેં અન્ય રાજપૂતોની પેઠે, મોગલો સમક્ષ સ્વજાતિનું ગૌરવ ગુમાવ્યુ નથી, એ જ મ્હારા સર્વ સુખનુ મૂળ છે. પ્રિયતમ ! આ સંસારમાં જે વ્યક્તિ ગૌરવ અખણ્ડ રાખીને મૃત્યુ પામે છે તેજ ધન્યવાદને પાત્ર છે મ્હને ઘણો ભય લાગે છે કેઃ કદાચિદ્ તું એ ગૌરવ અખણ્ડ રાખી શકશે નહિ ! પ્રાણાધિક ! મૃત્યુ શય્યામાં શયન કરીને હુ અન્ય કોઈ વ્યાધિથી પિડાતો નથી પણ માત્ર એકજ ચિંતા, એકજ વિચાર, અને એકજ વિષય, મ્હારા ચિત્તને વ્યાકુળ કરી રહ્યો છે ! હું ધારૂં છું કેઃ આટલા લાંબા સમય પછી કદાચ મેવાડ ગૌરવ-શૂન્ય થશે ! એજ મ્હને મ્હોટી ચિન્તા થઇ રહી છે ! એજ ચિન્તા મ્હારા ચિત્તને વ્યાકુળ કરી રહી છે ! એ ચિન્તાને લીધે જ હું ગાંડા જેવો, અસ્થિર થઈ

ગયો છું ! સુહૃદ્ વત્સ ! હું અભાગી, ચિરજીવન અસુખી રહ્યો છું. જો હજી પણ હું એવા શબ્દો સાંભળીશ કે, મ્હારા મૃત્યુ પછી મેવાડનું ગૌરવ અખણ્ડ રહેશે, રાજપૂત જાતિનું માન-યશ જળવાશે, તું તથા સર્વ રાજપૂત સામન્ત અને સરદારો પ્રતિજ્ઞા કરો કે: તમે જીવન પર્યંત માતૃભૂમિ મેવાડ મોગલોના હાથમાં જવા દેશો નહિ ! માતૃભૂમિને માટે પ્રાણાંત પર્યંત યુદ્ધ કરશો, કાં તો વિજય પ્રાપ્ત કરશો કે કાં તો પ્રાણ સમર્પણ કરશો ! તમારા સર્વની એવી આશ્વાસન વાણી સાંભળતાં જ મ્હારા પ્રાણ પરલોકમાં સિધાવશે. પુત્ર ! તું માતૃભૂમિને મોગલોના હાથમાં જતી છોડાવી શકશે નહિ ! તે દિવસે ત્હારો શિરપેચ, પેલા બારણાના વાંસ સાથે અથડાઈ પૃથ્વીપર પડ્યો તેજ સમયે ત્હેં કહ્યું હતું કે “આ સ્થળે મ્હેલો બંધાવવા જોઈએ !” તે ઉપરથી જ હું અનુમાન કરૂં છું કે ત્હારા મનમાં મ્હારી પ્રતિજ્ઞા દૃઢ થઇ નથી. ત્યારથી જ મ્હેં જાણ્યું છે કે તું મ્હારા પૂર્વજોના ગૌરવનું રક્ષણ કરી શકશે નહિ ! તું વિલાસી છે. તું કષ્ટ સહન કરી શકશે નહિ !”

એટલું કહેતાં કહેતાં રાણાજીનું મુખ અધિક ગંભીર થઈ ઉઠયું. તેમણે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો આ સમયે જાણે તેમનો આત્મા ગુચવાતો હોય તેમ જણાયું. આ સમયે સલુંબરના રાજા મહારાણાની પાસે આવી બેઠા. તેના નેત્રમાંથી આંસુની ધારા પડવા લાગી. એ જોઈ મહારાણાએ તેનો હાથ ઝાલી ધીમે ધીમે કહ્યું: “સલુંબરરાજ ! હું ચિતોડનો ઉદ્ધાર કરી શક્યો નથી. મ્હારો પુત્ર પણ ઉદ્ધાર કરી શકશે નહિ ! મેવાડનો ઉદ્ધાર કરવા માટે જે કષ્ટ અને જે કઠોરતાનું પ્રયોજન છે તે અમર સહન કરી શકશે નહિ. હું દિવ્ય દ્રષ્ટિવડે જોઈ શકું છું કે આ સર્વ કુટીરને સ્થળે રમણીક મહેલો બંધાશે. મેવાડભૂમિની દુરાવસ્થા ભૂલી જઇને અમર એ મહેલોમાં અનેક પ્રકારના ભોગ વિલાસ ભોગવશે તેનાથી કઠોર વ્રતનું પાલન થશે નહિ. હા ! અમરસિંહ ભોગી અને વિલાસી થશે તે સમયે મેવાડનું ગૌરવ અને માતૃભૂમિની સ્વતંત્રતા લુપ્ત થઇ જશે ! મેવાડ ભૂમિની સ્વતંત્રતાને માટે તો મ્હેં અને મ્હારા દેશભક્ત રાજપૂત વીરોએ મોગલો સાથે યુદ્ધ કર્યાં છે અને પચીશ

વર્ષ પર્યંત વન, જંગલ અને પર્વતોમાં અથડાઈ, વનવાસનું કઠોર વ્રત ધારણ કર્યું હતું. તેને અચલ રાખવા માટે તો સર્વ પ્રકારની સુખ સમ્પત્તિનો ત્યાગ કર્યો હતો, અને કુટુંબ પરિવાર સહિત ક્ષુધા તૃષાનું અપાર દુ:ખ વેઠયું છે ! પરંતુ સલુમ્બરરાજ ! અમરસિંહથી એવાં કષ્ટ વેઠાશે નહિ ! તે મ્હારા જેવું વ્રત પાલન કરશે નહિ. તે પોતાના સુખને માટે મેવાડની સ્વતંત્રતા અને ગૌરવનો ત્યાગ કરશે ! જન્મ ભૂમિની સ્વતંત્રતા જાળવવા માટે રાજપૂતોએ પચીશ વર્ષ પર્યંત પોતાના દેહનુ લોહી જળની પેઠે વહેવડાવ્યુ છે તે વિલાસ વિભવના પ્રવાહમાં ક્યાંએ તણાઇ જશે ! તે સમયે તમે સર્વ રાજપૂતો પણ અમરસિંહના દૃષ્ટાંતનુ અનુકરણ કરી મેવાડના પવિત્ર અને ઉજ્વળ યશમાં કલંક લગાડશો ! '

મહારાણાના મુખ ઉપર એક પ્રકારનો પ્રકાશ જણાવા લાગ્યો. ક્રોધ અને શોકને લીધે તેઓ શય્યામાંથી એકદમ ઉઠવાનો યત્ન કરતા હતા પરંતુ સલુમ્બરરાજ આદિ સામન્ત સરદારોએ તેમને અટકાવ્યા અને આશ્વાસન આપ્યુ. સલુમ્બરરાજે મહારાણાના ચરણને સ્પર્શ કરી કહ્યું: "દેવ ! હુ મેવાડપતિનો હમેશનો દાસ છુ અને મ્હારા સન્તાન પણ મેવાડપતિના દાસ થઇ તેમના ચરણની હમેશ સેવા કરશે. હુ આપના ચરણને સ્પર્શ કરીને શ્રી એકલિંગેશ્વર ભગવાનનું નામ સ્મરણ કરી, સર્વ સમક્ષ બાપ્પારાવળના પવિત્ર સિંહાસનની પ્રતિજ્ઞા કરૂ છુ કે મ્હારા જીવન પર્યંત રાજકુમાર અમરસિંહને કદી પણ કલંકિત થવા દઇશ નહિ. કોઇ પણ મોગલને મેવાડ ભૂમિપર પગ મૂકવા દઇશ નહિ. રાજકુમારને મહારાણાની આજ્ઞાનો અનાદર કરવા દઇશ નહિ, અને જેટલા દિવસ સુધી મેવાડની ભૂમિ, પૂર્વવત્ સંપૂર્ણ સ્વતંત્ર થશે નહિ ત્યાં સુધી મહારાણા આ કુટીરમાંજ નિવાસ કરશે, ત્યાં સુધી મહારાણા સુવર્ણ પાત્રમાં ભોજન-પાન કરશે નહિ, ત્યાં સુધી પલંગ ઉપર કોમળ શય્યામાં શયન કરશે નહિ, અને ત્યાં સુધી તેઓ દાઢી મૂછનુ મુંડન કરાવશે નહિ."

આ શબ્દો સાંભળતાં જ ત્યાં બેઠેલા સર્વ રાજપૂત વીર સામન્તો અને સરદારો બોલી ઉઠયા: "અમે સર્વ એવી જ પ્રતિજ્ઞા કરીએ છીએ મહારાજ !

અમે બાપ્પારાવળના પવિત્ર નામ અને નિર્મળ યશમાં કદી પણ કલંક લગાડીશું નહિ ! ”

કુમાર રત્નસિંહે મહારાણાનાં ચરણને છાતી સાથે સ્પર્શ કરી કહ્યું: “ઇષ્ટ દેવનુ નામ કદાચ ભૂલી જઇશુ પરંતુ જેની કૃપાથી આ જીવન ધારણ કર્યું છે તેમની પ્રતિજ્ઞા કદી પણ ભૂલીશું નહિ ! ”

પિતાના ચરણમાં મસ્તક સમર્પણ કરતાં રાજકુમાર અમરસિંહે કહ્યું: “ પિતૃદેવ ! જગતમાં જેટલી પવિત્ર વસ્તુઓ છે તેનું સ્મરણ કરીને પ્રતિજ્ઞા લઉં છું કે: આ શરીરમાં પ્રાણ હશે ત્યાં સુધી મેવાડનું ગૌરવ નાશ થવા દઇશ નહિ ! ચિતોડનો ઉદ્ધાર કરવા પ્રાણાંત પર્યંત યત્ન કરીશ અને મેવાડની ભૂમિમાં મોગલોને એક તલભાર પણ સ્થળ આપીશ નહિ.”

સર્વ વીર રાજપૂતો એકે અવાજે બોલી ઉઠયા. “ જય ! શ્રી એક-લિંગેશ્વર ભગવાનની જય ! જય મહારાણા પ્રતાપની જય ! ”

મહારાણા પ્રતાપના મુખ ઉપર અલૌકિક પ્રકાશ જણાવા લાગ્યો. તેમના વ્યાધિગ્રસ્ત મુખ ઉપર હાસ્યની રેખા જણાવા લાગી ! તેમણે ધીમે ધીમે કહ્યું “ અહા ! શો આનંદ ! આ આનંદની તૂલના નથી ! પરંતુ હું હતભાગ્ય છું. એ વિમલ આનંદ મ્હારા ભાગ્યમા નથી ! વીર બંધુઓ ! પવિત્ર મેવાડ ! મ્હને રજા આપો ! હવે મ્હારો આત્મા સંતોષ પામ્યો છે ! હવે હું આનંદપૂર્વક પ્રાણ ત્યાગ કરી શકીશ.”

અમર અને રત્ન, મહારાણાની પાસે જઇ નીચે મુખે રડવા લાગ્યા. ઉર્મિલા અને યમુના વેગળે ઉભા રહીને રડવા લાગ્યા. સર્વ વીર પુરૂષોનાં નેત્રમાંથી આંસુની ધારાઓ ચાલી રહી. મહારાણા પ્રતાપે એક હાથે અમર-નો હાથ પકડયો અને બીજે હાથે રત્નનો હાથ પકડયો. તેમને સહજ નજીક ખેંચતાં બોલ્યા “ પુત્રો ! અશ્રુપાત કરશો નહિ ! જન્મ્યું તે અવશ્ય જવાનુ છે. રહેશે માત્ર મનુષ્યનુ ગૌરવ, કીર્તિ, માન, યશ, અને અટલ પ્રતિજ્ઞા ! વીર બાપ્પારાવળના નામને દીપાવજો, એટલે તમે અમરજ થશો. તમારૂં કલ્યાણ થાઓ. ”

પ્રતાપના બન્ને હાથ બે રાજકુમારોના હાથમાંજ હતા. પ્રતાપે સર્વના સ્હામું દ્રષ્ટિ ફેરવી. સર્વ વીરોએ કહ્યું: "અમે હમેશાં મેવાડના રાજછત્રને નમન કરીશું, અને તેના તાબેદાર થઈ રહીશું, એજ અમારી પ્રતિજ્ઞા."

આ પ્રતિજ્ઞા સાંભળતાંજ મહારાણાના મુખમાંથી એક ઉંડો નિશ્વાસ નિકળ્યો. તેની સાથેજ મહારાણા પ્રતાપસિંહનો આત્મા, સમસ્ત ચિંતા, સમસ્ત કષ્ટ, અને સમસ્ત શંકાઓથી રહિત થઈ પરમાનંદપૂર્વક તેમનો દેહ છોડી અમર લોકમાં ચાલ્યો ગયો! પ્રતાપસિંહનો જીવન દીપક નિર્વાણ પામ્યો! જેનુ વીરત્વ અતુલ, સ્વદેશ પ્રેમ અનહદ, યુદ્ધકૌશલ આશ્ચર્યકારક, સહનશક્તિ અપરિસીમ, સાહસ અને બળ અલૌકિક, તેજ પરમ પુણ્યાત્મા, સ્વદેશ પ્રેમી સન્યાસી, અવટંકી મહારાણા પ્રતાપસિંહનો પ્રાણ દિવ્ય લોકમાં ચાલ્યો ગયો! પ્રતાપરૂપી પ્રચંડ સૂર્ય અસ્ત પામ્યો! કઠોર કાળે વીરબાહુ પ્રતાપને અકાળે ઝડપી લીધો! પૃથ્વી ઉપર ઘોર વિષાદ–અંધકાર પથરાઇ રહ્યો!

ગયો! તે ભારતવર્ષનો મહાપુરૂષ ગયો! ભારતના ભાગ્યાકાશમાંથી એક ઉજ્વળ નક્ષત્ર અનન્ત કાળ પર્યંતને માટે સ્થાન ભ્રષ્ટ થયું! ભારતમાતાના ઉજ્વળ હારમાંથી એક અમૂલ્ય રત્ન નષ્ટ થયુ! એક પ્રચંડ શોકકમ્પ થવાથી સમસ્ત ભારતભૂમિ વારંવાર કમ્પાયમાન થવા લાગી! કોણ જાણે ક્યાંથી, હૃદય વિદારક હાહાકાર ધ્વનિ સંભળાવા લાગ્યો! કોણ રડયુ, કોણ ન રડયુ, એ કોઇએ જોયુ નહિ પરંતુ સર્વ રડતાં હતા એ તો નિશ્ચય જ! બાળક, વૃદ્ધ, વનિતા, શ્રીમંત, નિર્ધન, યુવક, યુવતી, રાજપુત, ભીલ, હિંદુ, મુસલમાન, શત્રુ અને મિત્ર, સર્વ સ્વદેશ પ્રેમી સન્યાસીઓમાં શ્રેષ્ટ, પ્રતાપસિંહના મૃત્યુ શોકથી અત્યન્ત રોદન કરવા લાગ્યાં!

મહત્વ, વીરત્વ અને સ્વદેશ પ્રેમની પવિત્ર મૂર્તિ, મહારાણા પ્રતાપસિંહે દેહ ત્યાગ કર્યો! રાજપુતોની આશા અને ભરોસો, હિંદુ રાજન્યવર્ગની સહાય અને આશ્રય, હિંદુસ્થાનનુ ગૌરવ અને અલંકાર સ્વરૂપ મહાવીર પ્રતાપસિંહે, સંવત ૧૬૫૩ મા પંચાવન વર્ષની વયે ધરાધામમાંથી અમરધામ પ્રતિ પ્રયાણ કર્યું! તેમણે આ લોકમાંથી દેહ ત્યાગ કર્યો, તેમનું

પંચભૂતનું શરીર પંચભૂતમાં મળી અદ્રશ્ય થયું, પરંતુ તેમની અલૌકિક વીરતા, અચલ પરાક્રમ, અદમ્ય ઉત્સાહ, અને ઉત્તમ સ્વદેશ ભક્તિ આદિ સર્વોત્કૃષ્ટ રાજગુણની પવિત્ર સ્મૃતિ કદી પણ અદૃશ્ય થઇ શકે એમ નથી ! વિધાતા મનુષ્યના ભાગ્યને બદલી શકે છે પરંતુ પ્રતાપની પવિત્ર કીર્તિને કદી પણ બદલી શકે એમ નથી ! સમયનું ચક્ર જગતમાં અનેક પરિવર્તન કરી શકે છે પરંતુ તે પ્રતાપના અદ્ભુત ગૌરવને કદી પણ બદલી શકે એમ નથી ! જેટલા દિવસ પર્યંત આકાશમાં ચંદ્ર સૂર્યનું અસ્તિત્વ રહેશે, જેટલા દિવસ પર્યંત પૃથ્વી માનવોની નિવાસ ભૂમિ થશે, જેટલા દિવસ પર્યંત મનુષ્યોનું હૃદય પશુવત્ થશે નહિ. જેટલા દિવસ પર્યંત વીરતાનો સત્કાર થશે, અને જેટલા દિવસ પર્યંત અતીતના સાક્ષીરૂપે ઇતિહાસ અચળ રહેશે તેટલા દિવસ પર્યન્ત પુણ્યશીલ, સ્વદેશ પ્રેમી સાધુ પ્રતાપસિંહની વીરતા, મહાત્મ્ય અને ગૌરવ સંસારના નેત્રો સમક્ષ અચલ અમર રહેશે. તેમનું પુણ્યમય નામ સર્વત્ર આદરસત્કાર પામશે અને સર્વત્ર તેમની પૂજા થશે

**જય ! મહારાણા પ્રતાપનો જય !**



## સસ્તી વાર્તામાળાના ગ્રાહકોને ખાસ સસ્તો લાભ.

**૧. પંજાબની રાણી**—આ ઐતિહાસિક નવલ કથા લૉર્ડ ડેલહૌસીના વખતની છે. એક વખત આખા હિંદુસ્થાનને ધ્રુજાવનાર, પંજાબના શીખ રાજા રણજીતસિંહના રાજમાં કેવી રીતે ફાટફુટ થઈ, તથા બાળ રાજા ધુલિપસિંહની માતાના સમયમાં ઇસ્ટ ઇન્ડીઆ કમ્પનીએ પંજાબમાં કેવી રીતે પગ પેસારો કર્યો, તથા તે રાજ કેવી રીતે નષ્ટ થયું તે વગેરે વાંચતાં વખતે શૂર, વખતે દયા, વખતે પ્રેમ, અને વખતે આંસુની ધારાઓ ચાલી જાય છે. અવશ્ય વાંચો. પાકું પૂઠું, સોનેરી નામ, ચિકણા કાગળ, ( કિ. ૧-૮-૦ ) હાલ અડધી **કીંમત ૧૨ આના.** પોષ્ટેજ ૦-૧-૬.

**૨. પતિવ્રતા બેગમ**—( લુત્ફુન્નિસા ) મુસલમાની ભાષામાં ઘણા નોવેલ પ્રગટ થયા છે, પણ આ ઐતિહાસિક નવલ કથા તે સર્વે પુસ્તકમાં ઉત્તમ છે એમ કહેવાની અમે હિમ્મત કરીએ છીએ, અને તે દરેકે દરેક હિંદુ તથા મુસલમાન ભાઇઓએ વાંચવીજ જોઈએ. એમા બંગાળાના છેલ્લા મહાન નવાબ સિરાજુદ્દૌલાની માનીતી બેગમનું રસથી ભરેલું વર્ણન સરળ ભાષામાં લખ્યું છે. પ્રેમની પ્રત્યક્ષ સાક્ષી આ પુસ્તક પૂરે છે. પ્રેમનો આબેહુબ અને અદ્‌ભૂત ચિતાર વાંચવો હોય તો આ પુસ્તક વાંચો. ચિકણા કાગળ, સોનેરી નામો, પાકું પૂઠું, કિંમત ( રૂ ૧-૮-૦) હાલ **૦-૧૨-૦** પોષ્ટેજ ૦-૧-૬.

**૩. દેવી અન્નપૂર્ણા**—અથવા **સાત્વિક જીવનનો મહામંત્ર**—આ સાંસારિક નવલકથા દરેક સ્ત્રી પુરૂષે કિંવા યુવાન નર નારીએ જરૂર વાંચવી જોઇએ. ગુજરાતી ભાષામાં ઘણાં નૉવેલો બહાર પડયા છે પણ આ નવલકથા વાચકના હૃદયને જીંદગીના સાર્થક તરફ લઇ જાય છે, અને જીવન મુક્ત બનાવી દે છે. સંસારના ધર્મોમાં રહીનેજ માણસ અપૂર્વ સુખ મેળવે અને પરલોકમાં મોક્ષ ધામ મેળવે તોજ તેનું જીવન સાર્થક થયેલું ગણાય છે. આ નવલકથામાં તેજ શિક્ષા ભરી છે. જુવાન માણસો જો આ નવલકથા વાંચીને સંસારમાં પ્રવેશ કરશે તો તેઓ પોતાના સંસારને સોનાનો બનાવી મૂકશે. વિલાયતમાં આવી નવલકથાનાં પુસ્તકોની લાખો કોપીઓ વેચાઇ જાય છે.

પૃષ્ઠ લગભગ ૨૭૫, ચીકણા કાગળ, પાકું સુંદર પુંઠું, સોનેરી નામો સાથે **કીંમત** ( રૂા. ૧–૪–૦ ) હાલ ૦–૧૨–૦ પોષ્ટેજ ૦–૧–૬.

**૪. રામેશ્વરની મહા યાત્રા**—( છપાય છે. નાકીદે બહાર પડશે. ) સુંદર ૧૦–૧૨ છબીઓ સહિત. આ તીર્થયાત્રાનું પુસ્તક ધર્માભિમાની હિંદુ માત્રે ખરીદવું જોઈએ. મદ્રાસ તરફના તમામ તીર્થમાં જેઓ સ્નાન, દાન, ધર્મ કરવા જઇ શકતા નથી, તેમને ઘેર બેઠાં આ પુસ્તક એક ચિત્તે વાંચવાથી અને માનસિક ધ્યાન કરવાથી તે તે તીર્થોમાં જવા જેટલું પુણ્ય મળે છે. એમાં મદ્રાસ ઇલાકાનાં તથા રામેશ્વરનાં દરેક તીર્થોનુ સંપૂર્ણ પૌરાણિક, ઇતિહાસિક ઉપાખ્યાન સાથેનુ વર્ણન આપવામાં આવ્યુ છે. દક્ષિણનાં ચમત્કારિક તીર્થોની ઉત્પત્તિ અજાયબીમાં ગરક કરી નાંખે છે અને હિંદુ ધર્મનું ઉંડું રહસ્ય સમજાવી આપે છે વળી આ પુસ્તકમાં તીર્થોની જાણવા જેવી ખાસ ઉત્પત્તિ આપવા ઉપરાંત તેને લગતી છબીઓ છે અને વળી દક્ષિણમાં વેપારવણજ કરનારા શ્રીમંતો માટે વ્યાપારની માહિતી આપેલી છે. યાત્રાએ જનારાઓને ક્યાં કેવી સગવડ છે તથા ક્યા કેવી મુશીબત છે તે પણ બતાવી આપ્યું છે. પાકા પુઠાનાં. સોનેરી નામ સાથેનાં પુસ્તકની **કિંમત ફક્ત રૂા. ૧–૮–૦.** સર્વેનું વી. પી. ખર્ચ જુદુ પડશે.

**૫. ૧૯૧૦ નો ખાસ અંક**—સચિત્ર **ભારતજીવન** માસિક પત્રનો આ ખાસ અંકમા ૧૫૦ પૃષ્ઠ છે. ઐતિહાસિક લેખો અને ઐતિહાસિક નવલકથાઓ ઉપરાંત આકર્ષક ૫૬ છબીઓ છે સંગ્રહ કરવા લાયક દળદાર છે. **કિંમત માત્ર** ૦–૬–૦ પોસ્ટેજ ૦–૨–૦.

**૬. ૧૯૧૧ નો ખાસ અંક**—સચિત્ર ભારતજીવનનો આ ખાસ અંક પણ ૧૫૦ પૃષ્ઠનો ઉત્તમોત્તમ લેખોથી ભરપુર દળદાર છે આકર્ષક ૭૨ છબીઓ છે. લાયબ્રેરીમા રાખવો જોઇએ **કિંમત માત્ર ૦–૬–૦** પોસ્ટેજ ૦–૨–૦.

સર્વ પત્રવ્યવહાર, મનીઑર્ડર વગેરે નીચલે સરનામે મોકલવા જોઇએ.

* આ પુસ્તકો અમારા એજન્ટો પાસેથી પણ મળી શકશે.

**ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતા.**

**મેનેજર–ભારતજીવન અને સસ્તી વાર્તામાળા. મુંબઇ નં.–૧૩**

# અગત્યની સૂચના.

૧. બીજા વર્ષમાં-પ્રથમ પુસ્તક **અનુપકુમારી અથવા કાશ્મીર પર હલ્લો**-આ નામનું ઉત્તમ ઐતિહાસિક નૉવેલ શ્રાવણ માસમાં, અનુક્રમ નંબર પ્રમાણે ગ્રાહકબંધુઓને લવાજમ માટે વી. પી દ્વારા મોકલાશે. જેઓનાં નામ ઠેકાણાં બદલાયાં હોય તેઓએ અમને સત્વર ખબર આપવી અને **નવા વર્ષમાં ગ્રાહકો વધારવાનો થોડો પરિશ્રમ કરવો.**

૨. **જે બંધુઓને ગ્રાહકમાં રહેવાની ઇચ્છા ના હોય તેમણે** તરતજ અમને એક પોષ્ટ **કાર્ડદ્વારા ખબર આપવી. ઢીલ કરવાથી અમને પોષ્ટ ખર્ચનું નુકસાન થાય એ સ્વાભાવિક છે.**

૩. **અમદાવાદ, નડિયાદ, આંણંદ, ભરૂચ, સુરત, નાંદોદ. મુંબઇ,** કરાંચી, બારડોલી, અને **મોમ્બાસા** વગેરે સ્થળોના **ગ્રાહકોએ પોતાનું લવાજમ એજન્ટોને પ્રથમ પુસ્તક મળે તેજ વખત ભરી દઈ મેનેજરની સહી સાથેની રસીદ મેળવવી.** ઢીલ કરવાથી પ્રથમ પુસ્તક તેઓને મળશે નહિ. લવાજમ ઉધાર રાખવાનો રિવાજ નથી. **જેઓને અમારે ત્યાંથી પોષ્ટદ્વારા પરબાર્યાં પુસ્તકો મંગાવવાં હોય** તેઓએ અમને **પોષ્ટ કાર્ડથી ખબર આપવી** જેથી તેમને એજન્ટો દ્વારા નહિ પણ અમારે ત્યાંથીજ પરબાર્યાં પોષ્ટદ્વારા મોકલાશે.

૪. **હિંદુસ્થાનના ગ્રાહકો** માટે કાચા પૂઠાના રૂ. ૨-૦-૦ અને પાકા પૂઠાના રૂ. ૩-૦-૦ અને વી. પી. ખર્ચ ૦-૧-૦ વધુ છે. **મનિઑર્ડર મોકલવો નહિ.** વી. પી. થીજ પુસ્તકો મોકલાશે.

૫. **આફ્રિકાના** ગ્રાહકોએ **કાચા પૂઠાના** લવાજમના **રૂ. ૨-૧૦-૦** તથા **પાકા પૂઠાના રૂ. ૪-૦-૦** ( રજીસ્ટર્ડ ખર્ચ સાથે ) નો પોષ્ટલ ચેક અથવા મનિઑર્ડર મોકલવો. જે ગ્રાહકોએ **પ્રથમ (ચાલુ) વર્ષમાં ૦-૪-૦ ઓછા મોકલ્યા હોય તેમણે નવા લવાજમ સાથે તેટલી ટીકીટો વધારે મોકલવા** ભુલવું નહિ. **આ પુસ્તક મળેથી** લવાજમ તરત મોકલવું.

૬. બીજા વર્ષનાં પ્રત્યેક પુસ્તકો ઉત્તમ અને વાંચવા લાયકજ છે. દરેક પુસ્તક વખતસર મળે એવી બનતી કાળજી રાખવામાં આવશે.

૭. ઠેકાણું બદલાતાં તરતજ અમને ખબર આપવી. જવાબ માટે રિપ્લાઈ કાર્ડ અથવા ટીકીટ બીડવી.

૮ મો પત્રવ્યવહાર મનિઑર્ડર વગેરે **મેનેજરને** સરનામે ચલાવવો.